

HARIDAS,
Vajeshanker Pranjivan Dwivedi.





तत्सत् परमात्मने नमः

सत्य, नीति, ज्ञान सहित भक्तिनो पूर्ण प्रकाश.

# ભકિતચંદ્ર.

રચી પ્રસિદ્ધ કર્તા,


હરિદાસ મહારાજ.

વજેશંકર પ્રાણજીવન દ્વિવેદી.

ઠે. રાયપુર કાચવાડો—અમદાવાદ.


પ્રીતે પુસ્તક વાંચતાં, દુઃખ જાય સૌ દૂર;
સત્ય, શિયળ ને ભક્તિથી, ભક્તિચંદ્ર ભરપૂર.




સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

કિમ્મત દોઢ રૂપીઆ.



Joshi,
Somnath Gordhan.

# અર્પણ પત્રિકા.

પરોપકાર મૂર્તિ અને સ્વધર્મ નિષ્ટ શ્રીમાન્ ભાઇશ્રી.

## સોમનાથ ગોવર્દ્ધન જોશી.

અમદાવાદ.

વ્યાપારમાં કુશળતા, વ્યવહારમાં નિપુણતા, હૃદયમાં સહનશીલતા, સૌજન્ય, અને સ્વધર્મનું પાલન તેમજ ભક્તિમાં સંપૂર્ણ તત્પરતા, એવા આપના મુખ્ય ગુણો જોઇને; વળી ઉપદેશકોને આશ્રય આપવામાં અને તેવાંજ અનેક પરમાર્થનાં કાર્ય કરવામાં આપના હૃદયનું અદ્ભૂત ઔદાર્ય આવા સર્વ સદ્ગુણોથી આપને અલંકૃત થયેલા નીહાળીને આ 'ભક્તિચંદ્ર' નામનું લઘુ પુસ્તક મારા ખરા અંતઃકરણથી આપને અર્પણ કરવા ઇચ્છા થઇ છે. તે ઘણા સ્નેહથી આનંદની સાથે સ્વીકારશો.

જે જે સ્ત્રીઓ યા પુરુષો આ પુસ્તક વાંચી વિચારી વર્તનમાં મુકશે તે, સદ્પુરૂષોના માર્ગને અનુસરી ભક્તિમાર્ગે દોરાશે અને સદ્ગુણી નીવડશે. તેમને આ અમૂલ્ય લાભ આપનાર આપ છો એવી માન્યતા થશે.

આ સિવાય આપના દ્રવ્યનો લોકહિત જેવા સન્માર્ગમાં અને પ્રભુસેવામાં વ્યય થાય છે, જેને માટે આપશ્રીને સંપૂર્ણ ધન્યવાદ ઘટે છે.

આપને સહકુટુંબ શ્રી હરી સુખી રાખો. તથા સદા યશમાં વૃદ્ધિ કરો એવો મારો આશીર્વાદ છે.

હરિદાસ વજેશંકર પ્રાણજીવન દ્વિવેદી.

ઠે. રાયપુર—કાચવાડો. અમદાવાદ.

॥ ॐ श्रीमन्महागुणाधिपतये नमोनमः ॥

# भक्ति चंद्र.



## मंगलाचरणं.

### आर्या.

अविरल मदजल निवहं, भ्रमर कुलानीकसेवितं कपोलं ॥
अभिमत फलदातारं । कामेशं गणपतिं वन्दे ॥

### शार्दूल.

या कुंदेंदुतुषार हार धवला, या शुभ्र वस्त्रान्विता ।
या वीणा वर दंड मंडितकरा, या श्वेत पद्मासना ॥
या ब्रह्माच्युत शंकर प्रभृतिभि र्देवैः सदा वंदिता ।
सा मां पातु सरस्वती भगवती, निःशेष जाड्यापहा ॥

### मालिनीवृतम्.

सजल जलद नीलं, दर्शितोदार लीलम् ।
कर तल धृत शैलं, वेणु वाद्यं रसालम् ॥
वृज जन कुलपालं, गोपीका केली लोलं ।
तरुण तुलसी मालं, नौमि गोपाल बालम् ॥

### शार्दूल.

या ब्रह्मा वरुणेन्द्र रूद्र मरूतः, स्तुन्वंतिदिव्यैः स्तवै ।
वेदैः सांग पदक्रमेपि निषदैः, गायंति यं सामगाः ॥
ध्यानावस्थित तद्गतेन मनसा, पश्यंति यं योगिनो ।
यस्यांतं नविदुः सुरासुरगणा, देवाय तस्मै नमः ॥



गुरु ब्रह्मा गुरु विष्णु गुरु देवो महेश्वरः ।
गुरुरेव परंब्रह्म, तस्मै श्री गुरवे नमः
वसुदेव सुतं देवं, कंस चाणूर मर्दनम् ।
देवकी परमानंदं, कृष्णं वंदे जगद्गुरूम् ॥

# પ્રસ્તાવના.

આ ભક્તિચંદ્ર નામનું પુસ્તક સજ્જનોની સેવામાં હાજર કરૂં છું. આમાં મહાત્માઓનાં અને સતિ સાધવીઓનાં સપ્ત રત્નરૂપ ચારિત્રોનો સંગ્રહ છે. આ ચારિત્રોનું મનન કરવાથી અજ્ઞાનરૂપી તિમિરનો નાશ થઇ જ્ઞાનદિપક પ્રગટશે અને વૃતિઓ પ્રભુ પરાયણ બનશે.

સાગર તરી જવા માટે જેમ નૌકાની જરૂર છે તેજ પ્રમાણે સંસાર-રૂપી સાગર તરવાને નૌકારૂપી ભક્તિની જરૂર છે. ભક્તિથી પ્રભુ પ્રત્યે પ્રેમ અને સદ્દગુણો પ્રાપ્ત થાય છે અને તેથી પ્રભુપદ મેળવવાની ઇચ્છા સહેજે ફળીભૂત થાય છે.

પરમાત્માનું ખરૂં રહસ્ય, સ્પષ્ટતાથી સમજાવવું અને પ્રેમલક્ષણા ભક્તિ દર્શાવવી એ આ પુસ્તકનો મૂળ હેતુ છે. જો સજ્જનો આ પુસ્તકમાં આપેલાં ચરિત્રોનું મનન કરી નીતિમાન બને પોતાની જાતને, કુળને અને દેશને આભૂષણરૂપ નીવડે તો હું પણ મારો શ્રમ સફળ થયો માનીશ.

વસ્તુ માત્રમાં ગુણ દોષ રહેલા છે. આ મારી યોજનામાં જે કોઇ દોષરૂપ જણાય તે હંસ પરીક્ષા ન્યાયે તેમાંથી સારરૂપ પયને ગ્રહણ કરી વારિરૂપ વિકારનો ત્યાગ કરશે એવી આશા રાખું છું.

આ પુસ્તક છપાવવા વગેરેનો તમામ ખરચ રા. રા. ભાઇ શ્રી સોમનાથ ગોવર્દ્ધન જોશીએ ઉપાડી લઇ જે મહાન સેવા બજાવી છે, તેમનો આ સ્થળે ઉપકાર માની તેઓશ્રીને ધન્યવાદ આપું છું. તેઓ પોતાના દ્રવ્યનો આવો સદ્દપયોગ હંમેશાં કરતા રહે એવી શુભ વૃત્તિઓ પ્રેરવા ઇશ્વર પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે. ૐ શાન્તિ. શાન્તિ. શાન્તિ.

લિ૦

**હરિદાસ--વજેશંકર પ્રાણજીવન દ્વિવેદી.**

ભક્તિચંદ્રના કર્ત્તા.

## અનુક્રમણિકા.



### પુસ્તક મળવાનું ઠેકાણું:—

હરદાસ મહારાજ વજેશંકર પ્રાણજીવન.
ઠે. રાયપુર કાચવાડો—**અમદાવાદ.**

અમર ચરિત્રના કર્તા—**ભક્ત બાપાલાલ વેણીરામ.**
ઠે. તાજપુર તાડનીશેરી—**અમદાવાદ.**

**જોશી સોમનાથ ગોરધન અગરબત્તીવાળા.**
ઠે. ડોશીવાડાની પોળ સ્હામે—**અમદાવાદ.**

ॐ

तत्सत् परमात्मने नमः

# જાળંધર.

## રાગ હમીર કલ્યાણ.

ભાવના ભૂખ્યા ભગવાન, ભજ મન ભાવના. ટેક
સેવક જનનાં સંકટ કાપે, ન ગણે શ્રીમાન્ કે ધીમાન્. ભજ.
ફળ ખાધાં ભીલડીનાં ભાવે, ભક્તિ વશ થઇ ધર્યો ન અભાવે;
ઉતાર્યું મુનિઓનું માન; ભજ મન.
સુરદાસ નિજ અવાસ છોડી, ગુણિકા પાસે નિત્ય જાએ દોડી.
છતાં તાર્યો કરી સાન. ભજ મન.
બોડાણાની અનન્ય ભક્તિ, મહેતા જેવી ઘણીએ વ્યક્તિ.
તર્યા થઇ સાવધાન. ભજ મન.

પ્રભુ અંતર્યામી હોવાથી આપણા મનના સારા યા નરસા ભાવોને તે તરત પરખી કાઢે છે. જે જે ભક્તોએ તેના પર પૂર્ણ ભાવના રાખી ભક્તિ કરી છે તેવા દરેક ભક્તો–પછી તે ગરીબ યા તવંગર, યા ઉંચ કિંવા નીચ હોય તેની તેઓ દરકાર કરતા નથી. અને તેથીજ શબરીનાં ચાખીને સંઘરી રાખેલાં એઠાં બોરનો તેમણે સ્વીકાર કર્યો, તે જોઇ ઋષિ મુનિઓ પણ અચંબામાં પડયા. સુરદાસ જે વેશ્યાગામી હતો, તેને પણ ભગવાને તાર્યો મતલબ કે પ્રભુ તો માત્ર ભાવનાના ભૂખ્યા છે, તેથી તેના પ્રત્યે મનુષ્યે સારી ભાવના રાખી હંમેશાં તેની ભક્તિ કરવી. આ ભક્તિથી જ્યારે જ્યારે મનુષ્યો કે દેવો વિમુખ બને છે ત્યારે તેમનામાં અનેકાનેક દંભ, અભિમાન, ઈર્ષા ઇત્યાદિ દુર્ગુણોનો પ્રવેશ થાય છે, અને અધર્મ પ્રવર્તે છે ત્યારે ભગવદ ગીતામાં કહ્યું છે, તે પ્રમાણે–

> **यदायदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
> **अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**
> **परित्राणायसाधूनां विनाशायच दुष्कृताम् ।**
> **धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥**

ભગવાન અર્જુન પ્રત્યે કહે છે, કે હે અર્જુન જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે મારે અવતાર

લેવા પડે છે. એ અવતાર લઇને હું સાધુ પુરુષોનું રક્ષણ કરૂં છું. દુષ્કર્મ કરનાર પાપીઓનો નાશ કરૂં છું અને ફરી ધર્મની સ્થાપના કરૂં છું.

હિરિણાક્ષ અને હિરણ્યકશ્યપુ, એ અસુરોએ જ્યારે ઘણો અધર્મ પ્રવર્તાવ્યો ત્યારે પ્રભુએ વરાહ અને નરસિંહ અવતાર ધારણ કરી તેમનો નાશ કર્યો; રાવણ અને કુંભકર્ણે જ્યારે તે પ્રમાણે વર્તન કર્યું ત્યારે રામાવતાર ધારણ કરી તેમનો નાશ કર્યો. દંતવક્ર, શિશુપાળ, કંસ, કાળયવન વગેરે રાજાઓ જ્યારે સ્વચ્છંદી થયા ત્યારે કૃષ્ણાવતાર ધારણ કરી તેમનો નાશ કર્યો. એમ દરેક વખતે જ્યારે જ્યારે ધર્મની હાનિ પહોંચેલી ત્યારે ત્યારે પ્રભુએ જુદા જુદા અવતાર લઇ ધર્મની સ્થાપના કરેલી, એ વાતથી આપણે બધા પરિચિત છીએ. આ પ્રમાણે અધર્મીઓનો નાશ કરી પ્રભુ પ્રત્યે પ્રીતિ ધરાવનાર મનુષ્યોનું હંમેશાં તેમણે રક્ષણ કરેલું છે.

## રાગ આશાવરી.

ભજન કો પરિમાન, ઐસો ભજન.  
નીચ પાવે ઉંચ પદવી, જલ તારે પાષાન. ઐસો.

ચલત તારા ને ચલત મંડલ, ચલત શશી ઔર ભાન;  
દાસ ધ્રુવકી અવિચળ પદવી, રામ કે દિવાન. ઐસો.

રાવણ કે દશ શિશ છેદે, કર ગ્રહે સારંગપાણ;  
વિભિષણ કો લંકાં દીની, ભક્ત અપનો જાણ. ઐસો.

નિગમ જાકી શાખ પુરે, સુણો સંત સુજાન;  
દાસ તુલસી શરણ આયો, રાખીએ ભગવાન. ઐસો.

તુલસીદાસે ઉપર પ્રમાણે ભક્તિનું પ્રમાણ આંકેલું છે. દેવ માત્ર પ્રભુની ભક્તિ કરતા તેમાં પણ જ્યારે ઇન્દ્રને પોતાના ઉત્તમ પદ માટે અભિમાન પ્રાપ્ત થયું ત્યારે તેનું અભિમાન ટાળવાને માટે જાળંધર જેવો એક પરાક્રમી યોધ્ધો ઉત્પન્ન કર્યો ઇન્દ્રાદિક દેવોનો જ્યારે જાળંધરે અભિમાન ઉતાર્યો અને પોતે પોતાના બળમાં બહુ મદોન્મત્ત બન્યો ત્યારે પ્રભુએ તેનો પણ સંહાર કર્યો, ઇન્દ્રનો જાળંધરે કેવી રીતે અભિમાન ઉતાર્યો અને મદોન્મત્ત થએલા જાળંધરનો શી રીતે પ્રભુએ નાશ કર્યો તે બતાવવાને આપણે હવે જાળંધરનું આખ્યાન શરૂ કરીશું.

# શ્રી જાળંધરાખ્યાન.

## ગીતિ.

ગૌરીસુત ગણુ નાયક, સંકટ હરા છો સરસ્વતી માતા;
વિઘ્નો વિદારી આપો, કાપો પાપો કરો સુખ શાતા.

## अनुष्टुप छंद.

**पार्वती फणी बालेंदु, भष्म मंदाकिनि युता ।**
**'प' वर्ग रचितामूर्ति, अपवर्ग प्रदाईनि. ॥**

શંકરની મૂર્તિ 'પ' વર્ગથી રચાએલી છે જેનો પ્રથમાક્ષર 'પ' એટલે જેના વામ ભાગે જગત્ જનુની પાર્વતીજી બિરાજેલાં છે બીજો અક્ષર 'ફ' એટલે જેના ગળામાં ફણીધર અલંકાર રુપ શોભી રહ્યા છે. ત્રીજો અક્ષર 'બ' એટલે કે જેમના ભાલમાં બાલચંદ્ર પ્રકાશી રહ્યો છે. ચોથો અક્ષર 'ભ' એટલે કે જેમના શરીર પર ભષ્મને વસ્ત્રરુપ ધારણુ કરેલી છે પાંચમો 'મ' એટલે પતિતને પાવન કરનારી મંદાકિનિ ગંગા જટામાંથી વહી રહ્યાં છે એવી ' પ ' વર્ગયુક્ત રચાયલી શંકરની મૂર્તિ મોક્ષપદને આપવાવાળી છે.

એક સમય આવા દેવાધીશ મહાદેવ પોતાના પુત્રો અને ગણો સહ વર્તમાન બિરાજેલા હતા તેમણે વિષ્ણુ અવતાર શાલિગ્રામની પૂર્ણ ભાવે સેવા કરી તે પ્રસંગે.

## રાગ કલ્યાણ.

શિવ સેવી શાલિગ્રામે, મન હર્ષ ઘણેરો પામે;
ધરી તુલસી દઇને નામે, સ્વામી કાર્તિક ઊભા સામે.
અવિનાશી આપ કહાવો, પથ્થર પૂજી કાં ખુશી થાઓ;
મુજ મનમાં ભ્રમ છે આવો, તે કાઢી સમજાવો.
શંભુ કહે સુણ ષડાનન, પત્થર નહિ પ્રાણુજીવન;
નામે પામે આનંદ એ છે સાચા સુખકંદ.

કાર્તિકસ્વામીએ પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં મહાદેવજી બોલ્યા કે હે કાર્તિકસ્વામી હું જેનું પૂજન કરૂં છું, તે પત્થર નથી પરંતુ તે સાક્ષાત્ વિષ્ણુંનું સ્વરૂપ છે.. જે મહાન્ સતિ વૃંદાના શ્રાપિત બની શિલારૂપ થયા છે.

કાર્તિક—હે તાત, જગત, પાલક વિષ્ણુને શ્રાપ દેનાર સતી વૃંદા કોણ હતી તે કોની પુત્રી અને કોની સ્ત્રી હતી શા કારણે તેને શ્રાપ દેવાની જરૂર પડી તે સઘળી હકીકતનું વિસ્તારથી વર્ણન કરો તો આપનો ઉપકાર થશે.

મહાદેવ— રાગ-સોરઠ. તા. ત્રિતાલ.

ભોળા ભાવે કહે કાર્તિક સુણો ખુશી થઇરે. ભોળા.
પદ્મ પુરાણે કથા આ સુહાઇ, વાલ્મીકજી સંભળાવે ગાઇ;
સુતજી કહે શૌનકાદિક ઋષિ પાસ જઈરે. ભોળા.

એક વખત ઇન્દ્ર રાજા તમામ દેવો સહિત રત્ન જડિત સિંહાસન પર બેઠા હતા તેમને પ્રસન્ન કરવા ગાંધર્વો મધુર ગાન કરી રહ્યા હતા, તેમજ ઉર્વશી અને, રંભા અને બીજી અપ્સરાઓ પૂર્ણ હાવ ભાવવડે નૃત્ય કરી આનંદ આપતી હતી આ સ્થિતિમાં.

## મરાઠી સાખી.

ઇન્દ્રને અભિમાન થયું છે, પૂર્ણ સુખને સ્મરતા,
વિશ્વકર્તા નથી કોઇ બીજો, હું છું સૌનો ભરતા;
મન બહુ મલકાય, બાહુ બળ અંગ ન માય. મન.

સર્વાંશે પરિપૂર્ણ સુખવાળા ઇન્દ્રને અભિમાન થયું, તેની સાથે તેની બુદ્ધિ ભ્રષ્ટ થઇ તેથી જેમ વિનાશકાળે વિપરીત બુદ્ધિ થાય છે તેમ તેના હૃદયમાં પોતાનું બાહુબળ અજમાવવાના અનેક વિચારો ઉત્પન્ન થયા તેથી પોતે દેવો, અપ્સરાઓ અને ગાંધર્વો સાથે સૃષ્ટિકર્તા બ્રહ્મા પાસે આવ્યા અને તેમને કહેવા લાગ્યા, કે મારે માટે સ્વર્ગ, મૃત્યુ કે પાતાળ માંહે કોઈ યોદ્ધો તમે ઉત્પન્ન કર્યો છે કે નહિ ? જો તેવો યોદ્ધો ઉત્પન્ન કરવાનું ભૂલ્યા હો તો તમે જાતેજ મારી સાથે યુદ્ધ કરો. આ શબ્દો સાંભળતાંજ બ્રહ્માજી સ્તબ્ધ બન્યા અને ઇન્દ્રના અભિમાન માટે તેમને ઘણોજ ખેદ થયો તો પણ ઉત્તરમાં તેમણે જણાવ્યું, કે હે અભિમાની ઇન્દ્ર, તારે તારા સાથે લડી શકે તેવો યોદ્ધો જોઇતો હોય તો વિશ્વપાળક વિષ્ણુ પાસે જઇ તેમને અરજ કર, તેઓ તારી અરજનો સ્વીકાર કરશે અને તે જરૂર તને માગ્યા પ્રમાણે યોદ્ધો આપશે.

બ્રહ્માજીનું વચન સાંભળી તત્કાળ ઇન્દ્ર વૈકુંઠ પ્રત્યે ગયો અને ત્યાં જઇ વિશ્વપાળક વિષ્ણુ પાસે યોદ્ધાની માગણી કરતાં કહ્યું, કે હે વિશ્વપા-

ળક મારી સાથે યુદ્ધ કરે તેવો યોદ્ધો બતાવો અગર તો તમો પોતે મારી સાથે યુદ્ધ કરવા તૈયાર થાઓ.

વિષ્ણુ—( હસતાં હસતાં ) હે વીર તમારા જેવો બાહુબળ ધરાવનાર આ લોકમાં અથવા મૃત્યુ લોકમાં કે નાગ કિન્નર કે કિંમ પુરુષોમાં કોઇ નથી પરંતુ કૈલાસમાં બિરાજેલા શ્રીશંકર તમારા બાહુબળને માન આપે તેવા છે માટે ત્યાં જાઓ અને તેમની સાથે યુદ્ધ કરો.

## સાખી.

કરી તૈયારી ભારી ભપકાથી, આવ્યો ગિરિ કૈલાસ;
શિવજી ચરણમાં શિષ નામીને, મદ ધરી બોલ્યો ખાસ;
હું ઉઠાવું કૈલાસ, આપું ઘણો આજે ત્રાસ. હું.

શ્રીશંકર પ્રત્યે મહા મદાંધ બનેલા ઇન્દ્રે પૂર જોશથી અભિમાનમાં ઉદ્ધત બની કહેવા લાગ્યો, કે ત્રિભુવનમાં મારી સામે કોઈ યુદ્ધ કરે તેવો યોદ્ધો મને મળતો નથી માટે તમે પોતેજ મારી સામે યુદ્ધ કરો, નહિ તો આ તમારો કૈલાસ એક સપાટે ઉઠાવી સમુદ્રમાં ફેંકી દઇશ.

## રાગ માલકોસ તા. ત્રિતાલ.

વધો ઇન્દ્ર ધરી અંહકાર, મારૂં હું સહુને માર. વધો.
સ્વર્ગ મૃત્યુ પાતાલની માંહે, યોદ્ધો દીઠો ન કોઇએ ક્યાંએ;
ત્રાશે, નાસે તજી દાર. વધો.

ચર્ણ વડે પૃથ્વીને ચાંપુ, ઉદ્યાચળ વિણુ શ્રમે ઉથાપું;
તો અન્ય તણા શાભાર. વધો.

રિપુદળ વાદળ વિખી નાંખું, રણસંગ્રામે કશું ન સાંખું;
થતાં ધનુષ ટંકાર. વધો.

યુદ્ધ કરો કાં યોદ્ધો આપો, વિજય વિભૂતા વિશ્વે છાપો;
ભૂજબળ પામી પાર. વધો.

---

આ પ્રમાણેનાં વચનો સાંભળીને શિવજીએ અતિ ક્રોધ કરીને તેને કહ્યું, કે હે મૂઢ જા તારૂં અભિમાન ઉતારનાર અને તને બહુજ ત્રાસ આપનાર યોદ્ધો થોડાજ વખતમાં પ્રગટ થશે તે તારા સઘળા વૈભવને નષ્ટ કરશે.

### સાખી.

પશુપતિએ અતિ-ક્રોધ કરીને, નાંખ્યું બિંદુ કમંડળ માંહે;
જેમ જેમ વધે તેમ તેમ નાંખ્યું, સમુદ્રજળ છે જ્યાંહે.

શિવજીને સર્વાંગે ક્રોધ થયો, આથી તેમને કપાળે પરસેવો વળ્યો, તે પરસેવાનું એક બિન્દુ લઇ તેમણે પોતાની પાસે પડેલા કમંડળમાં નાંખ્યું એ બિન્દુ કમંડળમાં વધવા લાગ્યું, જ્યારે તે કમંડળમાં સમાઇ શક્યું નહિ ત્યારે તેને ઉપડાવી કૂવામાં પધરાવ્યું. કૂવામાં પણ તે અતિશય વધવા લાગ્યું અને તે સમાઇ શક્યુ નહિ તેથી તળાવ, નદી, સરોવર વગેરે સ્થળે તેને મૂકવામાં આવ્યું. સરોવરનું પાણી જ્યારે ઢંકાયું ત્યારે ગણોએ શિવજી પ્રત્યે આ હકીકત જણાવી. શિવજીએ આજ્ઞા કરી કે તેને તમારા તમામ શસ્ત્રોવડે ભાંગી નાંખો, એવી આજ્ઞા સાંભળતા ગણોએ તેને ભાંગી નાંખવા શસ્ત્રોવડે પોતાનું બળ અજમાવ્યું છતાં જ્યારે તેમનો શ્રમ મિથ્યા ગયો અને તે ભાંગ્યું કે તૂટયું નહિ ત્યારે તેને સમુદ્રમાં નાંખી દીધું. છેવટે તેમાંથી

### સાખી.

પ્રગટ્યો પ્રતાપી ખ્યાતી વ્યાપી, બહુ ગુણનો ગ્રામ;
મગર મચ્છને પકડે જકડે, સહુ જોઇ હારે હામ.

શંકરના ક્રોધરૂપી જ્વાળાથી ઉત્પન્ન થએલો જ્વાલેન્દ્ર જેને આપણે જાળંધર નામે ઓળખીએ છીએ તે ઉત્પન્ન થયો કે જે ઇન્દ્રનો ગર્વ ઉતારી તેને મારવામાંજ જેનું ચિત્ત લાગેલું છે, તેવો રાક્ષસ સમાન જાળંધર સમુદ્રમાં ખૂબ તોફાન મચાવવા લાગ્યો. જળચર પ્રાણીઓને તેમનાં પૂચ્છ પકડી પાણીમાં જોસથી પટકવા લાગ્યો આવું તોફાન જોઇને

### ધનાશ્રી.

નાશ, ભાગ સૌ કરે ત્રાસથી, નાસ ભાગ સૌ કરે,
કાળથી વધુ ડરે. ત્રાસથી.
ચાલવાથી ધરણી ધ્રૂજે, દેવ કિન્નરો ડરે. ત્રાસથી.
ચીસ પાડે ત્યાં સમાધિ છૂટે, ધીર ન રહે આખરે. ત્રાસથી.
મહામારી કે દુકાળ કરતાં, પણ ભય ઉર અતિ ભરે. ત્રાસથી.
રાત દિવસ રડતાં ડરતાં કાંઇ, મોત વિનાના મરે. ત્રાસથી.
ત્રાસી, નાસી સિંધુ આવ્યો, જાણે કારજ સરે. ત્રાસથી.
શરણું ગ્રહ્યું શક્રનું તેણે, જઈ ઉભો નજરે. ત્રાસથી.
હકીકત સૂણી કંપી ઊઠયો, ધાક થકી થરથરે. ત્રાસથી.

સમુદ્રે ઇન્દ્ર પ્રત્યે જઇ કહ્યું, કે હે દેવેશ આપ મારૂં રક્ષણ કરો મારા જળમાં કોઇ એવો પરાક્રમી યોદ્ધો ઉત્પન્ન થયો છે, જે મારૂં જળ તેને માત્ર કમ્મરપૂર થાય છે. તેથી દહાડામાં ૨૦ વખત મને ડહોળી નાંખે છે મને તો એમ લાગે છે, કે થોડા વખતમાં તે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળને ડોલાવી મૂકશે આવા વચનો સમુદ્રનાં સાંભળી ઇન્દ્ર ગભરાયો અને તુરતજ

દોહરો.

ઇન્દ્ર ડરીને આવીઓ, બ્રહ્માજીની પાસ;
ચરણ મુસ્તક નામી કહે, શરણ રાખો દાસ.

ઇન્દ્ર બ્રહ્મા પાસે જઇ બોલ્યા, કે હે સૃષ્ટિ કર્ત્તા પ્રભો ઉદધિમાં મહા બલિષ્ટ એવો જોરાવર યોદ્ધો તમે શા હેતુથી ઉત્પન્ન કર્યો છે કે જેના ત્રાસથી આ જગત્ બધું ગભરાઇ ઊઠયું છે આ સાંભળતાંજ બ્રહ્માએ ધ્યાન ધરી જોઇને ઇન્દ્રને કહ્યું કે ભાઇ અ યોદ્ધો મેં ઉત્પન્ન કર્યો નથી. એ મારી સૃષ્ટિ બહારનો કોઇ જોરાવર યોદ્ધો છે તમારી મરજી હોય તો આપણે તેને પ્રત્યક્ષ જોઇએ. એમ કહી કેટલાક દેવોને સાથે લઇ તેઓ—

સાખી.

અજ, ઇન્દ્ર, ચંદ્ર મળીને આવ્યા, જ્યાં છે જળધિ તીર;
અદ્દભૂત રૂપ જોઇ મોહી રહ્યા સૌ, બોલ્યા રાખી ધીર.

સમુદ્ર કિનારે આવી દેવોએ જોયું તો મહાન્ જોરાવર યોદ્ધો તેમનિ નજરે પડયો, બ્રહ્માએ તેની સ્તુતિ કરી કહ્યું, કે હે વીર પુરુષ તમે કોણ છો તે અમને જણાવો આ સાભળતાંજ જાળંધર એકદમ પાણીની બહાર જ્યાં દેવો બેઠા છે ત્યાં આવી પહોંચ્યો અને બ્રહ્માની દાઢી પકડી તેમને કહેવા લાગ્યો કે તમે આ બધા કોણ છો અને શા માટે અત્રે આવ્યા છો તે જલદી કહો, બ્રહ્મા ગભરાયા અને પોતાના તથા બીજા દેવોનાં નામ તેમણે દઇને ઓળખાવ્યા. બ્રહ્માએ પોતાનું નામ દીધું કે તરતજ જાળંધરે પ્રશ્ન કર્યો કે તમે સૃષ્ટિના કર્તા કહેવાઓ છો તો મારે માટે તમે કોઇ કન્યારત્ન ઉત્પન્ન કર્યું છે કે નહિ ? જાળંધરનાં આવાં વાક્યો અને તેનું અતુલ બળ જોઇ બ્રહ્મા પ્રસન્ન થયા તેથી તેને એક ગદા આપી કહ્યું, કે

દોહરો.

બ્રહ્મા કહે જળધિ સુત સુણો, જાઓ મથુરાં માંય;
કોચક નામે ભૂપતિની, વૃંદા છે કન્યાય.
જ્યાં સુધી સતિ સત્ય રાખશે, ત્યાં સુધી કુશળ તન;
ભામાને ભૂલાવે થશે, તુરત યમ દર્શન.

બ્રહ્માનાં આવાં વચનો સાંભળી જાળંધર ઘણો ખુશી થયો અને તેમને પ્રણામ કરી મથુરાં તરફ તેણે પ્રયાણ કર્યું.

**લાવણી.**

ગદા ગ્રહી જાળંધર ધાયો, જ્યાં છે જમુનાં તીરરે,
મેઘ સમી ત્યાં કરી ગર્જના, રહી ન નૃપને ધીરરે.
પ્રજાજન સૌ પોકાર કરતાં, ડરતાં મનનિ માંહીરે,
કાળ અચાનક આવ્યો ક્યાંથી, છુપાયા ઘર માંહીરે.
ભુપતિ ભારે ભય દેખીને, સચિવ સાથે આવ્યો બહારરે,
સનમાન કરી શબ્દો સારાથી, પહેરાવ્યો પુષ્પનો હારરે.
પ્રેમ સહીત પુત્રી પરણાવી, લાવી મન ઉમંગરે,
અન્ય મહેલમાં રહે ઉમંગે, સતી પતિના સંગરે.

આ પ્રમાણે મથુરાંના રાજાએ પોતાની પુત્રી જાળંધર સાથે પરણાવી પોતાનું અવશેષ રહેલું આયુષ્ય શાસ્ત્રોક્ત પ્રમાણે તપ કરી પુરૂં કર્યું, પોતાને પુત્ર નહિ હોવાથી તમામ રાજ્ય પોતાના જામાત્ર જાળંધરને સોંપી દીધું. મૂળે મહા બળવાન અને તેમાં વળી રાજ્ય પ્રાપ્તી થઇ એટલે ચક્રવર્તી મહારાજાધિરાજ થવાની ઇચ્છા પ્રાપ્ત થઇ પરંતુ સતી વૃંદા સ્વરૂપા હોવા ઉપરાંત પોતાના પતિને પુજ્ય ભાવે અને અનન્ય ભાવે ભજતી હતી તેના આવા અગાધ પ્રેમમાં જાળંધર લુબ્ધ થયો અને તેથી ચક્રવર્તી થવાની ઇચ્છા થોડોક વખત બંધ રહી તોપણ જેટલું રાજ્ય તેના તાબામાં હતું તે રાજ્યની પ્રજાને પૂર્ણ સુખ આપવાને જાળંધરે પોતાનું ઐશ્વર્ય વાપર્યું હતું. બીજી બાજુંએ સતી વૃંદાની પતિસેવાથી અતિ સંતુષ્ટ થતો હતો.

**ભૈરવી—( થઈ પ્રેમ વશ. )**

જે સદ્દગુણી સુંદરી પામેરે, તે સર્વ દુઃખથી વિરામે;
મધુર ભાષાણિ મિષ્ટ બોલીને, આનંદ અતિ ઉપજાવે;
પછી પૂજન સાહિત્ય લાવે, પૂજે છોડી ઘર કામેરે. તે સર્વ.
કંથપ્રતિ અતિ પ્રીતિ રાખે, દાખે ન ક્લેષ કલ્યાણી;
મુખે ઉચરે વિમળ વાણી, છે સ્વર્ગ સમાન એ ધામેરે. તે સર્વ.
સંસાર સમુદ્ર મધ્યે, દંપતી સુખો માણે;
તેને દુનિઆં સઘળી વખાણે, પ્રસન્ન રહે પતિ નામેરે. તે સર્વ.

સતી વૃંદાના મોહપાશમાંથી કેટલેક દિવસે વીર જાળંધર જાગૃત થયો અને ચક્રવર્તીપદ મેળવવાની ઇચ્છા પુરી પ્રગટ થતાં વિશ્વમાં વિજય કરવાની તૈયારી કરવા લાગ્યો.

### રાગ-ધનાશ્રી. તાલ ત્રિતાલ.

કરૂં વિજય આ વાર, હું છું સહુનો સરદાર. કરૂં વિજય.
લઈ આયુદ્ધો કરમાં ધરીઆં, બાણોને ભાથામાં ભરીઆં;
કરે ગદા ગ્રહી તે ઠાર. કરૂં વિજય.
ચાલ્યો વેગે મહાબળ ધારી, વિશ્વ વિજયનિ કરી તૈયારી;
ઉરમાં અભિમાન અપાર. કરૂં વિજય.

મહા બલિષ્ટ જાળંધરે પોતાના અતુલ બળથી દેશ દેશાંતરના રાજાઓને પોતાના ખંડીઆ રાજાઓ બનાવી પોતાની આણ માનતા કર્યા; અને પોતાનું પ્રભુત્વ વધારી પૂર્ણ વિજય કરી રાજધાની મથુરા પ્રત્યે આવ્યો એક દિવસ તે પોતાની સભા ભરી બેઠો હતો, ત્યાં—

### મરાઠી સાખી.

સૌને જીતી લઇ સમૃદ્ધિ આવ્યો મથુરાં માંહે;
વિવિધ વાજીંત્રો વાગી રહ્યાં છે, ઘેર ઘેર આનંદ થાયે. રામા.
કનક સિંહાસન ભૂપતિ બેઠો, કૌતુક થયુ ત્યાં એવે;
અચાનક આવીને પડીયું, શિષ કોઇનું તેવે. રામા.

### ભૈરવી. તાલ—ત્રિતાલ. લાવણી.

અચાનક મસ્તક આવ્યાથી, ગભરાયા તે વાર,
જાળંધર પાસે આવીને, પૂછે સઘળો સાર.
કોણ તમો છો ક્યાંથી આવ્યા, આજે અમારે ધામ;
વ્હાલ અતિશે થાય મુજને, કહો હોય જે કામ.
ભૂપતિ પ્રત્યે રાહુ બોલ્યો, ધરો વાત પર ધ્યાન;
કશ્યપ પુત્ર હું છું પોતે, કપાઇ પડયો એ સ્થાન.
એક સમે સહુ દેવ મળીને, સમુદ્ર મંથન કાજ,
ગિરિ રવૈયો નાગ નેત્રાંથી, કાજ એ કરી રહ્યાજ.
વ્યાળમુખ અમોને સોંપ્યું, નાંખી વિષની જ્વાળ;
સહુ રાક્ષસો શ્યામ બન્યા તે, દેવોનો દગો ભાળ.

રાહુએ સવિસ્તાર હકીત જાળંધર પ્રત્યે કહી અને બોલ્યો, કે એક સમય દેવતાઓએ અમોને ભોળવી તેમના ભેગા ભેળવ્યા અને અમારો અર્ધ ભાગ ઠરાવી દેવતાઓએ સમુદ્ર મંથન કરવાનો ઠરાવ કર્યો અમે તે વાતની હા કહી. તમારા પિતા જે સમુદ્ર તેમાં મંદ્રાચળ નાંખી તેને વલોવી તેમાંથી ચૌદ રત્નો મેળવ્યાં તેનાં નામ નીચે પ્રમાણે છે.

## સાખી.

લક્ષ્મી, કૌસ્તુભ, પારીજાતકને, કામધેનું અને વિષ;
ઐરાવત મદિરા, શશી, શુધા શોભે સહુ દિશ. રામા.
શંખ, સારીંગ, ધન્વંતરીને, ઉચ્ચીશ્રવા, રંભા નારી;
તાત તારો થયો છે ખારો, રત્નો ગયાથી દુખી ભારી. રામા.

ઉપરનાં ચૌદ રત્નો કાઢી લેવાથી તમારા પિતા અત્યંત દુઃખી થયેલા છે, વળી મારે તેમની સાથે સંપૂર્ણ પ્રેમ છે તેથી મારી સાનિધ્ય દુઃખની વાત કરી કહેવા લાગ્યા, કે મારે મહાન પ્રતાપી પુત્ર છે તેને મથુરાં નગરીનું રાજ્ય મળ્યું છે, વળી સર્વ વાતે સુખી છે પરંતુ હું તો છતે પુત્રે વાંઝીઆ સમાન થયો છું આ તેમના નિરાશા યુક્ત શબ્દો સાંભળી ઘણો દીલગીર થયો છું અને તમારી પાસે આવ્યો છું તમને મારી વિનતિ છે, કે તમારા જેવા પરાક્રમી પુત્ર હોય ત્યાં પિતાને જરા પણ ઓછું કેમજ આવે ? શું તમારા પિતાના ચોરોને તમો સજા નહિ કરી શકો ? આટલી વાતચિત થયા પછી જાળંધરે રાહુને પૂછ્યું કે એ, બધું તો ઠીક છે પરંતુ તમારૂં આ શિષ, ધડ ઉપરથી જૂદું કેમ થયું છે અને આવી સ્થિતિ શાથી થઇ તે મને યથાર્થ જણાવો.

રાહુ— **શું કહું કથની મારી—એ રાગ.**

સાંભળ વચનો મારાં આજ, સાંભળ વચનો મારાં;
દગાબાજનાં કાજ ન સારાં આજ. સાંભળ વચનો.
તાત તારાને ભોળવી ભાઇ, કાઢ્યાં ચૌદજ રત્નો;
કાંઇ ન સમજ્યો કપટકળામાં, ખાલી ગયા અમ યત્નો આજ. સાં.
કાલે આવી કલ્પાંતજ કરીયું, લૂંટી સર્વસ્વ લીધું;
મિત્રતા અંગે મહેનત કરી પણ, મસ્તક જૂદું કીધું આજ. સાં.

ચૌદ રત્નોમાં મદિરા અને અમૃત જે નીકળ્યા તેમાં મદિરા અમારા રાક્ષસ ભાઇઓને તેમણે પાઈ દીધો, તેથી તે બધા બેભાન અને ગાંડા જેવા બની ગયા પણ મને પૂરેપુરી શુધ્ધી હતી તેથી દેવતાઓને બધું અમૃત લઇ જતાં મેં રોકયા અને તેમની સાથે તકરાર ઊભી કરી તકરાર ચાલતી હતી તેવામાં વિષ્ણુ મોહિની સ્વરૂપ લઇ ત્યાં આવ્યા, અને અમને શાંત પાડયા, અમે તેમને સર્વ હકીકત કહી તેમણે તકરારનો નીવેડો લાવવાનું વચન આપી અમને બધાને એક હારમાં બેસાડયા અને અમૃત

પાવાનું કામ શરૂ કર્યું. તેમણે એવી યુક્તિ રચી કે ગણત્રી કરતાં એક પણ રાક્ષસને અમૃત પીવાનું બની શક્યું નહિ. હું તરતજ ચેત્યો તેથી જ્યાં સૂર્ય અને ચંદ્ર એ સાથે બેઠા હતા તેમની વચમાં વેશ બદલી ભરાયો. ગણત્રીમાં મારો વારો આવ્યો તેથી મને અમૃત પાવામાં આવ્યું પરંતુ તે કંઠેથી નીચે ઉતારૂં છું, કે તરતજ વિષ્ણુને સૂર્યે ચેતાવ્યા, તેમણે ક્રોધ કરી સુદર્શન ચક્ર ચઢાવી મારૂં મુસ્તક ધડથી જૂદું કરી નાંખ્યું. અમૃતને પ્રતાપે મારા મુસ્તકનો નાશ થતો નથી.

તેથી હું ગમે ત્યાં જઇ શકું છું. આ હકીકત સાંભળતાં જાળંધરને પગથી માથા સુધી અંગે જ્વાળા લાગી, અને તરતજ બોલી ઉઠયો કે મારા પિતાના ચોરોને જ્યારે શિક્ષા કરીશ ત્યારેજ હું જંપીને બેસીશ માટે હવે તે ચોરોનાં નામ તમે મને સત્વર જણાવો.

રાહુએ જણાવ્યું કે ભાઇ જાળંધર તમારા પિતાના ચોર કોણ કોણ છે અને તેઓ શું શું ચોરી ગયા તે બધું તને જણાવું છું તે સાંભળ. પહેલો ચોર તો સાક્ષાત્ વિષ્ણુ પોતે જ છે તેણે શંખ, તમારાં ભગિની લક્ષ્મિ, કૌસ્તુભ અને સારંગ નામનું ધનુસ્ય ચોર્યાં છે. બીજો ચોર ઇન્દ્ર છે તેણે પારીજાતક, કામધેનુ, વધેલું મદિરા, ઐરાવત હાથી અને રંભા નારી એ પાંચે ચીજો ચોરી છે ત્રીજો ચોર સૂર્ય છે તેણે ઉચ્ચીશ્રવા ( સાત મુખો અશ્વ ) ચોર્યો છે. એ અને બીજા દેવો મળીને ધન્વંતરી વૈદને ચોરી ગયા છે. અવશેષ રહેલું અમૃત શેષનાગને આપવામાં આવ્યું છે. વળી ઝેર નીકળ્યું તે મહાદેવજી પી ગયા છે આ પ્રમાણે જેમ કોઇ નધણીઆનો માલ લૂંટી જાય તે પ્રમાણે તમારા પિતાનો માલ બધા દેવો લઇ ગયા છે, તેથી તમારા પિતા દરરોજ કલ્પાંત કરે છે જે કલ્પાંત હું જોઇ શકતો નથી તેથી હું તમને વિનતિ કરૂં છું, કે ભલે તમે મૃત્યુલોકમાં ચક્રવર્તી પદ ધારણ કર્યું પરન્તુ જ્યાં સુધી તમારા પિતાના ચોરોને પકડી તેમને પુરેપુરી સજા કરી તમારા પિતાને સંતોષ આપ્યો નથી ત્યાં સુધી તમારૂં બધું પરાક્રમ નકામું જ સમજજો આવાં રાહુનાં વચનો સાંભળી જાળંધરે પ્રતિજ્ઞા કરી કહ્યું, કે—

## લાવણી—લંગડી.

સ્વરભાનું સભા થકી ઉઠયો, રોક્યો તેણી વારરે;
જાળંધર કહે કરૂં પ્રતિજ્ઞા, સાંભળો ધરીને પ્યારરે.
જેણે લીધાં રત્નો મારાં, તેને કરૂં પતનરે;
અન્ન અગ્રાહ્ય ત્યાં સુધી મારે, આપું તમને વચનરે.
દેવ દેવીને દાસ બનાવું, લાવું મારી પાસરે;
વિષ્ણુ વિધિપર જુલ્મ ગુજારી, હરવી આવું ખાસરે.

ઉપરની પ્રતિજ્ઞા સાંભળી રાહુ ખુશી થયો અને પોતાને સ્થાને પાછો ગયો આ તરફ જાળંધરે બીજે દિવસે યુદ્ધે જવા તૈયારી કરી.

સોરઠ તા. ત્રિતાલ–

થાઓ સહુએ તૈયાર, મારો સુરોને બહુ માર. થાઓ.
આઠથી એંસી વર્ષની વયના, જે કોઇ વેર રહે બાકીના;
કરો તેઓનો સંહાર. થાઓ.
સહુ યોદ્ધાઓ સાથ મળીને, કસુંબા પીઓ હળીમળીને,
કરો કેસરીઆં ધરી પ્યાર. થાઓ.

પોતાના યોદ્ધાઓને રાજા જાળંધરે જોઇતી સમજુતી અને સુચનાઓ કરી જેથીં તેઓ લડાઇમાં પોતાનો પગ પાછો હઠાવે નહિ અને મરણાંતે લડાઇમાંથી નાસે નહિ.

દોહરો.

નૃપ આજ્ઞાથી સજ થયા, ક્ષણ ન લાગી વાર;
વાજીંત્ર વાગે યુદ્ધનાં, ખોંખારે તોખાર.
ભૂપતિ આવ્યો ભૂવનમાં, ભાળી ભામિની નાથ;
સતિ વદી પતિના પ્રતિ, પ્રેમે જોડી હાથ.

યુદ્ધની તૈયારી કરી રાજા જાળંધર સતિ વૃંદાની રજા લેવા અંતઃપુરમાં આવ્યો. સતીએ અત્યંત પ્રેમથી તેનો સત્કાર કર્યો અને દીનસ્વરે યુદ્ધની તૈયારીનું કારણ પૂછ્યું.

જાળંધરે જવાબમાં જણાવ્યું, કે હે પ્રિયે તમારો અનહદ પ્રેમ મારા પ્રત્યે છે. તેથી તમારાથી છૂટા પડવું, એ મને મહાન કષ્ટરૂપ ભાસે છે પરંતુ રાજાનો ધર્મ સાચવવાની ખાતર મારે યુદ્ધે ચઢયા સિવાય છૂટકો નથી. કેમકે મારા પિતા સમુદ્ર તેમાંથી ચૌદ રત્નો નીકળ્યાં, તે ન્યાયી ગણાતા એવા દેવ લોકોએ ચોરી લીધાં છે અને અમો અસુરોને તેમણે પુરેપુરો દગો દીધો છે આવા દુષ્ટ તસ્કરોને સજા કરવી એ મારી પ્રથમ ફરજ છે અને તેથીજ આ યુદ્ધની તૈયારી કરવી પડે છે.

વૃંદા— આશાવરી તા. દીપચંદી.

વૃંદા વદી વ્હાલા ના વિચરશો, દીનનાં વચન સુણી હૃદયમાં ધરશો. વૃંદા.
માન શુકન મને થાય છે આજે, દેવોની સાથે યુદ્ધ ના કરશો. વૃંદા.
મણીધર દર કર કંથ ન નાખો, વિધિ હરિ હર શું વિજય ન વરશો. વૃંદા.
તન મન બળે આાઇ માનો મહિપતિ, દેવ દગાથી પાછા કેમ ફરશો. વૃંદા.

વૃંદાએ અતિ નમ્રપણે કહ્યું, સ્વામિનાથ, બ્રહ્મા, વિષ્ણુ, માહેશ્વર જેવા દેવો જેની સહાયતામાં છે એવા બળવાન દેવો સાથે બાથ ભીડવી એ મારા સમજવા પ્રમાણે અવિચારીપણાની નિશાની છે, સૃષ્ટિ ઉત્પન્ન કરવી, પાળવી અને તેનો ક્ષય કરવો જેને રમત જેવું છે તેવાની સાથે યુદ્ધે જવાની વાત જવા દો અને ઇશ્વરે આપણને જે આપ્યું છે તેનાથી અસંતોષી બની વધારે લોભ કરવો ઠીક નથી કેમકે અતિશય લોભ એ પાપનું મૂળ છે, તમે ચક્રવર્તી પદ ધારણ કર્યું છે તો હવે દેવોને પરાજીત બનાવી વધારે કીર્તિની ઇચ્છા છોડી દો તો તેમાં મારૂં અને તમારૂં બન્નેનું ભલું છે. આજે મને ઘણા અપશુકન થાય છે મારૂં જમણું લોચન અને જમણું શરીર ફરકે છે. અને મને ખાત્રી છે, કે તમે યુદ્ધે ચઢશો તો તેમાં તમે ભાગ્યેજ ફળિભૂત નીવડશો. જો ત્યાં તમારો પરાજય થયો ત્યારે આ રંક દાસીની શું સ્થિતિ થશે તેનો કાંઇક ખ્યાલ કરો. મારો તો તમને કહેવાનો ધર્મ છે પછી માનો યા ન માનો એ આપની સત્તાની વાત છે એમ કહી સતી વૃંદા જાળંધરના ચરણમાં પડયાં.

જાળંધર— રાગ ચાલુ.

સતિ અતિ મતિ નારે મુંઝાવો, કલહ કરીને નયનો ન ભરશો. સતી.
મુજ ભૂજ બળથી સહુ કોઇ ત્રાસે, દેવો હરાવું દીલે નવ ડરશો. સતી.

જાળંધર અતિ ગર્વથી બોલ્યો સતી તમે હજી મારો પ્રતાપ જોયો નથી મારા એકજ હાકોટાથી પૃથ્વી ધ્રુજી જાય છે. સમુદ્ર ખળભળી ઉઠે છે. અને આકાશના તારાગણો ત્રાસે છે તો બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવના શા ભાર છે. બ્રહ્મલોકને કબજે કરી બ્રહ્માણીને, કૈલાસ કબજે કરી સ્વર્ગનું રાજ્ય પડાવી ઇન્દ્રાણીને હરી લાવવાની મારામાં અથાક શક્તિ છે. વળી વિષ્ણુ તો મારો પકો ચોર છે તેણે મારી બેન લક્ષ્મીને કબજે કરી છે તો તેને પણ ત્રાસ પોકરાવી મારી બેનને હું લઇ આવીશ. આ ચાર દેવોને હું એક પલકમાં જીતી લઇશ તો પછી બીજા અસંખ્ય દેવો મારે મન એક મગતરા રૂપ છે. મૃત્યુલોકમાં ચક્રવર્તીપદ ધારણ કરવું એ મારી પોતાની સત્તા છે પરંતુ દેવોને જીતી વિજય મેળવવો તેમાં તમારી મદદની મારે જરૂર પડશે.

વૃંદા—સ્વામીનાથ મારી મદદની તેમાં શી જરૂર છે તે સમજાવો તો આ દાસી તૈયાર છે.

જાળંધર—સતી તમે જાણતાં નથી પણ અત્યારે હું તમને હવે સ્પષ્ટ કહી દઉં છું, કે તમારી ભાલ આપનારજ મને બ્રહ્મા હતા, તેમણે

કહ્યું હતું કે વૃંદા તમને વરશે અને જ્યાં સુધી તે પોતાનું શિયળ સાચવશે ત્યાં સુધી કાળથી પણ તારો વાળ વાંકો થઇ શકશે નહિ. માટેજ કહું છું કે તમે તમારૂં શિયળ પુરેપુરૂં સાચવી મને મદદ કરો.

સતીએ વિચાર્યું કે સ્વામીનો વિજય એ મારા શિયળવ્રતને અવલંબી રહેલો છે, તેથી જો તેમને યુધ્ધે જતાં રોકીશ તો જરૂર હું પતિત ગણાઇશ માટે હવે તો બેધડક સ્વામીને યુધ્ધે જવાનીજ સલાહ આપું એમ વિચારી બોલ્યાં કે

સારંગ.

અહો સ્વામીજી સુખે સિધાવો, સુર સાથ સંગ્રામમાં;
ચિત્ત ચતુરાનું સ્વામી નવ ચળે, કોઇ કપટી ધુતારો આવી મળે;
રહું દઢ હંમેશાં આપ બળે. અહો સ્વામીજી.
સિંધુ મર્યાદા કદિ મૂકે, ધરણીધારી જો શેષ ચૂકે;
પાપીને પ્રજાળું હું ફુંકે. અહો સ્વામીજી.
પ્રેમે પુષ્પતણી માળા આપી, છળે સુકાય મળશે જો પાપી;
તો તમતણી આયુષ કાપી. અહો સ્વામીજી.
અગ્નિ બાળે ના તમ કાયે, ભૂત પ્રેતથી કાંઇ નવ થાયે;
સહુ દેવો તમોથી જીતાયે. અહો સ્વામીજી.

વૃંદાએ જાળંધરને પુરેપુરી હિંમત આપી કહ્યું વ્હાલા સુખેથી યુધ્ધે સિધાવો પણ રહો આ પુષ્પમાળા હું તમને અર્પુંછું તે તમારે હંમેશાં જોવી જ્યાં સુધી તે કરમાય નહિ ત્યાં સુધી દેવ, દાનવ, ભૂત, પ્રેત, વગેરે તમને કાંઇપણ વિઘ્ન કરી શકશે નહિ. એ પુષ્પમાળ મને ગૌરીપૂજન વખતે પાર્વતીજીએ આપેલી છે અને તેમના વચનોને માન્ય રાખીને આ હું તમને કહું છું વળી મારા શિયળવ્રતની તે પુરેપુરી નિશાની છે. આ પુષ્પમાળા કંઠે નાંખી રાજા જાળંધર સૈન્ય સાથે સ્વર્ગમાં આવી પહોંચ્યો. તેણે પોતાના દુત સાથે ઇન્દ્રને કહેવરાવ્યું કે તમે કરેલી ચોરીનો માલ પાછો આપીદો અને તેમ કરવાની તમારી મરજી ન હોય તો યુદ્ધને માટે તૈયાર થાઓ. દુતના આ શબ્દો સાંભળી ઇન્દ્ર દીંગ થઇગયો અને દુત પ્રત્યે કહેવા લાગ્યો, કે

ઇન્દ્ર— સાખી.

જા તું ઝટપટ અહીં થકી, નવ બોલવું ઊભો અહીં રહી;
સિંધુ બાળનો કાળ ખરે હું, બાળ કહે તું ત્યાં જઇ.
નફ્ટ ફ્ટ ચાંડાળ જેવો, દેવ સામે હામ ધારે;
વિધવા થશે તુંજ વામ, મરશે દેવ તણા મારે.

ઇન્દ્રે ચોકખું કહી દીધું, કે હું તારા જાળંધરથી બીતો નથી. જઇને કહેજે, કે દેવો સાથે યુદ્ધમાં હજી કોઇ જીત્યો નથી અને તું પણ જીતવાનો નથી માટે તારૂં કુશળ તું ચ્હાતો હોય તો પાછો ફર અને સુખેથી ઘેર જા. આ શબ્દો સાંભળી દુત પાછો ફર્યો અને ઇન્દ્રની સાથે થયેલી વાતચિત જાળંધરને કહી. જાળંધર પુષ્કળ ક્રોધે ભરાયો અને પોતાના સેનાપતિને આજ્ઞા કરી કે સૈન્યને સજ કરો અને તે વડે સ્વર્ગનું રાજ્ય જીતી લઇ ઇન્દ્રને બાંધી આપણો કેદી બનાવો. આજ્ઞા મળતાંજ સેનાપતિએ રણનાં રણવાદ્ય વગડાવ્યાં જેનો નાદ મેઘની ગર્જના કરતાં અધિક થતાં હમણાં જાણે સ્વર્ગ ખળભળી ઊઠશે અને આકાશ તૂટી પડશે આવો ભયંકર અવાજ થતાંજ ઇન્દ્ર તૈયાર થયો અને તેણે તરતજ સ્વર્ગના દરવાજા બંધ કરાવી દુદુંભીનો નાદ કરી દેવમાત્રને બોલાવી જાળંધરના સાથે યુદ્ધ કરવાને માટે તૈયાર થવા કહ્યું આજ્ઞા મળતાંજ દેવો પોત પોતાનાં આયુધ લઈ રાજા જાળંધરની સામે લડવા તૈયારી કરવા માંડી. દેવાંગનાઓએ તેમને આશીર્વચન આપી તેમનું કુશળ ઇચ્છી અધમ અસુરોનો સંહાર કરવા રજા આપી.

આ પ્રમાણે દેવો તૈયાર થતાં રાજા ઇન્દ્રે દરવાજા ખોલાવ્યા અને યુદ્ધના મેદાનમાં આવી ઊભા. દેવના સૈન્યનો અધિપતિ ઇન્દ્ર થયો અને સામી બાજુએ અધિપતિ જાળંધર રહ્યો. આ પ્રમાણે દેવ અને દાનવોના યુદ્ધની શરૂઆત થઇ. શરૂઆતમાં ઇન્દ્રે જાળંધરને કહ્યું કે

**લાવણી લંગડી.**

દેવો દાનવ સામે ઊભા, મન ધરીને હામરે;
શક્ર કહે સુણ સિંધુ સુત, તને હણીશ હું આ ઠામરે.
શું મુખ લઇ ઊભો મુજ સામે, નામે ન જાણે તુંયરે;
મોટા મોટા માન મૂકે ત્યાં, તારૂં ગજું શુંયરે.

ઇન્દ્રનાં આવાં અભિમાની વચનો સાંભળી જાળંધર કહેવા લાગ્યો, કે

**મરાઠી સાખી.**

તસ્કર કેરાં કામ કરીને, લાવ્યોછું તું ખજાનો;
નિર્લજ શું મુખે બકે છે, સ્વાદ ચખાડું તે મજાનો.

હે મંદમતિ ઇન્દ્ર, ચોરે તો પોતાનું મુખ બહાર પણ બતાવવું ઘટતું નથી તોપણ તું તો નિર્લજ થઇ મારી સાથે યુદ્ધ કરવા ઊભો થયો છે યુદ્ધમાં જ્યારે મારા હાથનો સ્વાદ ચાખશે ત્યારે તું પસ્તાઇશ અને એ પસ્તાવો પછી કાંઇ કામ લાગશે નહિ. હું તને ઠાર કરીશ સ્વર્ગનું રાજ્ય

લઇશ અને યાદ રાખજે કે ઇન્દ્રાણી તો તારી પોતાની રાણી છે એમ નથી પણ સ્વર્ગનો જે અધિકારી થાય તેની તે રાણી છે માટે તેનો ભોક્તા પણ હું પોતેજ થઇશ. જાળંધરનાં આવાં નિર્લજ અને અપમાન ભર્યાં વચનો સાંભળી રાજા ઇન્દ્રને પગથી શિખા સુધી ક્રોધ ચઢયો અને જેમ ધુંધવાતા કાષ્ટમાંથી એકદમ ભડકો થાય છે તેમ તેના શરીરમાંથી ક્રોધરુપી અગ્નિની જ્વાળા નીકળવા લાગી. ઇન્દ્રે કહ્યું મૂર્ખ જાળંધર તું મારા પરાક્રમથી તદન અજાણ છે હજી પણ તને કહું છું કે તારૂં કુશળ ઇચ્છી તું પાછો જા અને બિચારી સતી જેવી વૃંદા સ્ત્રીને વિધવાના દુઃખમાંથી મુકત કર. આ પ્રમાણે તીક્ષ્ણ તીર જેવાં વચનો એક બીજાના મુખમાંથી નીકળતાં બંને યુદ્ધ કરવા તૈયાર થયા. બંનેનું ગદા યુદ્ધ શરૂ થયું. ઇન્દ્રે પોતાની ગદા જાળંધર ઉપર નાખી કે તરતજ જાળંધરે પોતાની ગદાથી તેને નિષ્ફળ કરી ત્યારે ક્રોધ કરી ઇન્દ્રે વજ્ર મુકયું તે વજ્ર, જાળંધરના અંગ સાથે પુષ્પની પેઠે અથડાઇ નીચે પડયું. બીજી બાજુએ બીજા દેવો અને અન્ય રાક્ષસો સાથે તુમુલ યુદ્ધ ચાલ્યું. ભારે મારા મારી ચાલી. જાળંધરના ઉત્તેજક શબ્દો વડે રાક્ષસોએ પુરે પુરૂં બળ અજમાવ્યું તેથી દેવોની સેનામાં ભંગાણ પડયું કે તરતજ જાળંધર ગદા ગ્રહી તેમની પૂંઠે પડયો અને દેવોમાં ત્રાહે ત્રાહે પોકારાવી. આ ત્રાસથી ઇન્દ્રસહ દેવો ગભરાયા પાછા પુરમાં પેઠા અને દરવાજા બંધ કર્યા.

**દોહરો.**

સામે સામા બેઉ લડીયા, કહેતાં ના આવે પાર;
દેવોની ત્યાં હાર થઇ, સૌ ગણી ગયા પોબાર.

છેવટે જાળંધરે પોતાની ગદાથી પુરનો કોટ તોડી અંદર પ્રવેશ કર્યો. દેવો ત્રાસ્યા જેને જેમ ફાવે તેમ નાઠા અને ઇન્દ્ર પણ ઇન્દ્રાણી તજી નાઠો. આ પ્રમાણે જાળંધરનો સંપૂર્ણ વિજય થયો.

ઇન્દ્ર સ્વર્ગ તજી દઇને બ્રહ્મસદનમાં બ્રહ્મા પાસે ગયો.

**સાખી.**

ઇન્દ્ર અકળાઇને આવ્યો, જયાં છે બ્રહ્મસદન;
બની બીના આવી સંભળાવી, છે નિસ્તેજ વદન.
આપો આપ શરણ, મુજ માથે આવ્યું છેજ મરણ. આપો.

દેવાધિશ ઇન્દ્રનું શરીર થર થર ધ્રૂજી રહ્યું છે, કંઠ ગદ ગદ થઇ ગયો છે, હૃદય રૂંધાય છે, અને પુરૂં બોલવાની શક્તિ પણ રહી નથી. આ સ્થિતિ જોઇ બ્રહ્મા ધીરજ આપી આફતનું કારણ પૂછવા લાગ્યા. ઇન્દ્રે સવ

વૃત્તાંત બ્રહ્માને જણાવ્યો અને તેમનું શરણ માગ્યું. આજ સુધી કદી હાર નહિ થએલી એવી દેવોની હાર સાંભળી બ્રહ્મા ગભરાયા અને વિચારમાં પડયા કે જો ઇન્દ્રને શરણે રાખીશ તો શરણાગતનું છેવટ સુધી રક્ષણ કરવુંજ પડશે અને તેને પરિણામે મોટું દાવાનળ દુઃખ ઉત્પન્ન થશે. થોડી વારે તેમણે જણાવ્યું કે ભાઇ, મહા બલિષ્ટ જાળંધર સાથે ટકી શકવાની મારામાં શકિત નથી. તો હું તને શરણે શી રીતે રાખી શકું ? પરંતુ જો આપણે દેવો સહવર્તમાન વિષ્ણુને શરણે જઇએ તો તે આપણું પુરેપુરૂં રક્ષણ કરશે એવો મને સંપૂર્ણ ભરોસો છે. આ સાંભળી ઇન્દ્ર ખુશી થયો અને દેવો સહવર્તમાન બ્રહ્માને સાથે લઇ જ્યાં ક્ષીર સમુદ્રમાં લક્ષ્મી સહવર્તમાન વિષ્ણું બિરાજેલા છે ત્યાં આવી પહોંચ્યા. બધા દેવો બંને હાથ જોડી વિષ્ણુની પ્રાર્થના કરવા લાગ્યા, કે—

ભજન.

વિભૂ વેગે વ્હાર કરોને અમારી, આશા ખાસ ધારી છે તમારીરે. વિભૂ.
દાનવદળથી દુઃખી દયા ધારી મારી, અરજ સુણીને આવો;
સુરનાં સંકટ કાપો, દૈત્યોને દંડ આપો લોને આફતથી ઉગારીરે. વિભૂ૦
વિશ્વના પાલક, ભવભય ટાળક, બાળક આપનાં જાણી;
આશ્રય અન્યનો નથી નરનાયક, સ્હાયક સારંગ ધારીરે. વિભૂ૦

દેવોની દીન પ્રાર્થના સાંભળી વિષ્ણુએ દર્શન આપ્યાં ને તેમની સાથે વાતચિત કરી અને વિષ્ણુંએ દેવોને શરણ રાખી રાજા જાળંધર સામે યુદ્ધ કરવા ગરુડ ઉપર બેસી રણસંગ્રામમાં આવી પહોંચ્યા.

દોહરો.

રણસંગ્રામે રમાકાન્ત આવી ઉભા જ્યાંય.
દેવોનાં દુદુંભી વાગીયાં, યુદ્ધ મચ્યું છે ત્યાંય.

લાવણી.

વીર પુરુષો વેગે ફેંકી, આપે ઘણો ત્રાસરે;
સુર સૌને ગભરાવી નાંખ્યા, કરેછે નાસાનાસરે.
બાણુજ છૂટે પ્રાણુજ ખૂટે, જાણે પ્રલય કાળરે;
તેવે સામભે સારંગ ફેંકયું, ઘણા મરે અકાળરે.
મુછ, પુચ્છ અને મસ્તક કાપી, વાળ્યો ઘણાંનો ઘાણરે;
રાક્ષસ થયા શુદ્ધિ વગરના, થઇ દુઃખી સુતને જાણરે.
વિષ્ણુ આગળ આવી ઊભો, કહે કેર કર્યો આજ કાળરે;
સહાય શામળીઆ કેમ નથી કરતા, હું છું તમારો સાળરે.

ભગિની તર્ણું ઘરસુત્રજ ભાગે, લાગે મને લાંછનરે;
હવે મુજ સાથે યુદ્ધજ કરશો, તો પસ્તાશો મનરે.

વિષ્ણુની સહાય મળતાં દેવોમાં ઘણો હર્ષ થયો તેઓ વધારે ઉત્તેજિત થયા અને ઘણાજ જોસભેર રાક્ષસો સાથે લડવા લાગ્યા. અસુરોએ પણ પોતાનું પરાક્રમ બતાવવામાં પાછી પાની કરી નહિ. પરંતુ વિષ્ણુએ પોતાનું સારંગ નામનું ધનુષ્ય અસુરો ઉપર છોડયું, કે અસુરોનો કચ્ચરઘાણ નીકળી ગયો અને તેમની સેનામાં ભંગાણ પડયું. જાણ થતાંજ જાળંધર જોસભેર વિષ્ણુ સામે આવ્યો તેને જોતાંજ વિષ્ણુએ પોતાનું સુદર્શન ચક્ર ફેંક્યું પરંતુ તેને અથડાઇ તે પાછું પડયું ત્યારે વિષ્ણુએ ફરી ચક્ર ફેંક્યું તે પણ વૃથા ગયું છેવટે જાળંધરે કહ્યું, કે હવે તમારૂં પરાક્રમ તમારી પાસે રાખો. હજી મેં તમારા પર ગદા ઉગામી નથી અને ઉગામવાનો વિચાર પણ નથી કેમકે તમે મારા બનેવી હોઇ મારા પૂજ્ય થાઓ છો માટે' તમારે તો મને સહાય કરવી જોઇએ તેના બદલામાં મારી સામે આવી યુદ્ધ કરવા તૈયાર થયા છો એ શું તમને ઘટિત છે? જાળંધરનાં આવાં વચનો સાંભળી વિષ્ણુએ જવાબ આપ્યો કે હે મહા અભિમાની જાળંધર તને તારા બળનું પુષ્કળ હુંપદ છે જે હું સાંખી શકું તેમ નથી વળી તું સગો થઇ મને ઠપકો દેવા આવ્યો છે પરંતુ તારે જાણવુંજ જોઇએ કે રણસંગ્રામમાં સગાઇ બગાઇને કંઇપણ લેવા દેવા હોઈ શકેજ નહિ. વળી તું મારો સાળો થાય છે એ પણ તેં નવી સગાઇ શોધી કાઢી જણાય છે. તેવી ખોટી સગાઇ બતાવીશ એટલે તું મૃત્યુમાંથી બચી જઇશ તેવું સ્વપ્ને પણ ધારીશ નહિ.

### સાખી.

સામા સામી વાદજ વદતા, અંતરમાં બહુ ખાર;
ગદા ગ્રહી જાળંધર ધાયો, મારે સૌને માર.
શામળીઆએ સાંગ મૂકીને, વાળ્યો સૌનો ઘાણ;
જાળંધર ત્રાસી નાસી આવ્યો, શુક્રગુરુને કરી જાણ.

વિષ્ણુના ઉપરના શબ્દો સાંભળી જાળંધરને પુષ્કળ ક્રોધ ચઢયો; તેથી બચેલા રાક્ષસોને ઉશ્કેરી તે દેવો ઉપર ધાયો પરંતુ વિષ્ણુએ પોતાની સાંગ છોડી તમામ અસુરોને મૃતપ્રાય કરી નાંખ્યા માત્ર જાળંધર એકલોજ બચી ગયો, તેથી રણસંગ્રામમાંથી નાઠો અને ગુરુ શુક્રાચાય પાસે આવ્યો. શુક્રાચાર્યને નમન કરી બધી વાતથી તેમને જાણીતા કરી પોતાની ફતેહ થવા માટે પ્રાર્થના કરી. ગુરુ શુક્રાચાર્યે તેને મદદ આપી પોતે રણસંગ્રા-

મમાં જ્યાં અસુરો મરણને શરણ થઇ પડેલા છે ત્યાં આવ્યા. તેમણે સંજીવની વિદ્યાનો મંત્ર ભણી અંજળી છાંટી અસુરોને જીવતા કર્યા, કે તુરતજ અસુરો પોતાનાં આયુદ્ધ સંભાળી લડવા તૈયાર થઇ ગયા. છંછેડાએલા સર્પ જેવા અસુરો જીવતા થતાંજ દેવોમાં ગભરાટ ફેલાયો; અને લડવાની હિંમત છૂટી ગઇ. રાક્ષસો જોરપર આવ્યા, તેમણે ભયાનક ઘોર ગર્જના કરી દેવો ઉપર તૂટી પડયા. ભાગલે પગે લડતા દેવો છેવટે હાર્યા અને યુદ્ધમાંથી પાછા પડયા. જાળંધરે લાગ જોઇ વિષ્ણુ ઉપર ગદા ફેંકી પરંતુ તે ગદા તેમને નહિ વાગતાં ગરુડને વાગી આથી ગરુડનાં ગાત્ર શિથિલ થયાં અને ચાલવાની કે ઉડવાની શક્તિ રહી નહિ. વિષ્ણુ ઉદાસ થયા અને સંગ્રામમાં પરાજય પામવાથી લજ્જાના માર્યા પગપાળા નાઠા.

### સાખી.

મોરારીનો મુગટ પડીઓ, પીતાંબર જાએ છૂટી;
શિવજી ના કૈલાસે આવ્યા, જાણે લીધા લૂંટી.

જાળંધરના સૈન્યમાં વિજય વર્તાઇ રહ્યો. બધા અસુરોમાં આનંદ માતો નથી. જાળંધર પોતે પણ પોતાને કૃતાર્થ માનવા લાગ્યો. બીજી તરફ દેવોમાં દીલગીરી ફેલાઇ રહી અને હવે ભવિષ્યમાં શું થશે તેનાજ વિચારો તેમને થવા લાગ્યા. વિષ્ણુ લજ્જીત થયેલા હોઇ દેવો સાથે નાઠા છે, પાછું વાળી જોયાં કરે છે કે રખેને પાછળથી અસુરો આવી ઉપાધિમાં નાખશે એવી શંકા કરતાં છેવટે દેવો સહ કૈલાસે આવી પહોંચ્યા. વિષ્ણુ સહવર્તમાન દેવોને પધારેલા જોઇ શિવજીએ તેમનો યોગ્ય સત્કાર કર્યો. વિષ્ણુએ પોતાને વીતેલા દુઃખની વાત શિવજીને કરી. અને જાળંધરનો કઈ રીતે નાશ થાય તેના વિચારો ગોઠવવા લાગ્યા એટલામાં ત્યાં નારદજી આવી પહોંચ્યા. તેથી બ્રહ્મા, વિષ્ણુ અને માહેશ્વર એ ત્રણેને ઘણો આનંદ થયો. તેમનું કુશળ વર્તમાન પૂછી પોતા ઉપર આવી પડેલું દુઃખ કહી સંભળાવ્યું અને કોઈ રીતે એ દુઃખમાંથી બચવાની સલાહ માગી. નારદજીએ કહ્યું, કે દેવો માત્રને દુઃખમાંથી બચાવવા માટે હું મારૂં જરૂર બનતું કરીશ. એટલું કહી તેમની રજા લઇ નારદજી, જ્યાં જાળંધર રણસંગ્રામમાં વિજય પતાકા ફરકાવી મુકામ કરી પડેલો છે ત્યાં આવી પહોંચ્યા.

### આશા તાલ—દાદરો.

નારદજીનો હારદ કોઈ જાણે નહિ ભાઇ. નારદ.
વીણા ગ્રહી વ્હાલથી, વેગે આવ્યા ધાઇ. નારદ.

જાળંધર જોઇ મોહી, પડયો ચરણુમાંઇ; નારદ.
આગમન કહો આપનું, વચનાંમૃત પાઇ. નારદ.

જાળંધર નારદને જોતાંજ હરખાયો. તેમને ભેટી પડયો. તેમનું સારૂં સ્વાગત કરી પ્રણામ કરી બોલ્યો કે કહોજી આપનું પધારવું કેમ થયું છે ? નારદજીએ જણાવ્યું કે, ભાઇ તમોએ દેવો ઉપર સારો વિજય મેળવ્યો, તેની ખુશાલી બતાવવી એ મારો ધર્મ છે. અને તેથીજ મારૂં અત્રે આવવું થયું છે. તમે મૃત્યુ લોકમાં ચક્રવર્તી પદ ધારણ કર્યું વળી દેવો ઉપર પણ વિજય મેળવી પુષ્કળ નામના કરી પરંતુ તેવા પરાક્રમને શોભાવે તેવી અર્ધાંગના આપને મળી નથી; તેથી મારૂં હૃદય ઘણું દીલગીર છે. મેં એક ઠેકાણે તમને શોભે તેવું કન્યારત્ન જોએલું છે અને હું માનું છું કે તે મેળવતાં તમને વધારે પરિશ્રમ થશે નહિ. કારણ કે આ તમારા પરાક્રમોથી તે મોહિત થએલ છે.

જાળંધરે ઉત્તર આપ્યો, પ્રભુ આપ જાણતા નહિ હો એમ ધારી કહું છું, કે મારે ત્યાં સતિ વૃંદા જેવું સ્ત્રી રત્ન કે જેના પતિવ્રતનું મૂલ્ય આ દુનિઆમાં થઇ શકે નહિ તેવું છે, તેથી તે સિવાય બીજી કોઈ સ્ત્રીને માટે મને ઉચો અભિપ્રાય નથી ત્યારે નારદે જણાવ્યું, કે ભાઇ ભલે તેમ હોય પણ મારે તો તમને મારો અભિપ્રાય અને વિશ્વાસુનો સંદેશો પહોંચાડવો એ મારો ધર્મ માનું છું અને તે કહું છું કે—

**રાગ ભૈરવી કોઈ રબકી.**

સુણુ નૃપતિ, નારી મેં જોઈ, એના સમ બીજી નવ કોઇ;
જે નીરખાવાથી શુદ્ધ ખોઇ, તમ નામ પર છે એ મોઇ. સુણુ.
સતિ વૃંદા દાસી સમ લાગે, રામા રૂપે મોહ બાણુ વાગે;
તુચ્છ સ્વર્ગ સુંદરી તે આગે, જો લાવો તો ભાગ્યે જાગે. સુણુ.
સ્મિત હાસ્ય કરીને એ બોલી, શુદ્ધ હૃદયનો વિચારો ખોલી;
સિંધુ સુત પ્રત્યે પ્રેમમાં ડોલી, વ્યસની પતિ નિત્ય કરે છે હોલી. સુણુ.
ભંગ રંગ ઉમાના સ્વામી, દુઃખ અંતર બહુ હું પામી.
ગુણુ ગ્રામ ધામ છો બહુ નામી, આ દાસી તણું દુઃખ દો વામી. સુણુ.

નારદનાં વચન સાંભળી જાળંધર થોડી વાર તેમના તરફ જોઇ રહ્યો. જે સ્ત્રી પોતાને અંતઃકરણથી આટલું ન્હાય છે, તેને તરછોડવી એ જાળંધરને ઠીક લાગ્યું નહિ; તેથી જાળંધર પ્રત્યે કહેવા લાગ્યો, કે પ્રભો, તેના સ્વામીનું ઐશ્વર્ય કેવું છે તે જાણ્યા પછી આ સંબંધી વિચાર હું કરી શકું નારદે જણાવ્યું. કે ભાઇ તેનો સ્વામી શંકર છે તે તો આખા

શરીરે રાખ ચોળી, લંગોટો વાળી સ્મશાનમાં પડયો રહે છે. અને વૃદ્ધ અને શક્તિહિન છે. અને તેથીજ એ તમારા પ્રત્યે પ્રેમ બાંધવા ચ્હાય છે. ગાંજો અને ભાંગનું વ્યસન વળગેલું તો જતુંજ નથી. અબળાની વ્હાર કરવી એ જો તમારો ધર્મ તમે સમજતા હો તો વગર વિલંબે તેને દુઃખમાંથી મુક્ત કરી સુખી કરો. મારો તો તમને આ સંદેશો છે પછી તે પ્રમાણે વર્તવું યા ન વર્તવું એ તમારી સત્તાની વાત છે; એમ કહી નારદજી ત્યાંથી ઊઠી વિદાય થયા.

જાળંધર વિચાર કરવા લાગ્યો, કે યુદ્ધ કરતાં પહેલાં જો શંકરને સમજુત કરવાથી પતી જતું હોય તો ઠીક થાય પરંતુ શંકરને સારી રીતે સમજાવી શામ દામ ભેદથી તેમજ યુક્તિ પ્રયુક્તિથી કામ કાઢી લાવે તેવો કોઇ વીર મારી પાસે નથી, એવો વિચાર કરે છે એટલામાં નારદજીનો મોકલેલો રાહુ રાજા જાળંધર આગળ પ્રણામ કરી ઊભો રહ્યો. રાહુને આવેલો જોઇ રાજા જાળંધર ઘણો ખુશી થયો અને આનંદમાં આવી જઈ તેને ભેટી પડયો. પછી રાહુ પ્રત્યે રાજા જાળંધર કહેવા લાગ્યો, કે હમણાંજ હું વિચારતો હતો કે શંકર પાસે જનાર કોઇ વીર મારી પાસે નથી એટલામાંજ તમે પધાર્યા. રાહુએ જણાવ્યું, કેમ ભાઇ શંકર પાસે જઇ શું કાર્ય કરવાનું છે તે જણાવો. એ કાર્ય હું ઘણી ખુસીથી કરીશ.

જાળંધરે બધી વાત રાહુને માંડીને કહી અને શંકરને રાહુદ્વારા શો સંદેશો કહાવવો તે ગોઠવી દઇ રાહુ પ્રત્યે કહેવા લાગ્યો, કે તમે શંકરને જઇને મળો અને તેને કહો કે રાજ્યધર્મ પાળવો એ જાળંધરનું મુખ્ય કામ છે. કોઇનું દુઃખ તે સાંભળે છે તો તેનું હૃદય પીગળી જાય છે તમારાં સ્ત્રીનું અતિ દુઃખ સાંભળી તેનું ચિત્ત આકુળવ્યાકુળ થઈ ગયું છે. તેમને સુખી કરવાને તે તત્પર છે માટે તમે જાતે સમજુ થઇ પાર્વતીની ભેટ તેમને કરી આવશો તો સુખી થશો નહિ તો તમારો સંહાર કરીને પણ તે અબળાની વ્હારે ધાશે. આ પ્રમાણેનો રાજા જાળંધરનો સંદેશો લઇ રાહુ પવન વેગે કૈલાસમાં આવી પહોંચ્યો.

ઝુલા.

રાહુ આયેહે કૈલાસ, જહાં રહેત ભોલે નાથ;
દધિસુતદી કહી બાત, ભેજો પાર્વતીકો (૨) ભેજો—
દુષ્ટ કૈસી કહે બાત, ભોલે દીઆ હે એક લાત;
સ્વરભાનું હુવે હે ઘાત, જાત ચલે ડરસે (૨) જાત—

આયે દધિસુતકી પાસ, બની બીના સુનાઈ ખાસ;
નાહી બચનેકી આસ, નાસ પ્રાણ બચાઇ (૨) નાસ—

**જાળંધર**—બાત સુનકે બોલા ગાજી, મોંસે ક્યા કરે વો પાજી;
ઉમા દેને કો નારાજી, બાજી બીગાર દેતા હું (૨) બાજી—

શંકર પાસે આવી રાહુએ રાજા જાળંધરનો સંદેશો કહ્યો. શંકરને સાંભળતાંજ ઘણો ગુસ્સો ચઢયો અને તેથી રાહુને લાત મારી કાઢી મૂકયો. રાહુ જાળંધર પાસે ત્રાસીને દોડી આવ્યો અને જાળંધરને જણાવ્યું કે ભાઈ પાર્વતી સંબંધીના ખોટા વિચારો પડતા મૂકી જીવ બચાવવો હોય તો તું અત્રેથી ચાલ્યો જા. હું તો મરતાં મરતાંજ બચ્યો છું. એટલું કહી રાહુ પોતાને સ્થાને ગયો.

જાળંધરે જોયું કે મેં દેવમાત્રને વિષ્ણુને પણ સપાટામાં લીધા છે તો જંગીભંગી જેવા શંકરના શા ભાર છે તેને એક પલકમાં ચાંચડની પેઠે ચોળી નાંખી મારૂં કામ હું સિદ્ધ કરૂં એટલી શક્તિ છે. એમ વિચારી લડવા માટે સામગ્રી એકઠી કરી લશ્કરને તૈયાર થવા સૂચના આપી.

આ તરફ રાહુના ગયા પછી શ્રી શંકર વિચારગ્રસ્ત થયા, અને રાક્ષસોનો આ દુરાચારનો બદલો શી રીતે વાળવો તે સંબંધી વિચાર કરે છે એટલામાં વિષ્ણુ સાથે દેવો ત્યાં આવી પહોંચ્યા.

દેવોએ તેમની સ્તુતિ કરી. પોતાને સહાય થવા શંકર પાસે માગણી કરી. શંકરે જણાવ્યું, કે ભાઇઓ એ બધાં દુઃખનું કારણ માત્ર ઇન્દ્ર છે. તેને ઘણોજ ગર્વ થઇ ગયો હતો. અને એ ગર્વ તો તેનો ગળવોજ જોઇએ.

દેવો બોલ્યા, પ્રભો એ અપરાધીને લીધે અમો બીન અપરાધીને પણ એ દુષ્ટ દાનવ છોડતો નથી માટે અમારી ખાતર પણ તમારે મદદ કરવી જોઇએ. આ પ્રમાણે દેવોએ તેમજ વિષ્ણુએ શ્રી શંકરને સમજાવ્યા અને તેથી યુદ્ધ કરી પોતાની દાઝ કાઢવા તથા દેવોને પણ મદદ કરવા શ્રી શંકર તૈયાર થયા. અને પાર્વતીજીની રજા લેવા આવ્યા.

**સાખી.**

સહુ દેવોની સ્તુતિ સુણીને, શિવ આવ્યા સતી પાસ,
યુદ્ધ કરવાની રજા આપો, હરવા દેવોનો ત્રાસ.

સ્વામીના શબ્દો સાંભળી સતી પાર્વતી કહેવા લાગ્યાં, કે—

**પાર્વતી—** **રાગ સોરઠ.**

સ્વામી માનો તો કહું, વ્હાલા માનો તો કહું;
દુષ્ટો સાથે યુદ્ધ નવ ચહું. સ્વામી.
પીડ પરાઇ જાણી પીઉજી, યુદ્ધનું પણ છે લહું. સ્વામી.

હર હસવાથી હાનિ થાશે, માટે જવા ના દઉં. સ્વામી.
સુખ સમૂળું છટકી જાશે, થાશે દુઃખ તો બહુ. સ્વામી.
સનાથ અનાથ ન કરશો સ્વામીજી, તજીશ પ્રાણતોજ હું. સ્વામી.

દોહરો.

શિવજી કહે ઉમીઆ સુણો, લેવા તમને તાકે;
આયુષ ખૂટયું એહનું, ગર્વ કરી અતિ છાકે.

રજા આપતાં પહેલાં પાર્વતી કહેવા લાગ્યાં, કે પ્રભો, પારકી પીડા માથે વ્હોરી લઈ દુઃખમાં પડવાનું કંઈ કારણ નથી. રાજા જાળંધર તમારો અંશ છે તેમ તે મહા બળવાન છે. વિષ્ણુ સરખા પણ તેનાથી ત્રાસ્યા છે તો હવે લડવાની વાત જવાદો. શિવજીએ જણાવ્યું, કે ખાસ દેવોની મદદને માટે મારે જવાનું નથી પરંતુ દુષ્ટોના અપરિમિત દુરાચારો મારાથી સહન થતા નથી. એ દુષ્ટે મારી પાસે તમારી પણ માગણી કરી. જગતની માતા સમાન તમે છો. આખું જગત તમને વંદે છે તેનું ભાન પણ તે દુષ્ટને નથી આ તેનો અધમ આનાચાર શી રીતે સાંખી શકાય?

એવા દુષ્ટને જતો કરૂં તો તેમાંથી શું પરિણામ નીપજશે અને આખા જગતની શી વલે થશે, તેનો કાંઇક વિચાર કરી મને રજા આપો– સતી તેમનાં વચન સાંભળી સ્તબ્ધ બની ગયાં. અભિમાની જાળંધર ઉપર તેમને તિરસ્કાર છૂટયો અને પોતાના પતિને પ્રેમ પૂર્વક યુધ્ધે જવાની રજા આપી આશીરવાદ દીધા–રજા મળતાંજ શિવજી દેવો સમીપ આવ્યા અને જાળંધર સામે યુદ્ધ કરવા દેવોને તૈયાર થવા રજા આપી. એક દૂત મોકલી જાળંધરને કહેવરાવ્યું, કે અભિમાની રાજા જાળંધર; તારા સામે યુદ્ધ કરવા દેવ માત્ર તૈયાર છે માટે તેને માટે તુ તૈયાર થા.

રાજા જાળંધર તો દૂતનો સંદેશો આવ્યા પહેલાંથીજ રાહુના સમાચારથી તૈયાર થઇને ઊભો હતો; હવે તે પોતાના લશ્કરમાંના યોદ્ધાઓ પ્રત્યે જોઇ બોલ્યો, કે—

માલકોશ—તા૦ ત્રિતાલ.

ચાલ્યો જાળંધર ધરી હામ, કરવા હર સાથ સંગ્રામ. ચાલ્યો.
શરા શસ્ત્રો ઉપાડો, પાડો, ત્રાડો, મારો સૌને ઠામ. ચાલ્યો.
જટિલ જોગી વિજ્યાનો ભોગી, લડવા ધારે હામ.
સ્મશાની, ગુમાની, માની, જાની છે સુખ ધામ. ચાલ્યો.
ખડ્ગ ચલાવો અડગ રહીને, લજાવો ના મુજ નામ.
પ્રાણ જતાં સુધી પાછા ન પડશો, કરશો એવું કામ. ચાલ્યો.

થર, પૂર, ઊર હિંમત રાખે, દાખે કુટીલતા શ્યામ;
હર, ખર, નરને શર મારીને, પાર્વતી લાવો આમ. ચાલ્યો.

આ પ્રમાણે સૈન્યને તૈયાર કરી શુક્રાચાર્ય પ્રત્યે રાજા જાળંધર કહેવા લાગ્યો, કે હે પ્રભો, મહાન સમર્થ દેવો સાથે લડી તેમાં વિજય મેળવવો એ મારા પામરનું ગજું નથી. પરંતુ "વાછરડો ખીલાના જોરે કૂદે છે" તે પ્રમાણે હું તમારે શરણે રહી આ યુદ્ધ આરંભું છું. પણ તેમાં વિજય મેળવવો એ આપ જેવા ગુરુની કૃપા વિના બની શકતું નથી. આ શબ્દો સાંભળી ગુરુ શુક્રાચાર્ય ગળગળા થઈ ગયા અને રાજા જાળંધર પ્રત્યે કહેવા લાગ્યા, કે રાજન્ તારે કોઇ પ્રકારે મુંઝાવું નહિ. આ યુદ્ધમાં આપણોજ જય સમજજે. દેવો ગમે તેટલા સમર્થ હશે તેથી શું થઇ ગયું. હજારો બલકે લાખો રાક્ષસોનો તે સંહાર કરશે તો પણ તે દરેકને જીવતા કરવાનું કામ મારૂં છે. માટે નિચિંતે દેવો સામે યુદ્ધ કરવા તૈયાર થા. રાજા જાળંધરે રણસ્થંભ ઊભો કર્યો. અને તેનું અર્ચન ગુરુ શુક્રાચાર્ય પાસે કરાવ્યું.

વિષ્ણુ શંકર પ્રત્યે કહેવા લાગ્યા, કે પ્રભો જ્યાં સુધી શુક્રાચાર્ય ગુરુ અસુરોની મદદમાં છે. ત્યાં સુધી આપણું બળ નકામું થઇ પડશે માટે—

**વિષ્ણુ— ધનાશ્રી-તાલ ત્રિતાળ.**

શિવજી વાત સુણો એક મારી, કરૂં કૃતિ બહુ હું ન્યારી;
દુષ્ટદળ માંહે શુક્ર બેઠો છે જ્યાંહી, કરે સજીવન જે નાંખ્યા મારી;
અહિ રિપુ બોલાવી, દૈત્ય ગુરુ લો મંગાવી,
રાખો ગુપ્ત જગાએ ભારી. કરૂં કૃતિ.
વિહંગમ વેગે જઇ લઇ આવ્યો વિષ્ણુ પાસ,
ગણઇશે પ્રગટી એક નારી. કરૂં કૃતિ.

આ પ્રમાણે કહી વિષ્ણુએ ગરુડને આજ્ઞા કરી. તે ઉપરથી ગરુડ ગુરુ શુક્રાચાર્યને દેવોની સમીપ ઉપાડી લાવ્યો અને શ્રી શંકરે એક કૃત્યા એવી ઉત્પન્ન કરી કે જેને જોતાંજ ગુરુ શુક્રાચાર્ય ત્રાસી ગયા. કૃત્યાને શંકરે આજ્ઞા કરી, કે આ શુક્રાચાર્યને કોઇ એવા ગુપ્ત સ્થળમાં રાખ કે ત્યાંથી તે લગાર પણ ચસકી શકે નહિ. આજ્ઞા મળતાંજ તે કૃત્યા ઉપડી અને ગુરુ શુક્રાચાર્યને એવીતો એકાંત જગામાં લઇ ગઈ, કે તેઓ કોઇ દેવ દાનવ કિન્નર કે કોઇને જોઇ શકે નહિ.

જાળંધરના સૈન્યમાંથી ગુરુ શુક્રાચાર્યનું હરણ થતાં જાળંધર ગભરાયો; તેણે તરતજ તપાસ માટે જાસુદો અને બીજાં ઘણાં માણસોને મોકલ્યા; તેઓએ પુષ્કળ તપાસ કરી પણ ગુરુ શુક્રાચાર્યનો પત્તો મળ્યોજ

નહિ તેઓ નિરાશ થઇ પાછા આવ્યા, કે દેવોએ યુદ્ધનો શંખનાદ કર્યો કે તરતજ જાળંધરને યુદ્ધના કામમાં રોકાવુંજ પડયું. સૈન્યને મોખરે તે આવીને ઊભો રહ્યો અને શ્રી શંકર પ્રત્યે કહેવા લાગ્યો, કે અરે લંગોટા રાખોડી ચોળી સ્મશાનમાંજ પડયો રહે, તું ગાંજો અને ભાંગનો ભોગી યુદ્ધકળામાં શું સમજે. એક શિઆળવું સિંહની સામે થવાને શું લાયક છે? તારૂં બળ કેટલું છે તે હું સારી રીતે જાણું છું અને તેથી જ મને તારી દયા આવતી હતી એ દયાને લઇ મેં માત્ર તારી સ્ત્રી પાર્વતીનું માગણું કર્યું હતું પરંતુ તારૂં મોત નજીક આવીને ઊભું છે. તેથી મારૂ કહેણુ તારે ગળે ઉતર્યું નહિ અને લડવા માટે સામો આવી ઊભો છે માટે હજી પણ મને તારી દયા આવે છે તેથી કહું છું કે મારૂં કહેણુ સ્વીકાર અને રણયુદ્ધમાંથી ચાલ્યો જા.

આ શબ્દો સાંભળતાંજ મહાદેવજીને પગથી તે માથા સુધી જ્વાળા પ્રગટી. પાપીના શબ્દો તેમના અંતઃકરણને કોરવા લાગ્યાં અને તેથી પુષ્કળ ક્રોધ ચઢતાં તેમણે પોતાનું પિનાક ઉપાડયું અને અસુરોને એક પછી એક હણવા માંડયા અસુરોમાં ત્રાસ વર્તાતાંજ જાળંધરે પોતાની ગદાનો પુરો ઉપયોગ કર્યો જે પ્રમાણે અસુરોના સૈન્યમાં શિવજીએ ત્રાસ વર્તાવ્યો તે પ્રમાણે જાળંધરે ગદા વડે દેવોના સૈન્યમાં હાહાકાર વર્તાવી દીધો. છેવટે ગદા લઈ રાજા જાળંધર મહાદેવજી ઉપર દોડયો. ઘણા દેવો મૂર્છિત થયેલા તેથી તેમને મદદ કરનાર ઓછા રહ્યા આ ભયથી મહાદેવજી તરતજ પલાયમાન થયા.

## સાખી.

યુદ્ધ થયું અસુર સામે, નામે પામે ત્રાસ;
ભોળા ગોળા ફેંકી થાક્યા, આખર થયા નિરાશ–
સૂજ્યો ક્રોધ ન ઉપાય, પાપી પાર્વતી લઇ જાય–સૂજ્યો.

શ્રી શંકર, ત્રાસી પાછા આવ્યા. વિષ્ણુ પાસે આવી હકીકત કહી, અને તેમને સૂચવ્યું કે હવે આવતી કાલ યુદ્ધ કરીશું; પરંતુ ઉમાને હવે કોઇ ગુપ્ત સ્થળમાં રાખવાં ઘટે છે. જો કે યુદ્ધમાં કોનો જય થશે તે તો હજી હું કહી શકતો નથી; પરંતુ એટલું તો ખરૂં કે જે યોધ્ધો આપણી સામે લડે છે તે મને અજીત જેવો લાગે છે. કદી યુદ્ધમાં આપણો સંહાર થતાં પ્રાપી પોતાના દુષ્ટ કર્મમાં ફાવી જાય તેવા ભયથી ઉમાને હવે ખસેડવાં મને ઠીક લાગે છે. વિષ્ણુએ તેમ નહિ કરવા શંકરને સમજાવ્યા

પરંતુ જાળંધરનો તેમને પુરેપુરો ભય હતો તેથી શ્રી વિષ્ણુને તેમ કરવાની ખાસ ફરજ પાડી. શ્રી વિષ્ણુએ ઊમાને એકાંત સ્થળે પહોંચાડી દીધાં. બ્રહ્માએ આ વાત જાણી કે તેમણે સાવિત્રીને પણ બ્રહ્મસદનમાંથી ખસેડી ગુપ્ત જગાએ સંતાડયાં. બીજે દિવસે યુદ્ધ સમયે બ્રહ્મા, વિષ્ણુ અને માહેશ્વરે ત્રણે મહાન દેવો પોતાનાં સૈન્ય સાથે રણ સંગ્રામમાં હાજર થયાં અને રણવાદ્ય વગાડયાં. જાળંધર પણ પોતાના સૈન્ય સાથે આવી સામો ઊભો. પહેલે દિવસે દેવોની હાર થયેલી તેથી તેમના પગ પાછા પડતા હતા. આ તરફ જાંળધરને જય મળેલો હોવાથી તેના અને તેના સૈન્યના પગ પૂર જોસમાં હતા. ભાગલે પગે લડતા દેવોની સંપૂર્ણ હાર થઇ અને ત્રણે દેવો પાછા પડયા. લડાઇ પૂર્ણ થતાં ત્રણે દેવો એક સ્થળે ભેગા થયા અને જાળંધરના મરણનો ઉપાય શોધવા લાગ્યા. પ્રથમ શિવજી બોલી ઊઠયા, કે મારૂં ત્રિશૂળ, વિષ્ણુનું ચક્ર, અને ઇન્દ્રનું વજ્ર જેવાં હથીયારો રાજા જાળંધરના શરીરને સ્પર્શ કરી પાછાં જમીન ઉપર પડે છે તો હવે તેને જીતવાની આશા આપણે છોડવીજ જોઇએ. વિષ્ણુએ કહ્યું, કે ઉદ્યોગી માણસ હંમેશાં ઉદ્યોગમાં જો મંડયો રહે, તો તે ઉદ્યોગનું ફળ જતું નથી માટે હવે તેનું મરણ શી રીતે થાય તેની શોધ હું પોતેજ કરી લાવીશ. માટે આપને નિરાશા ભરેલા શબ્દો બોલી બીજાઓની હિંમતને આડે આવવું આપણને ઘટતું નથી. માટે તે દુષ્ટથી તમે બધા સાવધ રહેજો. અને તેના મરણનો ઉપાય શોધવા હવે હું જાઊં છું. વિષ્ણુના જવાની વાત સાંભળી શ્રી શંકર ગભરાયા ને પ્રાર્થના કરી, કે પ્રભો તમે આવા અણીના સમયે જતા રહો તે વાત અમને પરવડશે નહિ. માટે તમે અત્રેથી ગયા સિવાયજ તેના મરણની ગોઠવણ કરો તો વધારે સારૂં.

તત્ક્ષણ વિષ્ણુએ ગરુડને આજ્ઞા કરી, અને આજ્ઞાનું પાલન કરતાં ગરુડ લક્ષ્મીજીને તેડી વિષ્ણુ સાનિધ્ય આવી ઊભા. લક્ષ્મીજીને જોતાં વિષ્ણુ ખુશી થયા અને તેમને વિનવવા લાગ્યા, કે—

રાગ—( મન મોહન૦ ) તા. ત્રિતાલ.

નિરખી હરખું ભારી, પ્રેમે પધારી, વહાલ વધારી, થયું આનંદકારી. નિરખી૦
તુંજ વીણ ચતુરા ચેન ન સુજને, મતિ, ગતિ કરે ના મારી. નિરખી.
ભક્તો ભજન મારૂં કરે પણ, ફેરવું માળા તારી (હું). નિરખી.
સંકટ વેળા સહાય તમારી, સારી છે નારી. નિરખી.

વિષ્ણુનાં ઉપરોક્ત વચનો સાંભળી લક્ષ્મીજી બંને હાથ જોડી તેમને પગે લાગી બોલ્યાં, કે આ દાસીને શું આજ્ઞા છે, અને અત્રે સત્વરે બોલા-

વવાનું શું કારણ છે તે કૃપા કરી મને જણાવશો. આ વચનો સાંભળી વિષ્ણુ ગમગીન જેવા દેખાયા, માથે મોટું સંકટ આવી પડયું હોય તેવી મુખાકૃતિ કરી લક્ષ્મીજી પ્રત્યે બોલ્યા, કે ખરી અણીને પ્રસંગે તમારી જરૂર પડી છે. પરંતુ તે કામ તમે કરશો કે કેમ તે મને શંકા છે. લક્ષ્મીજીએ જણાવ્યું કે, સ્વામીનાથ હું તો આપના ચરણની રજ છું. આપની આજ્ઞા એ મારે શિર્ષાવંધ છે તો આજ્ઞા કરતાં આપે જરા પણ આનાકાની કરવી ન જોઇએ. માટે સત્વરે મને આજ્ઞા કરો. હા, ના કરતાં વિષ્ણુએ લક્ષ્મીજીને વચનથી બાંધી લીધાં અને પછી તેમની પ્રત્યે બોલ્યા, કે

દોહરો.

વનિતા વેષે વિચરો, કરો ખરો તપાસ;
તમ બંધુ મૃત્યુ તણી, કાઢો ખબરજ ખાસ.

લક્ષ્મી— રાગ આશાવરી.

આશું બોલ્યા શ્યામ સલુણા, આશું બોલ્યા શ્યામ;
ભાઇ વડે ભગનીને ભૂધરજી, પિઅરમાં વિશ્રામ—સલુણા.
કપટ ઝપટ નટ નાગર કરીને, વચને બાંધી વામ—સલુણા.
સમદર્શી નરસિંહનોરાળા, ઘટે ન કરવું આમ—સલુણા.
સુર સહાય કરવા શામળીઆ, મળીઆ છો સુખ ધામ—સલુણા.
મુંજ આશ ખાસ એવી, આવ્યો ન કદાઈ,
ભાઇને ભોજન કરાવ્યાં ન કાંઇ,
વિજય વહાલા આત્મારામ—સલુણા.

પોતાના ભાઇના મૃત્યુની ખબર કાઢી આપી તે વડે ભાઇનું મરણ નિપજાવવાનું કારણભૂત પોતાને થતાંજ લક્ષ્મીજી ચમક્યાં અને વિષ્ણુએ મને વચનથી બાંધી લીધી એ વિચાર આવતાં ઘણું પસ્તાવા લાગ્યાં, તેથી વિષ્ણુને વિનવીને કહેવા લાગ્યાં, કે પ્રભો ગમે તેવી અક્કલહિન અબળા પોતાના ભાઇને મારીને તેનું ભૂંડું કરવા ઇચ્છે એવી મેં આજ સુધી કોઇ જોઇ નથી અને એવીને જોવાની હું પોતે ઇચ્છા સરખી પણ ન કરૂં તો એ કામ મારે પોતાને હાથે અરેરેરે! શી રીતે થાય તમે કહેતા હો તો હું મારા ભાઇને સમજાવી તેમની અને તમારી વચ્ચે સંધી કરાવી આપું; પણ આવું અઘટિત કર્મ કરી મને પોતાને હું કલંક શી રીતે લાગવા દઉં. સ્વામીનાથ જરા તો વિચાર કરો કે તેણે બિચારાએ તમારૂં શું બગાડયું છે? માત્ર દેવોનો પક્ષ કરી તેને મારી નાંખવામાં તમે તમારૂં બળ અજ-

માવવા ધારો છો, એ કેટલું બધું અનુચિત છે. તમારે તો તેનો પક્ષ લેવો જોઇએ કેમકે મારા પિતાના દ્રવ્યથી આપ પોષાએલા છો. વળી સારે નરસે ટાણે ભાઇ હોય તો તેને ભલો ભુડો કરવાનો પણ અવસર રહે. તે બધું ભૂલી જઇ તમે આ શું કરવા બેઠા છો. પારકી લડાઇ ઘરમાં લાવી પોતાનેજ નુકસાન ખમવું એ રીત ક્યાંની? વ્હાલા વિચારો કે તમે ઇન્દ્રનો પક્ષ લઇ વામનરુપ ધારણ કરી બલીરાજાને ત્યાં યાચવા ગયા હતા તો હંમેશને માટે તમારે તેમના દાસ થઇને રહેવું પડયું. કૌરવદળને કાપી નાંખવા માટે પાંડવોને તૈયાર કર્યા, તો પાંડવોના સારથી થઇને તમારે રહેવું પડયું. વળી અત્યારે આ દેવોનો પક્ષ કરી મારા ભાઇ સામે યુદ્ધ આરંભ્યું છે, તેનું પરિણામ પણ સારૂં આવશે નહિ. માટે વ્હાલા આ વખતે વિચારીને ચાલવાનું છે. મારા મહાન સમર્થ ભાઇને હણીને હંમેશને માટેનો મારો વાતચીતનો વિશ્રામ તોડી પાડવા બેઠા છો; અને તેને માટે મનેજ આગળ કરો છો, તો પ્રભુ તેવું અઘટિત કામ કરવા માટે મારા પગ શી રીતે ચાલે?

લક્ષ્મીજીનાં વચનો સાંભળી વિષ્ણુ ઘણાજ દીલગીર થઇ ગયા; અને ધારેલી ધારણા પાર નહિ પડે માટે કંઇક યુક્તિ રચવી જોઇએ એમ તુરત જ વિચારીને શંકરના ગણોને આજ્ઞા કરી, કે આ પ્રપંચી જંજાળમાંથી મારે હવે મુક્ત થવું છે. પતિ પત્ની પ્રત્યે ભિન્નભેદ હવે મારાથી સહન થઇ શકશે નહિ. માટે સત્વર એક કંથા અને કફની લાવો ભષ્મને માટે જોઇતાં ભષ્મના ગોળા લાવો શ્રી વિષ્ણુએ આખા શરીરે ભષ્મ લગાવી, કફની ચઢાવી લીધી અને એક હાથમાં તુંબીપાત્ર ગ્રહણ કરી બીજા હાથની બગલમાં કંથા મારી. તે વખતે તેમણે નારદજીનું ધ્યાન ધર્યું, કે તરતજ નારદજી આવી હાજર થયા. તેમનું અર્ધ્યપાદ પૂજન કર્યું અને પછી દીક્ષા લેવા માટે યાચના કરી. આ બધો ઠાઠ જોઇ લક્ષ્મીજી બીધાં અને રખેને વિષ્ણુ રિસાઇ જશે તો મારા નામને અને કીર્તિને કલંક લાગશે ધારી તેઓ વિષ્ણુ પ્રત્યે કહેવા લાગ્યાં, કે—

### રાગ કાલીંગડો તા. ત્રિતાલ.

રસીઆ ના રિસાઓ આજે, કહો તે કરૂં હું કાજેરે. રસીઆ.<br>
વહાલા વેગે વિહંગમ મોકલી, બોલાવી મને આજે;<br>
હરિ પરહરી ખરી ડરી, મુજ દીલ અતિશે દાઝેરે. રસીઆ.<br>
મને તજશો ન જશો ક્યાંઇએ, અઘટિત આવું ના છાજે;<br>
ભોગી જોગી વિજોગી કરતાં, કાંઈ ન ધરતા લાજેરે. રસીઆ.

લક્ષ્મીજી ગળગળાં થઇ ગયાં; અને વિષ્ણુને રોકીને કહેવા લાગ્યાં, કે સ્વામીનાથ, આપની દરેક આજ્ઞા ઉઠાવવા આ દાસી તૈયાર છે; પરંતુ ખરી વાત કહેતાંમાં પણ તમને રીસ ચઢે છે, ત્યારે મારા ભાગ્યની વાત મારે કયાં કરવી? તમારી ઇચ્છાને આધિન થવું, એ મારો પત્નીધર્મ છે અને તે ધર્મ મારા ભાઇ કરતાં લગાર પણ ઉતરતો નથી. તો આપની આજ્ઞા માથે ચઢાવી મારા ભાઇના મરણની શોધ કરી હું સત્વરે આપની પાસે આવી પહોંચીશ. એમ કહી તેઓ જાળંધર, જ્યાં છાવણી નાંખી પડેલો છે, ત્યાં આવી પહોંચ્યાં.

## સાખી.

શ્રીવર સમજાવી સ્નેહથી, આવ્યાં જાળંધરની પાસ;
ભગની ભાઇને ભેટી ભાવે, કરવા મૃત્યુ તપાસ.
બે ઊગળી આ ત્યાંય, આનંદ અંગ ન સમાય. નમ્યો.

લક્ષ્મીને જોતાંજ ભાઇ બેઠો હતો, ત્યાંથી ઉઠીને સામો આવ્યો. ઘણાજ સ્નેહથી બેનને આસન આપ્યું; અને તેમનું પુરેપુરૂં આતિથ્ય કર્યું. ત્યાર પછી ભાઇ બેન વાર્તાલાપમાં પડયાં. પ્રથમ લક્ષ્મીજીએ ઉદાસ મોં કરી ભાઇ પ્રત્યે કહ્યું.

**લક્ષ્મી**—ભાઇ તમે આ યુદ્ધ દેવો સાથે જ્યારનું આરંભ્યું છે, ત્યારનું મેં પેટ ભરીને અનાજ પણ લીધું નથી. ક્ષણે ક્ષણે અને પળે પળે તમારા વિચાર આવ્યા કરે છે, કે દગાખોર એવા દેવોની સહાયતામાં જ્યાં બ્રહ્મા, વિષ્ણુ ને માહેશ્વર સરખા છે, ત્યાં તમારૂં શું ગજું કે તમે તેમની સામે ટકી શકો?

**જાળંધર**—તમે મોટાં છો, તેથી નાના ભાઇની ચિંતા તમને થાય એ સ્વાભાવિક છે. પરંતુ તમે જાણતાં નહિ હો એમ ધારી કહું છું, કે મેં એ દગાખોર દેવોને ત્રણ વખત સખત હાર ખવરાવી છે. છેવટે વિષ્ણુ પણ મારી સામે યુદ્ધ કરવા આવેલા તેમનું પણ લડાઇ કરતાં આવી બન્યું હતું. પરંતુ તમારા સગપણને લઇ જવા દીધા છે, તો બીજા દેવો મારી કંઇ વિસાતમાં નથી. તેમને પડેલો મારી ગદાનો માર હજી પણ સાલ્યાં કરે છે.

**લક્ષ્મીજી**—એ બધું તો ખરૂં; પણ એ તો તમને બતાવવાનુંજ; કઇ વખતે અને કેવા સંજોગોમાં તમારો પ્રાણ લેશે તે કળી શકાતું નથી અને જ્યારે તેમ થશે તેજ વખતે આ ગરીબડી બેનની શું સ્થિતિ થશે તેનો કાંઇ વિચાર તમને આવે છે?

**જાળંધર**—બેન તમે લગાર પણ ચિંતા કરશો નહિ. બ્રહ્મા, વિષ્ણુ અને માહેશ્વર જેવા મહાન દેવો કે કૃતાંત કાળ પણ મારો વાળ વાંકો કરી શકે તેટલી તેમની સત્તા મારા ઉપર ચાલે તેમ નથી.

**લક્ષ્મીજી**—તે હું શી રીતે માનું ?

**જાળંધર**—બેન તમે ન માનો તો ના ઇલાજ. બાકી તમારો મને પૂર્ણ વિશ્વાસ છે કે તમે કોઇને વાત નહિ કરો એમ ધારી તમારા આગળ કંઇ પણ ગુપ્ત રાખવા માગતો નથી તેથી કહું છું, કે જ્યાં સુધી તમારી ભાભી પોતાનું શિયળ સંપૂર્ણ રીતે જાળવે ત્યાં સુધી સ્વર્ગ, મૃત્યુ કે પાતાળમાં મારૂં મરણ કોઇ નીપજાવે તેમ નથી.

**લક્ષ્મીજી**—અરે ભાઈ બૈરીનો શો વિશ્વાસ. તે પોતાનું શિયળ ચુકશે તો તને માલમ પણ શી રીતે પડશે.

**જાળંધર**—અરે બેન તમે તો બહુ ભલાં છો. તમારો ભાઇ કંઇ કાચો નથી તે અહીં બેઠો જાણી જાય કે તમારાં ભાભી શિયળવંતાં રહ્યાં છે કે શિયળભંગ થયાં છે.

**લક્ષ્મીજી**—( આશ્ચર્ય પામી) અરે ભાઇ, તું અહીં બેઠે બેઠે તે શું જાણે. તું કાંઈ પ્રભુ થઇ આવ્યો છે ?

**જાળંધર**—( પુષ્પની માળા તરફ આંગળી કરી ) જુઓ આ પુષ્પ માળ કેવી ખીલેલી અને સુંદર છે, જ્યારે તમારાં ભાભી શિયળ ચૂકે તેજ ક્ષણે આ પુષ્પમાળ કરમાય અને નિસ્તેજ થઇ તૂટી પડે.

**લક્ષ્મીજી**—વાહ ભાઇ વાહ. હવે મારા જીવને કંઇક ટાઢક વળી. હવે બ્રહ્મા, વિષ્ણુ અને માહેશ્વર જખ મારે છે. સુખેથી તેમનો નાદ પુરે પુરો ઉતારજો. પણ ભાઇ હવે મને જવાની આજ્ઞા આપો ભાઇએ તેમનું આતિથ્ય લંબાવવા ઘણો આગ્રહ કર્યો; પણ બેનનું કામ પરિપૂર્ણ થઇ ગયું તેથી વિશેષ આગ્રહ છતાં પણ આજ્ઞા લીધી. જતાં જતાં પણ ભાઇએ તેમને ભેટ તરીકે.

**દોહરો.**

રત્નો આપ્યાં બેનને, નમ્યો પ્રેમે પાદ;
વિષ્ણુ દમે ના મને, વાત રાખજો યાદ.

ભાઇની આપેલી ભેટ લઇ, બેન સત્વરે વિષ્ણુ સાનિધ્ય આવી ઊભાં અને રત્નો બતાવી તેમના પ્રત્યે બોલ્યાં, કે પ્રભો મારો ભાઇ પરમ ઉદાર અને પવિત્ર છે. તમારા પ્રત્યે તેની ઘણીજ સારી લાગણી છે. તેણે તમારૂં

કૂશળ ઇચ્છયું છે. અને તમારી ખબર પુછી છે. તમને તે હંમેશાં પોતાના પૂજ્ય અને મુરબ્બી ગણે છે. અને તેણે કહાવ્યું છે, કે તેઓ દેવોના પક્ષમાંથી નીકળી જાય અને મને મદદ કરે. જો તેમ ન બની શકે તો પોતે તટસ્થ જ રહે જેથી મારે તેમના સામે આયુધ ઉપાડવાનું પાપ કરવું પડે નહિ. માટે વહાલા; હવે તેના ઉપર લગાર પણ રોષ આપને રાખવો ઘટતો નથી. આ શબ્દો સાંભળતાં જ વિષ્ણુને નખથી શીખ સુધી ક્રોધ ચઢયો. લક્ષ્મીજીનો પૂર્ણ તિરસ્કાર કર્યો, અને કહ્યું કે મેં તમને શા હેતુથી મોકલેલાં અને તમે શું કરી આવ્યાં. ભાઇનું મરણ પૂછવા મોકલ્યાં હતાં તે ભૂલી ગયાં; અને તેને બદલે ઉલટી તેની ભલામણો લઇને મારી પાસે આવતાં શરમ પણ તમને આવતી નથી? શાસ્ત્રકારો પણ લખી ગયા છે કે, વૈદ, વેશ્યા, જુગારી, મૂર્ખ અને સ્ત્રી એ પાંચ જણનો કદિ વિશ્વાસ કરવો નહિ, તે વાક્યને હું ભૂલ્યો; ને મેં તમારા ઉપર જ વિશ્વાસ મૂકયો એજ મેં ખોટું કર્યું, માટે હવે તમે મારા મ્હોં આગળથી એકદમ દૂર થાઓ. હું મારે પાલવે તેમ કરીશ. તેમાં તમારે આડે આવવાની લગાર પણ જરૂર નથી. વિષ્ણુનો આવો સખત તિરસ્કાર લક્ષ્મીજી સાંખી શકયાં નહિ, તેથી બે હાથ જોડી બોલ્યાં, કે વહાલા જે જે વાત તેની સાથે થઇ તે તે વાત કહેતાં વચમાં જ ગુસ્સે થઇ ગયા, તે શું આપને ઘટે છે? તમારૂં બતાવેલું કાર્ય સંપૂર્ણ કરી આવી છું માટે સાંભળો.

**વિષ્ણુ**—(ધીરા પડીને) કહો વહાલાં શું તમે તેના મોતનો ઉપાય શોધી લાવ્યાં છો?

**લક્ષ્મીજી**—પ્રભો, જો કે મારૂં તેણે ઘણી સારી રીતે આતિથ્ય કર્યું; અને મારા વગર પૂછેજ તેણે પોતાનું મરણ મને બતાવી દીધું.

**વિષ્ણુ**—(આનંદ અને આશ્ચર્ય સાથે) શું વગર પૂછેજ તેણે તમને પોતાના મરણની વાત કહી?

**લક્ષ્મીજી**—હા જી. તેણે જણાવ્યું કે જ્યાં સુધી તેની સ્ત્રી વૃંદા પોતાનું શિયળ પુરેપુરૂં સાચવે ત્યાં સુધી સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં તેને જીતે તેવું કોઇ નથી. શિયળવ્રતની સાબીતીમાં તેણે પોતે પહેરલી પુષ્પ માળ પણ મને બતાવી. વૃંદા શિયળ ચૂકે તો તે માળા કરમાય અને નિસ્તેજ થઇને તુટી પડે કે તરત તેનું મૃત્યુ નજીક સમજવું.

**વિષ્ણુ**—વાહ, વાહ મારાં માનીતાં, તમે કોઇ ત્રિભુવનમાં કામ ન કરે તેવું કામ, એક મારી ખાતર કરી આવ્યાં, તેથી તમને ધન્ય છે. હવે તમે સુખેથી વૈકુંઠ પધારો.

આ પ્રમાણે કામ પૂર્ણ થતાં વિષ્ણુએ લક્ષ્મીજીને રજા આપી. પછી તેઓ મહાદેવ પાસે ગયા. અને તેમના પ્રત્યે કહેવા લાગ્યા, કે હે મહેશ, મેં લક્ષ્મીજી મારફત તેના મરણની ખબર કઢાવી. જ્યાં સુધી તેની સ્ત્રી વૃંદા વિહ્વળ બને નહિ, ત્યાં સુધી કોઈ રીતે પાપી જાળંધરનું મૃત્યું થવું શકય નથી, માટે ગમે તે પ્રકારે વૃંદાને છળવી જોઇએ. વૃંદા છળાયાં કે તરત તેનું આવી બન્યું સમજવું. આ વૃતાંત સાંભળતાંજ મહાદેવજી બોલી ઉઠયા, કે પ્રભો જો તેમજ હોય તો વૃંદાને છળવી એ કાંઈ મને મુસ્કેલ નથી. તમે રજા આપો તો હું જાતે જ તે કામ કરી આવું.

**વિષ્ણુ**—દેવમાત્રમાં એક તમારા ઉપર તો અમારો બધાંનો આધાર છે. તમે જયારે ત્યારે દેવોનું રક્ષણ કરતા આવ્યા છો અને કરશોજ, એ અમને પુરો ભરોંસો છો. વિષ્ણુની કરેલી સ્તુતિ સાંભળી શ્રી મહાદેવજી વૃંદાને છળવા માટે જવા તૈયાર થયા.

દોહરો.

ભોળા બાવે ભામીનિ, ભોળવવા ધરી વેષ;
ચાલ ચટકતી ચાલતા, જાળંધરની એશ.

તત્કાળ શ્રી શિવજીએ જાળંધરનો વેષ લીધો તદ્રુપ તેના જેવા બનતાં તેમને ક્ષણ વાર લાગી નહિ. પૂર્ણ ભભકા સાથે અને સાક્ષાત્ પોતે જાળંધર જ હોય તેવા ઠાઠથી તેઓ મથુરાં તરફ જવા નીકળ્યા.

**ભૈરવી બહોતેરો, તાલ ત્રિતાળ.**

નારદ આવ્યા ધાઇરે જાળંધર પાસ.
ત્રાસે નાસે આશે ન કાંઈ, જીત મેળવે તું તો બાઇ;
સુજમતિ અતિ મુંઝાઇરે—જાળંધર—

**જાળંધર**—
આપ પર શી આપ્રત આવી, હુકમ કરો હું દઉ બજાવી;
કહું શીર નાઇરે—જાળંધર—

**નારદ**—સતિ વૃંદાને છળવા કાજે, તુંજ રુપ ધર્યું શંભુ રાજે;
મથુરાં ગયા છે ધાઇરે—જાળંધર—
અનહદ અન્યાય થાયે જેથી, દ્રુત ગતિએ દોડયો તેથી;
ખરી વાત કહું ભાઇરે—જાળંધર—

આ તરફ નારદે આવી જાળંધરને બધી હકીકત કહી દીધી. પરંતુ જાળંધરને પોતાની સ્ત્રી વૃંદાનો પૂર્ણ ભરોંસો હતો, કે ગમે તેવું કપટ દેવો

કરશે તો પણ સતિ તે કપટમાં ફસાય તેમ નથી. માટે તે તરફની કંઈ પણ બીતી ન લાવતાં જગત્ જનુની પાર્વતી પ્રત્યે કુદૃષ્ટિથી જોવા લાગ્યો. તરતજ મહાદેવજીનો સ્વાંગ ગ્રહણ કરી પોઠીઆ ઉપર બેસી આખા શરીરે ભષ્મ લગાવી દીધી; અને તદ્દરુપ મહાદેવજી હોય તેવો બની કૈલાસ પ્રત્યે આવ્યો.

### મરાઠી સાખી.

કપટ કરીને કામી આવ્યો, જ્યાં છે ગીરિ કૈલાસ;
શિવ સ્વરુપે કહ્યું દાસીને, લાવો ઉમા મુજ પાસ.
મન અતિ ઉલાસ, બોલ્યો આપીને ત્રાસ—મન.

મહાદેવજીના રુપમાં જાળંધરને જોઈ સખીઓ દોડતી પાર્વતીજી પાસે આવી અને શ્રી મહાદેવજીના પધાર્યાના સમાચાર તેમને કહ્યા. જગત્ જનુની સર્વ વ્યાપક છે તેથી જાણી ગયાં, કે હાલની લડાઇના પ્રસંગમાં કોઇ પાપી રાક્ષસ તેમનો સ્વાંગ ધરીને વખતે આવ્યો હશે, તેથી પોતે જાતે ન જતાં એક કૃત્રિમ સ્ત્રી તેમણે બનાવી. અને તેને રૂપધારી જાળંધર પાસે મોકલી તેણે ઘણા જ હાવ ભાવથી રૂપધારીની આગતા સ્વાગતા કરવા માંડી. તેના અનુપમ સૌંદર્યથી રાજા જાળંધર મોહી પડયો, કે તરતજ તેની પરીક્ષા થઈ ગઇ. ત્યારે સાક્ષાત્ પાર્વતીજી પ્રત્યક્ષ થયાં અને જાળંધરને તિરસ્કાર યુક્ત વચનો કહી ધિક્કારી કાઢયો. રાજા જાળંધર નિસ્તેજ અને ફીકકે મોંઢે પાછો પડયો. અને પોતાના આ કૃત્યનો પૂર્ણ પશ્ચાતાપ કરવા લાગ્યો.

બીજી બાજુએ શ્રી મહાદેવજી જાળંધરના પૂર્ણ સ્વરૂપે હાથીની સવારી ઉપર મથુરાં આવી પહોંચ્યા. પૂરમાં પેસતાં સર્વત્ર જય જયકાર થઇ રહ્યો અને દેવોનો સંહાર કરી જાળંધર જીત મેળવી પાછો આવ્યો, તેના માનમાં લોકોએ વેષધારી મહાદેવ ઉપર પુષ્પ વૃષ્ટિ કરી. છેવટે વેષધારી રાજભૂવનમાં પધાર્યા કે તરતજ સખીઓએ સતિ વૃંદાને વધામણીના સમાચાર કહ્યા. સતિ વૃંદાના કળ્યામાં આવી ગયું, કે સ્હેજે દેવો જીતાય તેમ નથી. તેમાં હરિ હરની તેમને પૂર્ણ સહાય છે માટે મારા સ્વામી તેમના ઉપર પૂર્ણ જીત કદી મેળવી શકે નહિ; પરંતુ મારે તેની પરીક્ષા તો કરવી જોઇએ. તેથી વચમાં ચક નંખાવી એક બાજુએ વૃંદા બેઠાં અને બીજી બાજુએ વેષધારી જાળંધર ઉભા રહ્યા. સતિ વૃંદાએ આ જોતાંજ શ્રી મહાદેવજીને ઓળખ્યા, તેથી ચક વેગળો કરી પિતા તુલ્ય શિવજી પ્રત્યે કહેવા લાગ્યાં—

### રાગ-રહે તું રામા-તા૦ લાવણી.

આવી સતિ અતિ પ્રીતિ સાથ, કીંકરી કરજોડીને કહે;
આપ છો જગના નાથ-આવી--
ભષ્મ અંગ ગંગ ધારણ કહાવો, ઉમાપતિ અતિ આપ્યો લહાવો;
દર્શન દઇ કરી સનાથ-આવી--
પિતા પુત્રીને છળવા કાજે, મુજ પતિ વેશ ધર્યો છે આજે;
હું અબળા છું અનાથ-આવી--

આપની આ રંક પુત્રી ઉપર કૃપા કરી દર્શનનો અલભ્ય લાભ આપવા મારે મંદિરે પધાર્યા, તેથી હું આપનો આભાર માનું છું. પણ હું ઘણી દીલગીર છું, કે તમે મારા સ્વામીના વેશમાં મને છળવા માટે અને મારૂં વ્રત ભંગ કરાવવા માટેજ આ કૃત્ય કર્યું છે. તે રીતે તમે પૂર્ણ દોષિત ઠરી ચુકયા છો. જગતના પિતાનો હક ધરાવતા તમને આ કૃત્ય કરતાં લગારે શરમ આવી નહિ, તેથી તમે મારા શાપને લાયક છો; પરંતુ સાક્ષાત પાર્વતીજી જેની ઉપાસના વડે હું સુખી છું, તેની શરમની ખાતર મારે તમને જતા કરવા પડે છે. હવે અત્રેથી સત્વર પધારો. આ શબ્દો સાંભળતાંજ મહાદેવજીને ઘણું દુઃખ થઇ આવ્યું. અને ધરતી જગા આપે તો તેમાં સમાઇ જાય, તેવું નિસ્તેજ અને ફીકકું મોઢું પડી ગયું.

### દોહરો.

વીલે મોંઢે આવીઆ, વિષ્ણુ કેરી પાસ;
હકીકત કહી સતી તણી, બેઠા છોડી આશ.

વીલે મોંઢે મહાદેવજી, વિષ્ણુ પાસે જઇ પહોંચ્યા. બનેલી વાત કહી મહાદેવજી, નિરાશ થઇ નિસાસા નાંખવા લાગ્યા.

આ દસ્યા જોઇ વિષ્ણુનું હસવું માયું નહિ. પરંતુ મહાદેવજી તો પશ્ચાતાપ કરતાં જોઇજ રહ્યા. છેવટે વિષ્ણુએ કહ્યું મહારાજ તમે તો ભોળા-નાથ તે ભોળાજ રહ્યા. ચાલો આવતી કાલનું યુદ્ધ તમારેજ આરંભવું અને વૃંદાને છળવાનું કામ મારે પોતાને આરંભવું. એમ કહી મહાદેવજીને શાંત પાડયા, અને વિષ્ણુ ત્યાંથી સત્વર ચાલી નીકળ્યા, કેટલેક દૂર ગયા પછી તેમણે એક મોટા સરોવર ઉપર મુકામ કર્યો અને ત્યાં એક નવપલ્લવ સુંદર વાડીની રચના ઊભી કરી. પોતે કોઈ મહાન યોગેશ્વર હોય તેવો સ્વાંગ લીધો અને સેવા-ચાકરી કરવા માટે એક શિષ્ય ઉત્પન્ન કર્યો. યોગેશ્વર સમાધિમાં બેઠા, અને તેજ રાત્રે સતિ વૃંદાને એક ભયાનક સ્વપ્ન મૂકયું

**દોહરો.**

સતિ સુતી સેજમાં, સ્વપ્નથી ન પડી કળ;
પતિ મરણથી અતિ, થઇ ગઇ છે વિહ્વળ.

પતિના મરણનું સ્વપ્ન સતિ વૃંદાને થતાંજ એકદમ ચમકી બેઠાં થયાં અને માતા આગળ જઇ કહેવા લાગ્યાં કે—

**રાગ આશાવરી તા. ( ત્રિતાલ ).**

સતિ અતિ ઉદાસ, સ્વપ્નથી સતિ અતિ ઉદાસ;
આવી માતા પાસ—સ્વપ્નથી—ટેક.
મુંજ પતિનું મરણ થવાથી, સૌભાગ્ય મારૂં નષ્ટ થયાથી;
ઉર થાયે અતિ ત્રાસ—સ્વપ્નથી.
કાગો કકળ્યા આવી પાસે, સર્પો દીઠા મેં ચો પાસે;
આવો થયો મને ભાસ—સ્વપ્નથી.
નાવ ડુબ્યું ભર દરીએ મારૂં, કાજ થયું મહાન અકારૂં;
જઇ નાથને નીરખું ખાસ—સ્વપ્નથી.

સ્વપ્નથી ત્રાસેલી સતિ, માતા આગળ જઈ પોતાના સ્વપ્નની હકીકત માને કહી બહુ દીલગીર થયાં; અને પોતાનો નિશ્ચય જણાવ્યો, કે સવાર થતાંજ તેમની તબીયતની ખબર કાઢવા હું જાતેજ રણયુદ્ધ ભણી ચાલી નીકળીશ. માએ તેમને ધીરજ આપીને સમજાવ્યાં, કે બેટા, સ્વપ્નાં તો કંઇ સાચાં હોય? તમારે નચિંત રહેવું. તે મહાન જોરાવર છે. માટે તેમનો કોઇ વાંકો વાળ કરી શકે તેમ નથી. તેમ છતાં તમારી તેવીજ ઇચ્છા હશે તો આપણે આપણા અનુચરોદ્વારા તેમની ખબર કઢાવીશું; પરંતુ સતિએ તે માન્યું નહિ અને કહ્યું, કે આવી અગત્યની બાબતો અનુચર દ્વારા થઇ શકતી નથી, માટે સવાર થતાંજ હું જાતે જઇશ. પ્રાતઃકાળ થતાં જ સતિ પોતાના પતિની ભાળ માટે બહાર નીકળી પડયાં.

**છંદ, શીખરણીના જેવો.**

ચાલી વેગે શાણી, જાણી નિજ પતિના સ્વપ્નને;
શુકનો થયા બહુ માઠા, હાંકયો રથને ક્રમને.
પહોંચી વિકાળ વને, અને એ ભીતિ છે ખરી મને
વહાલે વૃત્તિ ખેંચી, જ્યાં બેઠા હતા ત્યાં કને.

સતિ વૃંદા રથ જોડાવી પોતાના પતિની ભાળ માટે નીકળી પડયાં. રસ્તો મહાન ભયંકર અને ત્રાસદાયક હતો. ઠેકાણે ઠેકાણે ખાડા ટેકરાઓ અને ઉજ્જડ વેરાનવાળી જગામાં આવતાં તેમને ઘણો શ્રમ પડયો.

જતાં જતાં તેમનો રથ જ્યાં વિષ્ણુ, મહાન યોગેશ્વરનું રૂપ ધરી જંગલમાં મંગળ કરી બેઠા છે, ત્યાં આવી પહોંચવાની તૈયારીમાં હતો. આ વખતે ખરા બપોર થયેલા તેથી અતિશય તાપ પડતો હતો, વાડી સિવાય કોઇ ઠેકાણે વૃક્ષની છાયા સરખી ન હતી. ભોજનનો સમય વીતી ગયો હતો. અતિ શ્રમને લીધે સતિ વૃંદા તરસ્યાં થયાં હતાં; અને ગળે કાંટા પડતા હતા. તેથી સતિ વૃંદા પ્રભુની સ્તુતિ કરવા લાગ્યાં.

### રાગ—પેલી તો થઇએ.

વૃંદા ગભરાણી પાણી પીવાને અતિશેરે,
સહાય કરોને વ્હાલા વિભુજી છો ઇશેરે.
વનવગડામાં વિહ્વલ થઇને રે, જઇએ ક્યાં હવે અમે; વિપત્તિને વશેરે,
દાસીઓ ત્રાસી વાલા અપવાસી આંહીરે.
ફલ મેળવવા માટે ૫ડ્ું ચહુ દીશેરે. વૃંદા.

દાસીઓ સાથે પાણીની તપાસ કરવા સતિ વૃંદા નીકળ્યાં. વેગળેથી મહાન યોગેશ્વરની લીલી કુંજરવાડી જોવામાં આવી. તે જોતાંજ પ્રભુનો આભાર માનવા લાગ્યાં. વાડીના અંદર કોઈ મહાન યોગેશ્વર ધ્યાનમાં બેઠેલા છે. ફળ ફૂલથી અતિ શોભાયમાન થઇ રહી છે. ઠેકાણે ઠેકાણે પાણીનાં ઝરણો વહી રહ્યાં છે. તેમાંથી નિર્મળ અને શિતળ પાણી પીધું; અને પોતાની તરસ છીપાવી. દર્શન માટે યોગેશ્વર તરફ જવા લાગ્યાં યોગેશ્વરની નજીક આવી તેમને પ્રણામ કરવા જાય છે, ત્યાં યોગેશ્વરના શિષ્યે આડી જેષ્ટીકા ધરી. તે વખતે.

### સાખી

સતિ અતિ પ્રેમ ભાવથી, બોલી બોલી મન;
શાણા શિષ્યજી રીત બતાવો, તો મુજ ભાગ્ય ધનધન.

સતિ વૃંદાના શબ્દો સાંભળી, શિષ્ય તેમના પ્રત્યે બોલ્યો.

શિષ્ય— **રાગ ભૈરવ-( તા૦ ત્રિતાલ. )**

છે અબધૂત મહાન જ્ઞાની,
દયાનીધી અખંડાનંદ હંમેશાં. છે ટેક.
ઊંધે મસ્તક તપ આરાધ્યું, છે મહા વિજ્ઞાની. છે.
ગિરિ ગુફામાં આબુ પહાડે, બહુ તપ કરે છે ધ્યાની. છે.
પત્નીને પાવક સમ નીરખે, થાયે ન કાંઇ હાની. છે.
મૃતને સજીવન કરે છે, એવા મહા પુરુષ લે માની. છે.

ઉપર પ્રમાણેનાં વચનો શિષ્ય કહી રહ્યો છે, એટલામાં એક હરિણી દોડતી આશ્રમમાં આવી પહોંચી. તેની પાછળ પડેલો એક મોટો સાવજ પણ દોડતો આવી હરિણીના તત્કાળ પ્રાણ લઇ ત્યાં બળતા અગ્નિની જવાળા દેખી પૂચ્છ પગ વચ્ચે ઘાલી દઇ યોગેશ્વરના તપોબળથી અંધ થઇ આશ્રમની એક બાજુએ જઇને ઉભો. આ દ્રશ્ય જોતાં સતિ વૃંદા ઘણું ગભરાયાં. ગુન્હેગારની માફક સાવજને સ્તબ્ધ બની ગયેલો જોઈ આશ્ચર્ય પામ્યાં. પરંતુ મરતી વખતની હરિણીની ચીચીઆરી અને કલ્પાંત સાંભળી યોગેશ્વર એકદમ ધ્યાનમાંથી જાગૃત થયા.

## સાખી.

તરણ ચરણ હરણ મરણની, થઇ સૌને જાણ.
વનિતા જોઇને વિસ્મય પામી, નામી જોગીથી પાણ.

યોગેશ્વર ધ્યાનમાંથી જાગૃત થતાં સતિ વૃંદાએ તેમને વેગળેથી પ્રણામ કર્યા. યોગેશ્વરે તેમના પ્રણામનો સ્વીકાર કરી પોતાનું મુસ્તક નમાવ્યું. પછી શિષ્ય પ્રત્યે પૂછવા લાગ્યા.

**યોગેશ્વર**—કયું, કયા ગરબડ મચાઇ હૈ.

**શિષ્ય**—આપકે શરણેમેં ઓ મૃગલિ આઇથી, વો મૃગલિકા શેરને પ્રાણ લીઆ. આપકી આમન્યા તોડ દીઈ.

**યોગેશ્વર**—વો બદમાસે ઐસા જુલ્મ ગુજારાહૈં; તો અભિ મેં ઉસકુ જલા દેતા હું.

આ શબ્દો બોલતાંજ એકદમ સાવજ જ્યાં ઊભો હતો ત્યાંને ત્યાં બળી ભષ્મ થઇ ઢગલો થઇ પડયો. આ નવું દ્રશ્ય જોઇ સતિ વૃંદા વધારે આશ્ચર્યમાં પડયાં. પછી શિષ્ય યોગેશ્વર પ્રત્યે બોલ્યો.

**શિષ્ય**—ગુરુ મહારાજ આપકે શરણેમેં આયે હુઆ પ્રાણીકા નાશ હુઆ વો અચ્છા નહિ. સબબ આપકે દાસકી અરજ સુનકે ઉસકુ બચાના ચાહીએ.

**યોગેશ્વર**—અચ્છા, બચ્ચા થોડાસા જલ લા.

શિષ્યે પાણી લાવી આપ્યું. તેની અંજલી ભરી યોગેશ્વરે મૃત પ્રાણીઓ ઉપર છાંટયું કે તરતજ

## દોહરો.

વારિ વેગે છાંટીયું, મૃત પ્રાણીઓની કાય;
સજીવન થઈ ચાલ્યાં ગયાં, સુખે અરણ્યની માંઇ.

એકજ અંજલીથી બંનેને સજીવન કરેલાં જોઇ સતિ વૃંદાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમણે મનમાં નક્કી કર્યું, કે આ મહાન યોગેશ્વર કોઇ પ્રભુનોજ અવતાર છે. તેથી તેઓ મારૂં દુઃખ ચોક્કસ નષ્ટ કરશે. આવો વિચાર તે કરે છે તેવામાંજ યોગેશ્વર તેમના તરફ દૃષ્ટિ કરી કહેવા લાગ્યા.

**યોગેશ્વર**—તુમ મથુરાંસે યહાં આઇ હૈં. ઓર તેરા નામ વૃંદા હૈં. ઓર તેરા સ્વામીકા નામ જાળંધર હૈં. ઓર એહ સ્વર્ગમેં દેવો કે સાથ યુદ્ધ કરને કે લીએ ગયે હૈં.

આટલું બોલી યોગેશ્વર શાન્ત થયા. કે તરતજ સતિ અતિ આનંદ પામી મુસ્તક નમાવી યોગેશ્વર પ્રત્યે બોલ્યાં કે 'મહાત્મા પુરુષ, આપ પૂર્ણ જ્ઞાની છો એમ મારૂં મન સાક્ષી પુરે છે. તો હું આપને વિનતિ કરૂં છું, કે મારા પતિ મને ક્યારે મળશે, તે દયા કરીને કહો.

**યોગેશ્વર**—( ક્રોધિત થઇને ) જા ઇઆંસે ચલી જા. નહિ તો હમ તેરેકું જલા કે ભષ્મ કરદેંગે.

**વૃંદા**—પ્રભો, આપ સર્વજ્ઞ છો, તો કૃપા કરી કહો કે મારા સ્વામી હાલ કેવી સ્થિતિમાં છે ?

આ પ્રશ્ન સાંભળી યોગેશ્વરે થોડી વાર ધ્યાન ધર્યું; અને ધ્યાનમાંથી જાગ્રત થતાંજ પોતાનું મુસ્તક ધુણાવ્યું. પછી વૃંદા પ્રત્યે કહેવા લાગ્યા, કે બાઇ તેરા સ્વામી દેવોકી સાથ લડથે લડથે મર ગયે હૈં. અબ આશા છોડકે ઇધરસેં ચલી જા.

**વૃંદા**--તપસ્વીજી, આપે કહ્યું, તે મારા માન્યામાં આવતું નથી. કેમકે જ્યાં સુધી હું મારૂં શિયળવ્રત ચૂકી નથી, ત્યાં સુધી બ્રહ્મા, વિષ્ણુ, માહેશ્વર કે કોઇથી મારા સ્વામીનો વાળ વાંકો થઇ શકે તેમ નથી. તેમ છતાં જો મારા સ્વામીનો મૃત દેહ મને બતાવો તો આપનું કહેવું હું સત્ય માનું.

**રાગ કાલીંગડો. ( મદન પડયો ) તા૦ દાદરો.**

કરવા બેઠા વહારરે, ક્ષણું ન લાગી વારરે–કરવા–<br>
સમીર વાયો વેગથી પડયાં વૃક્ષો અપાર<br>
જાણે ભૂમિ કંપ થશે એવે ખળભળ્યા સમુદ્રો ખારરે–કરવા–<br>
એવે અચમ્રુચ આવી પડીઆ, સતિ પતિના હાથ<br>
મુજ મનમાં શંકા મોટી, બતાવોને મુજનાથરે–કરવા—

ઉદધિ સુતનાં અંગ ઉપાંગો, આવ્યાં પૃથ્વી માંય
મહામુનિએ મેળવી દીધાં, વૃંદા ઉભી છે ત્યાંયરે–કરવા–

સતિ વૃંદાના પતિનાં અંગો એક પછી એક આવીને જ્યાં સતિ બેઠાં હતાં ત્યાં પડયાં. બધાં અંગોને યોગેશ્વરે મેળવ્યાં આ જોઇ વૃંદાને નિશ્ચય થયો કે દેવો સાથે યુદ્ધ કરતાં તેમનું મરણ થયું તે વાત ખરી અને મારૂં સ્વપ્ન પણ ખરૂં જ. મારા પતિના રક્ષણને અને મારા શિયળ-વ્રતને કંઇ સંબંધ નથી. તે હું આ પ્રત્યક્ષ જોઉં છું. પોતાના મૃત પતિને જોઇ સતિ વૃંદાની ધીરજ છુટી ગઇ; અને વિલાપ કરી તેઓ રુદન કરવા લાગ્યાં, કે

## રાગ કેમ કહીએરે.

કેમ રે કરૂં પિયુજી કોને કરગરૂં વહાલા વન વગડામાં હુંતો ડરીને મરૂં;
વૃક્ષો વિદાર્યાં મેંતો બીડો ખેડાવ્યાંરે, પાપ અમાપ મારાં મને મળી આવ્યારે.
ધરી બેઠા ધ્યાન જોગી કેમરે કરૂં–વહાલા–
નિંદા કીધી મેં તો સતિ કોઇ નારિની
સહાય કીધી મેં તો સ્ત્રી કોઈ જારીણી, એ પાપે પ્રાણ હું પરો ધરૂં–વહાલા–
ભોજન કરતા ભૂદેવો ઉઠાડયારે, કંઇક અનાથોને મેં હશે માર્યારે
એ દોષે નીર નયને ભરૂંરે–વહાલા–
કન્યાવિક્રય કીધું દગાથી મેં વિષ દીધું, થાપણ ઓળવીને ધન નવ દીધુંરે
એવું અકૃત્ય મેં તો કરેલ ખરૂં રે–વહાલા–
વહાલા વિયોગીને વહેલી તેડાવોરે, અક્ષરધામમાં લેવાને લાવોરે
વિજય વિભૂ તમને વહાલે વરૂંરે–વહાલા–

અતિશે રુદન કરી પોતાના પતિ પાછળ સતિ થવા માટે વૃંદા યોગેશ્વરની ધૂની પાસે દેવતા લેવા ગયાં ત્યાં જઇ પોતાનો નિશ્ચય જણાવી અગ્નિની માગણી કરી. આ સાંભળતાંજ યોગેશ્વર ક્રોધ યુક્ત બોલી ઉઠયા, કે

## રાગ માલકોશ (તા૦ ત્રિતાળ.)

જા અહીં થકી દૂર થા. જા–૨–
અહીં શબને સંસ્કાર કરીને, નાદાન નેત્રોમાં નીર ભરીને
સમજી સ્મશાન શું આ–જા–અહીં થકી–
આવી આંહી ઉપાધી ચલાવી, અમોને લેછે મૂર્ખ બનાવી
નફ્ટ ધૂર્ત તું જા–જા–અહીં થકી–

**યોગેશ્વર**--જા યહાંસેં જલદી ચલી જા. લેકીન શાપકે મુક્તમાન હોગી. તેરા પતિકા શબ ઉઠાકે બગીચાસેં બહાર નીકાલ દે. ઔર વહાં જા કે જલા દે. કયા કુચ્છ સમજેમેં નહિ આતા હૈં? યહ તપસ્વીકા આશ્રમ હૈં. યહાં શ્મશાન નહિ હૈં.

યોગેશ્વરનાં તિરસ્કાર યુક્ત વચનો સાંભળી સતિ વૃંદા ઘણાં દીલગીર થયાં. પરાયા આશ્રમમાં આપણો કંઇ હક નથી એમ વિચારી પતિના શબને ઉંચકી આશ્રમ બહાર લાવી અગ્નિદાહ કરવા વિચાર કર્યો. અને પતિના શબને ઉંચકવા માંડયું; પરંતુ યોગેશ્વરે તે શબ ઉપર આખા બ્રહ્માંડનો ભાર મૂકી દીધો. સતિએ ઘણો શ્રમ કર્યો; પણ તે શ્રમ તેમનો વૃથા ગયો. એટલું જ નહિ પરંતુ ચોપાસથી વગડાઉ પશુઓ આવી શબને આમથી તેમ પીંછવા લાગ્યાં. આ કમકમાટ ભરેલો દેખાવ જોઇ સતિ વૃંદાને ઘણું દુઃખ લાગી આવ્યું. તે વિચારવા લાગ્યાં, કે હે પ્રભો, તારી ગતિ ન્યારીજ છે. જેના ત્રાસથી બ્રહ્મા, વિષ્ણુ, માહેશ્વર તથા અન્ય દેવો ભયભીત બન્યા હતા તેની આ દશા!!! છેવટે નિશ્ચય કર્યો, કે કાંતો આ યોગેશ્વરના શાપથી બળી ભષ્મ થવું, યાતો યોગીરાજને પ્રસન્ન કરી મારા સ્વામીને સજીવન કરવા. એ બેજ રસ્તા મારે માટે હવે બાકી રહ્યા છે. એમ વિચારી ફરી પાછાં યોગેશ્વર પાસે આવી બે હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યાં, કે—

### આશા ગોડી-તાલ દીપચંદી.

કૃપા કરોને યોગીરાજ, આજ જીવાડો મમ નાથને
આપ ચરણની દાસી હું તો, દીન જાણીને રાખો લાજ-યોગીરાજ--
તરણ ચરણ હરણ જીવાડયું, મુજ ડુબેલું તારો ઝહાજ-યોગીરાજ-
સ્વર્ગનું સુખ સ્મશાન સમ ભાસે, નાસે ત્રાસે મળે રાજ-યોગીરાજ-
સમદર્શી હું આપને સમજું, બચાવો નાથ નવ કરો નારાજ-યોગીરાજ-

સતિ વૃંદાની સ્તુતિ સાંભળી યોગેશ્વરે કહ્યું. વો જાળંધર બડા બદમાસ હૈં. ઔર દેવોં કો બહોત ત્રાસ દેનેવાલા હૈં. ઇસ લીયે ઉસકું મેં બચાય નહિ કરશકતા હું.

આ શબ્દો સાંભળતાંજ સતિ વૃંદા યોગેશ્વરને નમન કરી કહેવા લાગ્યાં, કે હે પ્રભો, મારા દેખતાંજ આપે મૃગલી તથા સિંહને સજીવન કર્યાં. હું અબળા નિરાધાર હોઇ આપને શરણે આવી છું, તો આપ શરણાગત થઈ મારા પતિને સજીવન કરો. જ્યારે યોગેશ્વરે તેનું કહેવું ધ્યાન ઉપર લીધુંજ નહિ, ત્યારે સતિ વૃંદાનો પક્ષ લઇ, શિષ્ય યોગેશ્વર પ્રત્યે

કહેવા લાગ્યો, કે–ગુરૂ મહારાજ, મેં આપકા દાસ હું. મેંને કીસીકે લીએ અભિ તક આપકું અરજ નહિ કીઇહૈં. મગર ઇસ સતિ કે લીએ મેં પ્રાર્થના કરતી હઉં વૉ સતિકા પતિકો સજીવન કરના ચહેં.

**યોગેશ્વર**—(શિષ્ય પ્રત્યે) બહોત અચ્છા બચ્ચા, તેંને હમારી બહોતસી સેવા કીઇ હૈં ઉસલીએ મેં તેરા બચન માન્ય કરતા હું. કયું કે અભિતક મેરી પાસ તેંને કુચ્છ માગણી કીઆ નહિ હૈં તબ ઉસ લીએ તેરેપર પ્રસન્ન હોકે અભિસેં અભિ બચાય દેતાહું. અચ્છા પાનીકો કમંડલ લા.

**દોહરો.**

શિષ્યની સ્તુતિ સૂણી, જળ છાંટયું તે વાર
કૃત્રિમ જાળંધર ઊઠીઓ, ક્ષણું ન લાગ્યા વાર

યોગેશ્વરે કમંડળમાંથી અંજલી ભરી પાણી જાળંધરના શબ ઉપર છાંટયું, કે કૃત્રિમ જાળંધર આળસ તજી બેઠો થયો. બેઠો થતાંજ સતિ વૃંદાના આનંદનો પાર રહ્યો નહિ; પરંતુ જાળંધર તો આ સતિને આ અરણ્યમાં એકલી જોતાંજ તેના ઉપર ઘણોજ ક્રોધે ભરાયો. અને સતિના સામે એક હાથમાં તરવાર અને બીજા હાથમાં તેમનું મુસ્તક લઈ કહેવા લાગ્યો, કે

**રાગ ધનાશ્રી ( તાળ ત્રિતાલ. )**

જા દુષ્ટા મેં જાણી, પાપી પંથે વળી. જા દુષ્ટા.
અઘોર અરણ્યમાં આવી આજે, સત્ય કહે જે કોના કાજે;
મુંજને લીધો તેં છળી. જા દુષ્ટા.
અકૃત્ય કરતાં કેમ ન લાજે, અધમાંતર થાયે દાઝે;
ગઇ બુદ્ધિ કયાં બળી. જા દુષ્ટા.
યુધ્ધે જતાં તેં આપી માળા, શું જાણું તુજ કર્મ છે કાળાં;
ખરી આજ ખબર મળી. જા દુષ્ટા.
નારી જારી રમવા નીકળી, પુરાં પાપે મુંજને મળી;
જશ દુનિઆંથી ટળી. જા દુષ્ટા.

કૃત્રિમ જાળંધરનાં આ તિરસ્કારનાં વચનો સતિ વૃંદાએ પૂર્ણ આનંદથી સાંભળ્યાં, કિન્તુ એકપણ શબ્દનો જ્યારે સામો જવાબ આપ્યો નહિ, ત્યારે યોગેશ્વર જાળંધર પ્રત્યે કહેવા લાગ્યા, કે

**દોહરો.**

યોગિ એવું ઉચર્યા, છે ખરે તુંજ દાસ
અનિષ્ટ તુંજ સ્વપ્નથી, શોધે આવી ખાસ

ભેટયાં પ્રેમે દંપતી, આનંદ અંગ ન માય;
તેવે સિદ્ધજ ઉચર્યા, સંસારી સંગ ન આંય.

કૃત્રિમ જાળંધરના મનનું સમાધાન થયું; અને યોગેશ્વરે આશ્રમમાંથી રજા આપી. આજ્ઞા લઇ સતિ પોતાના પતિ સાથે રથમાં બેસી મથુરાં પ્રત્યે જવાને નીકળ્યાં. બિચારાં સતિને ખબર નહિ હતી, કે આ જાળંધરના વેષમાં વિષ્ણુ પોતેજ મારી સાથે રથમાં બેઠા છે. રસ્તે જતાં જતાં સતિ યુદ્ધનું વર્ણન પૂછવા લાગ્યાં, કે

### રાગ આશાવરી ( તાઃ ત્રિતાલ. )

રથમાં બેસી જાય સલુણા રથમાં બેસી જાય,
જાળંધર રુપે બન્યાય. સલુણા
ભામીનિ પૂછે ભરથાર કહો, મને સ્વર્ગ તણી બીનાય. સલુણા.
વહાલી સમાચાર સુણો યુદ્ધના, અજ ઇન્દ્રને કાંઇ રહી ન શુદ્ધ ના;
ત્યાં દેવો કેંક હણાય. સલુણા.
ત્રાસી નાસી સહુ ગયા કૈલાસે, જાણે ભોળાથી રક્ષણ થાશે;
ધરી આશ ખાસ મનમાંય. સલુણા.
સતિ તુંજ સત્ય વ્રત પ્રભાવે, સ્વર્ગે મુજને કોઇ ન ફાવે;
દૃઢ નેક ટેક સ્યામાય. સલુણા.

### દોહરો.

વેગે પુરે પહોંચીઆ, સતિને હર્ષ અપાર;
રાય નીરખવા નેહથી, સહુ મળીઆં નરનાર.

ગાજતે વાજતે કૃત્રિમ જાળંધર અને સતિ વૃંદા પુરમાં પેઠાં. તેમને જોવાને નગરની ઠઠ ભેગી મળી. સૌએ રાજાને નમન કર્યું તેમના નમનનો મુસ્તક નમાવી રાજાએ સ્વીકાર કર્યો. ત્યાર પછી રાજભૂવનમાં આવી પહોંચ્યા. ત્યાં ઉષ્ણોદકે તેલ ફૂલેલ, અત્તર લગાડી જાળંધરને સતિ વૃંદા પોતાના હાથે નવરાવે છે.

### રાગ ભૈરવી. ( થઇ પ્રેમવશ. )

મુંજ સુકૃત આજે ફળીઆંરે, પ્રેમે પધારો પાતળીઆ.
આંગુલ કરવા આવી બેઠા, ભક્તભય હરનાર, પ્રેમે નવરાવે છે નાર
પૂર્વ પાપો આજે ટળીઆંરે. પ્રેમે.
ભાત ભાતનાં ભોજન પીરસ્યાં, જમવા બેઠા મોરાર;
સ્મિત હાસ્ય કરે તે વાર, સતિ પ્રેમમાં પોતે ભળીઆંરે. પ્રેમે.

મુખવાસ મન ગમતા મુખમાં, મૂક્યા જગદાધાર;
કરવા દેવો તણી વહાર, હરિ કૃતિ નવ જાએ કળીઆરે. પ્રેમે.
શયનાલયમાં શ્યામ પધારી, પર્યંકપર પોતે પોઢ્યા;
આવી સત્વર પાસે નવોઢા, છો સમર્થ પ્રભુજી બળીઆરે. પ્રેમે.
નખશીખ નીરખી નાથને, થઇ સતિ, અતિ ઉદાસ;
ઉચ્ચરી એવે પ્રભુ પાસ, મુંજ વ્રત ભંગ માટે મળીઆરે. પ્રેમે.
રીશ નવ કરશો શ્યામશલુણા, મુંજને એવી ટેવ;
આવ્યા કપટે કોઇ દેવ, આવા પ્રપંચ પંથમાં પળીઆરે. પ્રેમે.

સતિ વૃંદાએ પોતાનો વહેમ જણાવ્યો, કે કૃત્રિમ જાળંધર સાક્ષાત્ વિષ્ણુ હતા તેમણે કહ્યું, કે સતિ તમે હંમેશાંના વહેમી જણાઓ છો. પાછલો ગત ઇતિહાસ પોતે વર્ણવી બતાવ્યો અને કહ્યું, કે જુઓ આ તમે મને વિજયમાળા આપી હતી તે જોઇ ખાત્રી કરો એમ કહી ગળામાંથી પુષ્પમાળ કાઢી આપી સતિએ માળા આમથી તેમ ફેરવી જોઇ ખાત્રી કરી કે આમાં કંઇ પણ દગો નથી અને આ જાતે જાળંધર પોતેજ છે. એવો નિશ્ચય થતાં—

## સાખી.

આનંદ ઘન મન પ્રસન્ન કરીને, અર્પ્યું સતિથી અંગ;
સંગ રંગથી ભૂલાવી ભામા, કરાવ્યું પ્રતિવ્રત ભંગ.

શરણાગતના ત્રાતા પ્રભુએ ભકતોનાં દુઃખો નિવારવા જુદે જુદે વખતે જુદા જુદા અવતાર ધારણ કર્યા છે અત્રે પણ પોતે જાળંધરનું રૂપ લઇ સતિનું અભિમાન મૂકાવી દીધું. બીજી તરફ જાળંધર પ્રાતઃકાળ થતાં દેવોમાં અગ્ર એવા શ્રી મહાદેવજી સાથે યુદ્ધ કરવા તૈયાર થયો છે અને પોતાનો ઐરાવત મંગાવી તેના ઉપર સવારી કરે છે તેરે

## રાગ ( પેલી તો થઈ. )

અહદશા તો ફરીરે મારી દશા તો ફરી, વૃંદા વેરણ થવાથી મારી
દશા તો ફરી--
વનિતા વ્યાળનો વિશ્વાસ ન રાખોરે, દાખો દુનિઆંમાં તમે નજર કરી--વૃંદા.
માઠા શુકનો મને મળે છે સામારે, કકળે કાગભૈરવ બોલે છે ખરી--વૃંદા--
ભૂ ભયંકર ભાસે છે મુંજનેરે, દેવદળ દેખી દીલ જાય છે ડરી—વૃંદા.
નારીની જારીથી કરમાયાં કુસુમોરે, દુષ્ટા વદતી વળશો વિજય વરી;--વૃંદા.
ભાગી જાઉં તો મુજ ભૂજ બળ લાજેરે, મતિ ગતિ રતી નવ પહોંચે જરી.
—વૃંદા—

કુટિલ કુભારજાનું મુખ નવ જોવુંરે, ખોઉં ભલે પ્રાણુ હું તો હાથેથી અરિ.
--વૃંદા--

યુદ્ધે ચઢતાં થતા માનશુકનો અને કરમાએલી માળા જોઇ જાળંધરને ખાત્રી થઇ, કે આજે યુદ્ધમાં જય મળવો મુસ્કેલ છે; પરંતુ પાછો ફરતાં પોતાનું ભૂજબળ લાજે એ વિચારથી તેમજ વૃંદાનું પાપી મુખ જોવું ન પડે એમ ધારી મરવાનો નિશ્ચય કરી યુદ્ધે ચઢયો.

રાગ માલકોશ ( તા૦ ત્રિતાલ. )

કરે સામસામી ચીટકાર, બેઉ બળીઆ છે અપરંમપાર. કરે.
ધનુષ પ્રપંચા ખેંચી શૂરાઓ, કરે છે ટંકાર;
નગ સમ પગ રોકે ટોકે, બેઉ બળીઆ મળીઆ તે ઠાર. કરે.
મારે માર પાર વિનાનો, પાડે ગજ રથ તોખાંર;
ભડ ધડ દડ માંહી રખડતાં, વરસે બાણોથી અંગાર. કરે.
કરી રીસ પાડી ચીસ, ફરે ચહુ દીશ, મારે છે બહુ માર. કરે.
જાળંધર તવ મહાન કોપ્યો, કરવા માંડયો સંહાર;
પશુપતિ તેથે પહેલા નાઠા, ત્યાં બીજાના શા બાર. કરે.
સહુ દેવોએ ઠરાવ કીધો, હણવો કપટે આજ;
સ્યામળીઆનું શું ઠેકાણું, છે સતિ સાધવી નાર. કરે.

રણશૂરો જાળંધર જીવ ઉપર આવી પૂર્ણ જોશથી યુદ્ધ કરવા લાગ્યો, દેવોમાં મોટું ભંગાણ પાડયું. અને શિવજીએ પણ એકવાર ફરી હાર ખાધી. દેવો ગભરાયા છેવટે દેવોએ પણ મરવું કે મારવું એવો નિશ્ચય કરી ફરી યુદ્ધ આરંભ્યું. શિવજી પણ પોતાની એ વખત થયેલી હારથી પૂર્ણ ખીજવાયા છેવટે રણયુદ્ધમાં દેવોનો પરાજય કરતા જાળંધર ઉપર એક સખત અર્ધચંદ્ર અગ્ન્યાસ્ત્ર મૂકયું જેને પરિણામે જાળંધરનું શિષ ધડથી જુદું થયું.

ગીતિ.

શરરર બાણુજ છોડયું, કોપ કર્યો ત્યાં બહુજ ઇશે;
મહા અગ્નિ વરસાવી, કાપ્યું સિંધુ સુતનું તેવે શિશે.

શિવજીના અગ્ન્યાસ્ત્રથી જાળંધરના ધડથી છૂટું પડેલું મુસ્તક, જ્યાં વૃંદા અને વિષ્ણું જાળંધરના રાજમહેલમાં હતાં, ત્યાં જઇ પડયું. તે જોઇ સતિ વૃંદા ગભરાયાં અને અતિ આક્રંદ કરવા લાગ્યાં.

રાગ આશાવરી ( તા૦ પંજાબી. )

છેદ્યું શિષ મારા નાથનું, હાથે આજ આવ્યું હરિરે. છેદ્યું.
દૂર ભાગ્યે દારાથી થયા ન્યારા, પ્યારા મારા મંદ ભાગ્ય છેરે નઠારાં;

સારાં ફળ પામું ના જરીરે. છેદ્યું.
પતિ રૂપમાં કાંઇ ફેર છે ના રતી, ગતિ ગઇ અતિ મુંજ મતિ તો મુંઝાણી;
ઠગાણી દગાએ ખરી રે. છેદ્યું.

સતિ વૃંદા પોતાના પતિના મરણથી ગભરાએલાં, ચોકસ દેવોએ દગો દીધો, એમ ખાતરી થતાં વિષ્ણુ પાસે આવ્યાં.

ગીતિ.

જળ હળ મૂર્તિ પ્રગટી, શંખ ચક્ર ગદા પદ્મ ધારી;
સતિ તવ સમજ્યાં મનમાં, તપસી બન્યા તે ખરે મોરારી.

સતિને પાસે આવતાં જોઇ વિષ્ણુએ સાક્ષાત્ પોતાનું અસલ રુપ ધારણ કર્યું. સતિ સમજ્યાં, કે આ જાતે વિષ્ણુ પરમાત્મા છે. અને તેમની કળા અકળ છે. છતાં તેમણે આ કરેલા અપરાધનો બદલો તો મારે અવશ્ય આપવોજ જોઇએ. એમ સમજી આંખની ભ્રુકુટી ચડાવી બોલ્યાં. કે ભલે આખું બ્રહ્માંડ તમને અવલંબીને રહ્યું હોય. તથાપિ તે ગુન્હેગાર થયેલાને ક્ષમા આપી શકાતીજ નથી માટે હું તમને શાપ આપુંછું, કે જેવી રીતે યોગેશ્વરનું રુપ ધારણ કરી મને છેતરી તે પ્રમાણે તમારી સ્ત્રીનું હરણ થજો. અને તમે જડબુદ્ધિ ધારણ કરી આ દુષ્ટ કામ કરી મને છળી માટે જડવત્ પત્થર થઇને પડો.

આ શાપ સાંભળી વિષ્ણુ પરમાત્મા બોલ્યા, કે હે સતિ એક સાધારણ માણસ ગુન્હો કરે અને તેને શાપ આપવામાં આવે તેવોજ શાપ તમે મને ઓળખ્યો છતાં આપ્યો છે ઓળખીને મારી કોઇપણ આમન્યા તમે રાખી શક્યાં નથી અને તેથી એ તમારો ગુન્હો પણ હું સાંખી શકતો નથી અને તેથીજ તમને શાપ આપું છું, કે

દોહરો.

સતિ પ્રત્યે કહે શ્રી હરિ, રાખ્યો ના મુંજ ભાર;
તરુ રૂપે થઇશ તું, રહેજે વનમોઝાર
મળમુત્ર મુંજપર ધુએ, તે તું દષ્ટે દાખ.
બાળી તને ચુલા મહી, કરી નાંખશે રાખ.

સતિ. ભૈરવી.

સતિ ગભરાયાં છે ત્યારે, દીધો શાપ પ્રભુએ જ્યારે રે. સતિ.
કરી ભ્રષ્ટ કષ્ટ દીધું ભૂધરજી, ધરી ન કાંઇ લાજે;
સબળને અબળ બનાવી, રાખ્યો ન કાંઇ ભારે રે. સતિ.

આપ પતિ હું પત્ની થાઉં, સાંપ્વો મુંજ કર સ્વામી;
પત્થર રુપે પ્રાણુ થશો પણુ, પૂજાશો વિશ્વાધારે રે. સતિ.
**વિષ્ણુ**—તવ ત્રીકમ તરુણી પ્રતિ, કહે ધરીને અતિ વહાલ;
વસ્ત્રાભૂષણુ ધરૂં ન અંગે, તું વીણુ ભોજન લેવું ન મારેરે. સતિ.
વિશ્વવિષે ખ્યાતિ થાશે, પતિભક્તિના પ્રભાવે;
ઘેર ઘેર તુળસી નામે ઓળખાઈ, પછી ધરાગે શિર મારે રે. સતિ.

આ પ્રમાણે અન્યોઅન્યે શાપ આપ્યા, પછી સતિ વૃંદા પોતાના પતિ જાળંધરનું મુસ્તક લઇ ચિતામાં પડી બળી મુઆ અને તુળસી રુપે પ્રગટ થયાં. વળી શ્રી વિષ્ણું વૈકુંઠ પ્રત્યે ગયા.

### મરાઠી સાખી.

દ્રુત ગતિથી દીનબંધું આવ્યા, દેવો દેવોને સમાચાર;
અજ ઇંદ્રાદિએ આનંદ માન્યો, પડયા પાસા પોબાર;
થઇ લીલાલ્હેર, ચાલ્યા સૌએ નિજ ઘેર. થઇ.

### ગીતિ.

આનંદે સહુ આવ્યા, હતાં જ્યાં દેવોનાં નિજ સ્થાન;
પત્ની પ્રત્યે પ્રીતે, કહે બીના થયા હતા હેરાન.

દેવો સર્વે પોતાને સ્થાને ગયા પછી શ્રી વિષ્ણુએ શુક્રાચાર્યને ગુપ્ત સ્થળે રાખ્યા હતાં, ત્યાંથી બહાર કાઢયા. ત્યારપછી સતિ વૃંદાએ જે શાપ દીધો હતો તે સ્વીકારવા શ્રી હરિ સજ થયા.

### ભૈરવી—( થઈ પ્રેમવશ. )

સતિ શાપ લીધો સ્વીકારી, કરૂણાળુ ગિરિવર ધારીરે. સતિ.
એક વખત શનકાદિક ઋષિ, વૈકુંઠમાંહી પધારી;
જય વિજયે જેષ્ટિકા ધારી, શાપિત થયા તે વારીરે. સતિ.
પહેલે ભવે ભૂપતિએ પોતે, હિરણ્ય કશ્યપુ મારી;
ભક્ત પ્રહ્લાદને ઉગારી, જેની કરણી હતી ઘણી સારીરે. સતિ.
ત્રેતાયુગે રામ થઇને, પિતૃ આજ્ઞા શિર ધારી;
વનમાં વિચર્યા મોરારિ, લીધી અહલ્યા નારી તારીરે. સતિ.
તે સમયે રાવણુ આવી, મામાને મૃગ બનાવ્યો;
પર્ણકુટીની પાસે આવ્યો, જુએ સીતા ધારી ધારીરે. સતિ.
કંચુકી માટે કંથને વિનવ્યા, છેદો તેનું શિષ;
ઝટ ધાઓ શ્રી જુગદિશ, વીર ધાજો પાડી ચીસ
કર્યું કામ ખળે અવિચારીરે. સતિ.

યોગીરૂપે આવી ઉભો, ભિક્ષા લેવા કાજે;
કામાંધ જરી ના લાજે, લઈ ચાલ્યો સીતા નારીરે—સતિ.

સતિ વૃંદાનો શાપ શિર ચડાવી રામાવતાર લીધો તે અવતારમાં સીતાજીનું રાવણે યોગીને વેશે હરણ કર્યું તે સતિ વૃંદાનો શાપ છે. અને હાલ જે શાલિગ્રામને આપણે પૂજીએ છીએ. તે શ્રી વિષ્ણુંનુંજ સ્વરુપ છે વળી શ્રી વિષ્ણુને પ્રસન કરવા માટે આપણે શાલિગ્રામને તુળસીદળ ચઢાવીએ છીએ, તેમજ થાળ ધરાવીએ છીએ તેમાં પણ તુળસીપત્ર મૂકી વૃંદાને આપેલું શ્રી હરિનું વચન પાળીએ છીએ. આ તુળસીપત્ર વગર શ્રી હરિ, બત્રીસી રસોઇ કરી હોય તે પણ પોતાના આપેલા વચન પ્રમાણે સ્વીકારતા નથી.

આ પ્રમાણે વિશ્વપાળક શ્રી વિષ્ણુએ સતિ વૃંદાનું વચન પાળ્યું, દેવોનું રક્ષણ કર્યું જુલમી જાળંધરનો સંહાર કર્યો, અને ઇન્દ્રનો ગર્વ હર્યો. આવા સામર્થ્યવાળા શ્રીહરિ અનેકાનેક ઉપાયો યોજી પોતાના ભક્તનાં દુઃખો હરે છે. માટે આપણે હંમેશાં નીતિને રસ્તે ચાલી તેમનું પરમ સુખ મેળવવું ઘટે છે.

## ગીતિ.

તન મન ધન રોકીને, ભજો નિત્યે પૂરણ કામ,
લઘુ પુસ્તક આ કીધું, દીધું જ્ઞાન મને રાધે શ્યામ;
આશીર્વાદ છે મારો, પૂરે શ્રીહરી સહુના મનના કોડ,
વજેશંકર કહે વ્હાલે, બોલો જય જય શ્રીરણછોડ.

## શ્રી ગોવરધન નાથજી જય.



# મીરાંબાઈ.

મીરાબાઈ— રાગ આશાવરી–તાલ ત્રિતાલ.

ભક્તિથી વશ થાય, ભુધરજી ભક્તિથી.
સદકર્મે મુક્ત થવાય, ભુધરજી ભક્તિથી,
શ્રવણે રાજા પરીક્ષિત તરીયા, શુકજીએ ભાવે કીર્તનો કરીયા;
ભજને પ્રલ્હાદ ગવાય, ભુધરજી ભક્તિથી.
પાદસેવને શ્રી પાદસુર, અર્ચને પૃથુ અને વંદને અક્રુર;
હનુમાન દાસત્વાય– ભુધરજી–ભક્તિથી.
સખા શ્રીકૃષ્ણ કેરા ધનંજય, આત્મ નિવેદને બલીનો જય;
(વિજય) શંકર ભજને અધ ક્પાય– ભુધરજી.

**श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।**
**अर्चनं वंदनं दास्यं सख्यमात्म निवेदनम् ॥**

ઉપર કહેલી જે નવધા ભક્તિ છે, તેમાંથી ગમે તે એક ભાવ આપણુને પ્રગટ થાય, તો આ સંસારરૂપી સમુદ્ર તરાય; કારણુકે ખારા પાણીનો દરિયો તરતાં આપણુને વાર લાગતી નથી, પણ તે તરવાને વહાણુની જરૂર પડે છે, તો આતોઃ—

**अपार संसार समुद्र मध्ये**
**निमज्जतो मे शरणं किमस्ति ।**
**गुरो कृपालो कृपया वदैत**
**द्विश्वेशपादां बुज दीर्घनौका ।।**

સંસાર રૂપી સમુદ્ર અપાર છે, તેનો પાર પામી શકાશ તેમ નથી, પરંતુ સદગુરૂ દ્વારા ગીતામાં કહેલી પરા ભક્તિ કરાય તો આત્મા શુદ્ધ થાય, ને તોજ સ્વયં પોતે કોણુ છે, તે જાણી શકાય જાણ્યા વગર કસ્તુરીયા મૃગની માફક આમતેમ ભટકવું પડે; કેવી સ્થિતિ હોય તો આગળ વધી શકાય.

**ब्रह्म भूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥**

તે બ્રહ્મ ભૂત થયેલો, પ્રસન્ન ચિત્તવાળો, શોચ કરતો નથી તેમ આકાંક્ષા રાખતો નથી, એટલે પોતાને પ્રકૃતિથી ભિન્ન જાણી પ્રાકૃત ધર્મથી લેવાતો નથી, અને તેમજ રાગદ્વેષાદી દૂર થઈ જાય, ને સમાન ભાવના થાય તો તે તદ્રૂપ બને. ભક્તિથી ભેટવાને વાર નથી કેમકે જેમ સૂર્યનારાયણના અનેક કિરણો ભિન્ન ભિન્ન સ્વરૂપે જોવામાં આવે છે પણ અંતે તો એકજ છે, તેમ આપણે પણ અનેક માયાવી આવરણો વડે આપણા કરેલાં કૂકર્મોથી જુદા દેખાઇએ છીએ, કારણ કે નિર્મળ જળ હોય, અને એના ઉપર લીલ બાઝે, પછી આપણાથી તે જળ જોઈ શકાય નહીં, તેમ આપણને અજ્ઞાનરૂપી પાપોનાં અંધકારરૂપી પડદા વળી રહ્યા છે ત્યાં સુધી ખરા સ્વરૂપનું જ્ઞાન થાય નહીં. પાપરૂપ પડદા દુર કરવા માટેઃ—

### દોહરો.

એક ભરૂસો એક બળ, એક આશ વિશ્વાસ;
સ્વાતિ બુંદ રઘુનાથહય, ચાતક તુલસીદાસ—સીયાવર રામચંદ્રકી જય.

એવું જ્ઞાન કોને થયું હતું તે નીચેના પદમાં જોઇએ.

### ઝીઝોટી.

દુસરો કોન સુખદાઇ શ્યામ બીના, દુસરો કોન સુખદાઇરે,
ધીરજતા ધ્રુવકી ઉર ધારી, અવિચળ પદ દીઓ આઇરે;
ઝુડે જબહી પકડયો ગજકું, છીનમે લીયો છુડાઇરે. દુસરો.
પ્રલ્હાદકી અતિ પીડા પીછાની, પ્રગટ ભયે સ્થંભ માંઇરે.
હીરણ્યકશ્યપુ માર્યો હરીએ, નરસિંહરૂપ બનાઇરે. દુસરો.
પાંડવકુ લાખાગ્રહમેંસે, જાકે લીઓ બચાઇરે.
પાંચાળીકે ચીર પુરનકુ, ધીર તજી આયો ધાઇરે. દુસરો.
જહાં જહાં ભીર ભક્તનકુ, તહાં તહાં હોત સહાઇરે.
દયાનંદકો નાથ દયાળુ, ભજો ભાવ ઉર લાઇરે. દુસરો.

અગાઉ જેજે ભક્તો થઇ ગયા છે, તે તે ભક્તોએ ભેદ બુદ્ધિ છોડીને અભેદભાવે ભક્તિ કરી છે, અને એમના મનોભાવ એવા હતા કે જળમાં, સ્થળમાં, નભમાં અને ભૂતળમાં રહેલાં દરેક પ્રાણીઓમાં તેજ વશી રહ્યો છે. આવો અનન્ય ભાવ હોય તો તેનું નાગપરા ભક્તિ, અથવા અનન્ય ભાવની બક્તિ; પણ આધુનિક સમયમાં તો આપણા ઉલટાજ ભાવો જોવામાં આવે છે સ્વાર્થમય ભક્તિ છે જેમ કે દર્દ થયું હોય ત્યાં સુધી વૈદરાજ પર પ્રિતિ અને મટયું એટલે થયું. નદી ઉતરવી હોય ત્યારે નાવના

પર પ્રિતિ, ફળો મેળવવાં હોય ત્યારે વૃક્ષોની સેવા અને આપણા હેવાતો એવા છે કે કપાળમાં મ્હોટું તીલક કર્યું હોય, અને મોટા પારાની માળાઓ ધારાણ કરી હોય ને મુખથી જાપ જપાતો હોય, પણ આંત્રિક વિચારો ઘણા મલીન હોય છે, ત્યાં સુધી આપણું શ્રેય થાય નહિ. એ આપણાં દાંભિક અને મિથ્યા ડોળને છોડવાંજ જોઇએ, કારણ કે પ્રભુ ડોળથી પ્રસન્ન થતો નથી, તેમ રૂપને જોતો નથી કે પૈસાની જરૂર નથી અને જો એમજ હોય તો નિચેના શ્લોકમાં લખેલા નીચ યોનીના મનુષ્યો કેમ તરી શકે! બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય અથવા શુદ્ર ગમે તે. ભાવથી ભજે તેનુંજ કલ્યાણ થાય, મારેજઃ—

**व्याधस्य चरणं ध्रुवस्य च वयोः, विद्या गजेन्द्रस्यका**
**काजाति विदुरस्य यादवपते रुग्रस्य किं पौरुषम् ।**
**कुबजाया कमनीय रुपमधीकं कितत: सुदाम्नोधनं**
**भक्ति तुष्यति केवलं नत गुणैः भक्ति प्रिये श्रीपति ॥**

આવો ભીલ જેવો મનુષ્ય જંગલમાં રહેનારા હરણાંઓ, તરણાંચરી ઝરણાંનાં પાણીપી, અને દિવસો નિર્ગમન કરવાવાળાને મારી પોતાનું પેટ ભરતો હતો છતાં મરા મરા એ શબ્દોથી રામને ભજ્યા તેથી બીજે જન્મે વાલ્મિક ઋષી થયા ને જેણે સપ્તકોટી રામાયણ રચી. વય માટે વિચાર આવે તો ધ્રુવનું શું વય હતું! વિદ્વાન હોય એનેજ પ્રસન્ન થતા હોય તો હાથી શું ભણવા ગયો હતો! ઉંચી જ્ઞાતિનેજ પ્રભુ મળતા હોય તો વિદુરજી દાસી પુત્ર હતા. શુરવીરને મળતા હોય તો ઉગ્રસેન રાજા ક્યાં બળવાન હતા! સ્વરૂપથી પ્રસન્ન થતા હોયતો કુબ્જામાં શું રૂપ હતું! ધનાઢયને મળતા હોયતો સુદામા નિર્ધન હતા. માત્ર ભગવાન તો કેવળ પ્રેમ ભક્તિથીજ આધિન થાય છે ને ત્યારેજ તે રૂપ બનાય છે એનું નામજ અનન્ય ભાવ વિશેષ વિશ્વાસ માટે જુઓ ભક્ત મીરાંબાઇનું ચારિત્ર.



શ્રી.

# ભક્ત મીરાંબાઈ.

ગીતિ છંદ.

રાઠોડ કુળની માંહી, થયા પ્રતાપી જયમલ જગે જાણુ;
ખ્યાતિ વ્યાપી સારી, તિમિર ટાળવા ઉદય થયો ભાણુ.

મારવાડની પવિત્ર ભૂમિના પ્રખ્યાત પ્રદેશે, મેડતા નગ્ર હતુ, ત્યાં જયમલ રાઠોડ નામે એક શૂરવીર રાજા રાજ્ય કરતા હતા, તે સ્વભાવે બહુ ગંભીરને ઉદાર વૃતિવાળા હતા, તેમના પિતા સ્વર્ગવાસી થયા પછી એક-વીશમે વર્ષે જયમલજીનો રાજ્યાભીષેક થયો હતો. ગાદીએ બેઠા બાદ પોતાની પ્રજાનું તેમાના પિતા રક્ષણકર્તા હતા, તેથી પણ અધિક પ્રેમ રાખી રક્ષણ કરવા લાગ્યા. તેમને મૃગિયા રમવાનો શોખ વધારે હતો. એક દિવસે પોતાના પ્રિય અશ્વ ઉપર આરૂઢ થઇ પહાડી જંગલમાં આવી પહોંચ્યા. રમત કરતાં કરતાં મધ્યાન્હ સમય થઇ ગયો જેથી. પોતાને ઘણી તૃષા લાગવાથી જળાષય ખોળવા લાગ્યા. તેવામાં થોડેક છેટે એક સંતની પર્ણકુટી જોવામાં આવી, તેથી પોતાના અશ્વને ત્વરાથી દોડાવતા ત્યાં આવ્યા, ને સંત પાસે પીવા માટે પાણી માગ્યું. કે તુરત સંતે પોતાના તુંબીપાત્રમાંથી પાંણી આપ્યું, તે જળ પીને જયમલ રાઠોડ તૃષા શાંત કરી ત્યાં બેઠા. ત્યારબાદ મહારાજને પૂછ્યું આપ મને ઓળખો છો ? સાધુ કહે, ભાઇ અમારે જંગલમાં રહેનારને ઓળખવાની શી અગત્ય છે.

**જયમલ**—શું તમો મહારી હદમાં રહોછો છતાં નામથી પણ જાણુતા નથી. જો ન જાણુતા હો તો હું ઓળખાવું છું કે, હું આ ભૂમિનો સત્તાધિશ રાજા છું. મહારૂં નામ જયમલ રાઠોડ.

**સાધુ**—હે માની રાજા તમો સતાધિશ હતા તો ક્ષણભર પહેલાં પાણી વિના તમારા પ્રાણ નીકળવાની તૈયારી હતી તે વખતે તમારી સતાનો ઉપયોગ કેમ કર્યો નહિ ?

**જયમલ**—શું ત્યારે હું સત્તાધિશ નહિ.

**સાધુ**—ના તમો નહિ, પણ વિશ્વંભર.

**જયમલ**—તે ક્યાં છે ?

**સાધુ**—જુઓ સામે વિરાજે છે તે, શ્રી ગીરધરલાલ.

**જયમલ**—અહોહો ! એ મૂર્તિ લાવો મારી પાસે, પછાડી પચાસ કડકા કરી નાંખુ, અરે આતો મૂર્તિજ છે. એની તે શું સત્તા.

**સાધુ**—ભાઇ, આવા નાસ્તિકપણાના શબ્દો મને કહેશો નહિ. તેથી હું વિરૂદ્ધ છું. અશ્રદ્ધાળુ સાથે હું વાત કરવા પણ ઇચ્છતો નથી. પણ તમો પૂર્વના પુન્યશાળી જીવ છો તેથી તમોને અજ્ઞાનરૂપી અંધકારના પડદામાંથી મુક્ત કરવા ધારૂંછું. જે આ મૂર્તિ તમો ભાંગી નાખવા કહો છો, એ મૂર્તિપર પૂર્ણ વિશ્વાસ હોય તો આપણું કલ્યાણ કરે. પ્રથમ આ મૂર્તિ ઉપર પ્રેમ થવો જોઇએ, પછી પ્રતિતી આવવી જોઇએ, તોજ આપણી ધારેલી ધારણા પુરી પાડે છે. ને સંસારાબ્ધિ તારે છે. આ પ્રભુજીની મૂર્તિમાં ભાવ રાખનારાઓ, પૂર્વના પુન્યશાળી જીવો પ્રેમ રસ ચાખી શકે છે. અધિકાર વગર વસ્તુ પ્રાપ્ત થતી નથી.—

જે કોઇ પ્રેમી અંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક.
સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે;
કનકપાત્ર પાખે સૌ ધાતુ, ફોડી બ્હાર નીસરે. પ્રેમ. ૧
ખારા સિંધુનું માંછલડું, જયમ મીઠા જળમાં મરે;
સકરખોરનુ સાકર જીવન, ખરના પ્રાણજ હરે. પ્રેમ. ૨
સોમવલ્લી રસ પાન શુદ્ધ જે, બ્રાંહ્મણ હોય તે કરે;
વગર વંશીને વમન કરાવે, વેદ વાંણી ઉચરે. પ્રેમ. ૩
ઉત્તમ વસ્તુ અધિકારવિના મળે, તદપી અર્થ ન સરે;
મચ્છ ભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમ. ૪
એક કોટી સાધન વિના પુરૂષોતમ પુઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રી ગોવરધન ધર, પ્રેમભક્તિથી વરે. પ્રેમ. ૫

### કવિત.

ચાહે તું યોગ કર ભ્રગુટી મધ્યે ધ્યાનધર;
ચાહે નભ રૂપ મીથ્યા, જાંન કે નિહાર લે, ૧
નિરગુંણુ નિરભય નિરાકાર જ્યોતિ વ્યાપ રહ્યો;
એસો તત્વજ્ઞાન, નિજ મનમે તું ધારલે. ૨
નારાયણ અપનેકો, આપહી બખાંન કર;
જોતે વહ ભીન નહી, યાવિધી પુકાર લે. ૩
જોંલો તોહી નંદકો કુમાર, નહી શ્રૃષ્ટિ પરે;
તોલાં તું ભલેહી બૈઠે, બ્રહ્મકો બિચાર લે. ૪

એ પ્રમાણે અધિકાર વિના વસ્તુ પ્રાપ્ત થતી નથી માટે તમો તો રાઠોડ કુળદીપક છો અને આવા અજ્ઞાનતા ભરેલા અયોગ્ય શબ્દોનો ઉચ્ચાર કરો છો, તે તમારા જેવા રાજાને છાજતું નથી.

મહારાજના આવા ઉપદેશથી જયમલ રાઠોડનું અજ્ઞાન દૂર થયું. તેથી ઉભા થઇ સંતચર્ણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, ને કરજોડી કહ્યું, કે પ્રભુ આપ આજથી મારા ગુરૂ છો. આપના બોધે મહારી બુદ્ધિ સુધરી છે. તો દયા કરીને આપની પાસે જે મૂર્તિ છે તે મને આપવા કૃપા કરો. હું આજથી એ મૂર્તિની વિધિસર પ્રેમથી પૂજા કરીશ.

જયમલ રાઠોડને સંસ્કારી સમજી મૂર્તિ આપી, તે લઇ પોતાના રાજ્યમાં આવ્યા. ને બ્રાહ્મણને બોલાવી વેદોક્ત પ્રતિષ્ટા કરાવી. અને સેવાનો નિયમ એવો રાખ્યો કે બ્રાહ્મ મુહુર્તમાં ઉઠીને નાહી સેવામાં બેસતા. તે બરાબર બાર વાગ્યા સુધી અડગ રહી મનોનિગ્રહ કરીને ધ્યાન ધરતા ને સેવકોને એવી સખત આજ્ઞા કરી હતી કે, કદાચ મારૂં રાજ્ય જવાનો પ્રસંગ આવે તો પણ મને ધ્યાનમાંથી જાગૃત કરવો નહિ. આવી ટેક ધારણ કરીને પ્રભુસેવા કરતાં પોતાનું વય ત્રીશ વર્ષનું થયું, ત્યારે તેમને ત્યાં એક કન્યારૂપી રત્ન પ્રાપ્ત થયું, તે કોણ! તે જ ભક્ત મીરાંબાઇ.

**રાગ કલ્યાણ. તા. દાદરો.**

થઇ પ્રગટ એક પુત્રી નિજ ધામે, છે રૂપ મનોહર મીરાં નામે;
વધે નિશદીન વધતિ તેતો બાળા, પીતુ સાથ આવી પેખતી ગોપાળા.
થઇ દશ વર્ષ તણી એતો બાઇ, મહેલની અગાશીએ ઉભી છે જાઇ:
હતાં માત પીતા ઉભાં બેઉ ત્યાંહી, આવી પુછ્યું શું જુવો આજે આંહી.

મીરાંબાઇનો જન્મ સંવત ૧૪૪૦ ની સાલમાં થયો દશ વર્ષની ઉંમરે એક દિવસ રાત્રીના વખતે પોતાનાં માતાપીતા બેઉ મહેલની અગાશીમાં ઉભાં રહીને શહેરનિ સૌન્દર્યતા નીરખતાં હતાં. તેવામાં મીરાં ત્યાં આવી માતાને પૂછવા લાગ્યાં કે માજી.

**આશાવરી તા. ત્રીતાલ.**

કહો માજી આ વાર, મુજને કહો માજી આ વાર;
શું કરોછો વિચાર-મુજને કહો માજી એકવાર. મુજને. ટેક.
મમ જનક સંગે વાત શી કરતાં, સત્ય વદો નીરધાર.
નિચેજન સમાજ દેખાયે, કેમ ગાઇ રહી સા નાર મુજને. ૧

**માતા**—બેન અહીં લગ્ન થાય છે, તે જોઇએ છીએ ને તેના સંબંધની તારા પિતાની સાથે વાત કરૂં છું.

**મીરાં**—માજી! એટલે શું?

**માતા**—લગ્ન એટલે પરણવું.

**મીરાં**—પરણવું એટલે શું?

**માતા**—પરણવું એટલે કન્યાએ પતિ સાથે વિધિવત્ જોડાવું. કેવી મૂર્ખ જેવી છે. બીલકુલ સમજતી નથી.

**મીરાં**—માજી, તમો ગુસ્સે થાઓ છો પણ મને બીલકુલ સમજણ પડતી નથી. ત્યારે તો મેં આપને પૂછયું, તો તમોએ એના જવાબમાં જણાવ્યું કે લગ્ન એટલે પરણવું, લગ્ન વીવાહ, એ બધું કોને કહેતા હશે એ હું કાંઇ સમજતી નથી.

**માતા**—જો બેન, તારા જેવી કન્યા હોય, એનાં એક પુરૂષ સાથે લગ્ન થાય તે પરણવું કહેવાય અથવા વિવાહ થયો કહેવાય. પછી તે સંસાર વહેવારથી જોડાય. તારે પણ એજ પ્રમાણે પતિ ધારણ કરવો પડશે.

**મીરાં**—ત્યારે કહોને માજી મારા પતિ ક્યાં છે?

**માતા**—બેન તારા પતિ; તારા પિતા જેનું પૂજન કરે છે, તે શ્રી ગીરધરલાલ પ્રભુ.

માતાના શબ્દો મીરાંને રૂચ્યા ને નીચે આવી દાસીઓને બોલાવી કહ્યું કે, મારા પતિ શ્રી ગીરધરલાલ.

**દાસીઓ**—હા બેન હા. તમારા અમારા ને આખા વિશ્વના પતિ એજ છે.

**મીરાં**—નહિ, નહિ માજીએ કહ્યું છે, તે પ્રમાણે મારી એકલીનાજ પતિ જય શ્રી ગીરધરલાલ.

આ પ્રમાણે મીરાંબાઇને લગની લાગી. સત્ય જ્યોત જાગી ભવની ભ્રાન્ટ ભાગી, પ્રભુ ચરણની થઇ અનુરાગી. એવામાં.

દોહરો.

આવ્યા સંત ભગવંત લઇ, એવે પ્રીતિ સાથ,<br>
મીરાં મન મલકાઇને, કહે આપો મમ નાથ.<br>
**સાધુ**—નહી મળે મુર્તિ તને, રાખીશ મહારી પાસ;<br>
બાળ ખ્યાલ છે તાહરો, નવ આવે વિશ્વાસ.

**મીરાં**—જો તમો મને મૂર્તિ નહી આપો તો. હું અન્નજળનો ત્યાગ કરૂં છું. એમ કહીને પોતાના મહેલમાં ચાલી ગઇ.

પ્રભુ સાચાના સંગી છે, કારણ કે તે સત્ય સ્વરૂપ છે. તો મીરાંની દૃઢ ભાવનાથી મધ્યરાત્રીએ સાધુને સ્વપ્નમાં ભય બતાવી. પ્રભુ કહી રહ્યા.

## સાખી મરાઠી.

સંત પ્રતિ ભગવંત કહે છે, લઇ ચાલો મીરાં ધામે.
વાર કરી તો વાર ન થાશે, મૃત્યુ નીશ્ચય પામે.
થશે તારો કાળ, નહી થાવા દઉ પ્રાતઃકાળ.

સ્વપ્નની હકીગત જાણી ભયભીત થયેલા સાધુ મીરાંના સત્ય પ્રેમને પ્રભુ આધિન છે એમ સમજી મધ્યરાત્રીએ ગીરધરલાલ પ્રભુની મૂર્તિ લઇ મીરાંના મહેલમાં આવ્યા, ને પ્રેમથી તેને અપણ કરી. મુર્તિ મળતાં મીરાં કહી રહ્યાં કે—

### રાગ—ભેરવી-થઈ પ્રેમ વશ.

મનમોહન મારા મળીયારે, ધન્ય ભાગ્ય આજે ફળીયા,
સત્ય સ્વરૂપ શર્ણાગત છું હું, દાસી દીન તમારી,
પુર્ણ ઇચ્છા થઇ છે મહારી, તેથી વિઘ્નો સઘળાં ટળીયાંરે. ધન્ય.
ગીરધારી, ધારી, ધારી, વાટ જોવું હું તમારી,
જાઉ વદન ઉપર બલિહારી, નહી શકુ હું આપને કળીયારે. ધન્ય.
નિજ મંદીરે વસીને, આપો અમુલ્ય લહાવો,
કીંકરીનો કર સહાવો, તો પાપો જાય મુજ બળિઆરે. ધન્ય.

મીરાંબાઇને આ પ્રમાણે લગની લાગી હતી તેવામાં બીજો કેવો પ્રસંગ બન્યો તે જોઇએ.

જયમલ રાઠોડની સૂક્તિ આજુબાજુ પ્રસરી રહી હતી એવામાં એક શત્રુ રાજા પોતાનું પ્રબળ સૈન્ય લઈ મેડતા નગ્ર નજીક આવી ઘેરાવો ઘાલ્યો, તે ખબર પ્રધાનને પડતાં, મેડતા નગ્રના દરવાજા બંધ કરાવ્યા. ને પોતાના સૈનિકોને આજ્ઞા કરી કે! યુધે જવા તૈયાર રહો. આવી સુચના કરી મન સાથે પ્રધાન વિચારવા લાગ્યા. કે રાઠોડની રજા સીવાય આપણાથી યુધે જવાય તેમ નથી. તેમ પોતે બાર વાગતાં પહેલાં સેવા- માંથી ઉઠે તેમ નથી. માટે રાણીજીને મળીને કહું તો તે જયમલજીની આજ્ઞા મેળવી આપશે. આમ વિચાર કરી તુરત મીરાંબાઇના માતા પાસે આવીને બનેલી બીનાથી વાકેફ કર્યાં. ને રાઠોડ પાંસે રજા મેળવવા મોકલ્યાં.

રાંણીજી પ્રભુ મંદીરમાં આવી મસ્તક નમાવી કહ્યું કે,

### રાગ—આશા તાલ, દાદરો.

નાથ ગ્રહ્યો છે હાથ, તોએ, બીરદ પાળશો,
ભયભીત ચીત મારૂં ભારી, આવેલુ કષ્ટ ઘો નીવારી,
વારી વારી વિનવું હુંતો, શત્રુ ખાળશો. નાથ.

તમ નિયમ આજે તુટે, લાજ જશે પ્રભુ આપ રૂડે,
દયા કરો દીન ઉપરે, નિજજન સંભાળશો. નાથ.

રાણીજીની પ્રાર્થના પુરી થતાની સાથે, જયમલ રાઠોડના પ્રાંણો નિયમ વિરૂધ ઉતરવા લાગ્યા. તેથી પ્રભુ પ્રત્યે કહી રહ્યા કે!

વારી વારી વિનવું, શત્રુ ખાળશો,

વહાલા, કામ, ક્રોધ, મદ મત્સર રૂપી ષડ શત્રુઓએ દેહરૂપી નગ્ર ઉપર ઘેરો ઘાલ્યો છે, તો તેને અટકાવશો. એવું બોલી પુર્વવત બેશી રહ્યા. તે વખતે ભક્તની ભીડ ભાગવા માટે ગોલોકવાસી ગીરધરલાલ પ્રભુ જયમલ રાઠોડનું સ્વરૂપ ધારણ કરી શત્રુઓ સહામે યુધે જવા અશ્વારૂઢ થઇ સૈનીકોને સાથે લઇ દ્રુતગતિએ શત્રુની સહામે આવ્યા.

પ્રભુને રાઠોડ સ્વરૂપે જોઇ શત્રુ રાજા પોતાના સૈનિકોને કહેવા લાગ્યો કે? તમે તો કહેતા હતા કે રાઠોડતો બાર વાગતા પહેલા સેવા છોડી ઉઠતાજ નથી. તો હજી તો માત્ર દશ વાગ્યાછે છતાં ઉઠયા તેનું કારણ શું? અહા; જુઓ તો ખરા ધન્ય છે તહારી આકૃતિને શું મોહકમુર્તિ છે. ધન્ય તહારી શુરવિરતાનો લશકર બધુ પાછળ છે. તો પણ કેટલી હીંમતથી આપણા નજીગ આવી પહોંચ્યો. નાસો નહીતો આપણા બાર વાગ્યા.

**રાગ—પ્યારામાનોતો. સોરઠ તા. ત્રીતાલ.**

નાસાનાસ કરે, જશે પ્રાંણ એવું ઉચરે. નાસા.
સ્વારો ઉપર મારો ચલાવ્યો, છોડયું સમર ખરે. નાસા.
મારે તો એ મીઠડા દીશે, છતાં જુવે નજરે. નાસા.
સૈન્ય હઠાવી પાછા ફરીઆ, ભાગી ભીડ ભુધરે. નાસા.

નાસતા શત્રુઓની પુંઠ પકડવી તે ક્ષત્રી ધર્મથી વિરૂધ છે. એમ પ્રધાન વિગેરેને સમજાવી પાછા વાળ્યા. ને રાજ્ય મહેલ પાસે આવી, અશ્વ પરથી ઉતરી મહેલમાં જવા દેખાવ કર્યો, એ વખતે! મીરાંબાઇ ગોખમાં ઉભાં હતાં. તેમની સામે પ્રભુએ પ્રેમ ભરી દષ્ટી ફેંકી અને અદશ્ય થયા.

તમામને રાઠોડ સ્વરૂપે દેખાયા ને. મીરાંને ગીરધરલાલના સ્વરૂપે દર્શન આપ્યાં? તે કયા પુન્યથી મીરાંબાઇનું પુર્વ વૃત્તાંત એવું છે કે? દ્વાપર યુગે શ્રીકૃષ્ણજી કૌરવો પાસે વિષ્ટી કરવા ગયા તે વખતે પાંન્ડવોને કંઇ પણ આપવા સંબંધી માગણી કરી ત્યારે દુર્યોધને જવાબ આપ્યો.

**દોહરો.**

એ વાત મુજ આગળે, કરશો નહીં લગાર;
જમી પધારો પાધરા, પાન્ડવો ખાશે માર.

અભિમાની દુર્યોધને કૃષ્ણનું કહેવું નહીં માન્યું. એથી તે વખતે કૃષ્ણ યુદ્ધનું આમંત્રણ કરી રથમાં બેશી ચાલી નીકળ્યા. ત્યાર બાદ યાદ આવ્યું કે દુર્યોધને મને ભોજનનું આમંત્રણ કર્યું ને જમ્યા વગર જાઉં તો અપશુકન ગણાય. જેથી આ ગામમાં અન્ન લેવું ખરૂં પણ, મારા ભક્ત વિદુરને ત્યાં. આમ વિચારી ભગવાન ભક્તના ઘેર આવ્યા. તે વખતે વિદુર જીના પત્નિ. પ્રભુ ઘેર પધાર્યા જાણી હર્ષઘેલાં બની ગયાં. ને આસન આપી પ્રભુને બેસાડયા એવામાં વિદુરજી પણ સભામાંથી ઘેર આવી પહોંચ્યા; કે તુરતજ પ્રભુને હાથ જોડી અનન્યભાવથી ઉભા રહ્યા. પ્રભુએ ભોજનની ઇચ્છા બતાવી. ભક્ત પોતાનાં પત્નિ પારશ્વી પાસે આવી રસોઈ કરવા સુચના કરી.

**પારશ્વી**—નાથ ઘરમાં જવના આટા સીવાય બીજું કાંઇ પણ નથી.

**ભક્ત**—સતિ ગભરાશો નહીં. તમો રોટલી તૈયાર કરો એટલા સમયમાં હું શાક ભાજી લાવું છું. ભક્ત બજારમાં આવતાં પહેલા દુરીયોધને નગ્રમાં ઢંઢેરો પિટાવી એવો સાદ પડાવ્યો હતો. કે આજે વિદુરને કોઇ પણ વહેપારી કાંઇ પણ વસ્તુ આપશે તો; તેને ઘાંણીમાં ઘાલી પીલી નાંખવામાં આવશે, આવી ભયંકર આજ્ઞા સાંભળી, વહેપારીયો દુકાનો બંધ કરી ઘર તરફ રવાના થઇ ગયા.

**વિદુરજી**—હે હરી, આજે હું જ્યાં જાઉં છું ત્યાં દુકાનો બંધ જોવામાં કેમ આવે છે. કોઇ એક માણસને પુછતાં દુકાનો બંધ છે. તેનું કારણ જાણવામાં આવ્યું. જેથી ગામ બહાર શાકાને વાડીયો તરફ આવ્યા એટલામાં, એક વૃદ્ધ માલણ પાકેલાં બે કેળાં ને ભાજીનાં પુળીયાં લઇ જતી જોઈ, જોતાંજ ભક્તે કહ્યું માજી ઉભાં રહો આ તમારી પાસે ભાજી છે તે મને આપશો. મારે ત્યાં દ્વારીકાંથી શ્રીકૃષ્ણ પરમાત્મા પધારેલા છે. તેમને જમાડવાને જવની રોટલી સાથે બીજું કાંઈ પણ નથી. તો આ ભાજી મને આપો ? જો કે દુર્યોધનની આજ્ઞા થઇ તે માલણ જાણતી હતી પણ પોતે પ્રેમી ભક્ત હતી. જેથી પ્રાણની દરકાર રાખ્યા શીવાય પ્રભુ સુખે જશે એમ સમજી બે કેળાં તથા બે ભાજીની પુળીયો આપી, પોતાના અહો ભાગ્ય સમજી ઘર તરફ આવી. માલણ પાસેથી મળેલી વસ્તુ લઇ વિદુર ઘેર આવ્યા. તે વખતે રોટલી તૈયાર થઇ હતી. ભાજી સાફ કરી સુધારવા લાગ્યા એ વખતે પ્રભુએ ના કહી ભક્ત તમો ભાજી કરાવશો નહી કેળાં રોટલી જમી લઇશ. ભાવીક ભક્તનાં પત્નિ ભુધરજીને કહી રહ્યાં કે પ્રભુ. આપને સોળહજાર એકસો આઠ રાંણીયો છે. તે તો

આપને રોજ જમાડે છે, પણ આ લાભ ફરી ફરીને મને મળશે નહીં તો આપ આજ્ઞા કરો તો હું જમાડું–પ્રભુ–ભલે જેવી તમારી ઇચ્છા ? સતી સત્વર થાળ પીરસી પ્રભુને જમાડવા લાગ્યા, પ્રથમ પહેલો રોટલીનો ગ્રાસ આપી કેળાં ને છીલી છાલનો ડુચો વાળી ભગવાનના મુખમાં મુકયો ! અને સત્વ હતું તે પોતાના મુખમાં મુક્યું. એવા વિચારથી કે, પ્રભુની ઉચ્છીષ્ટ પ્રસાદી ફેંકી દેવાય નહીં. આ પ્રમાણે પ્રેમમાં ઘેલાં બની દેહનું ભાન ભુલી ગયેલાં સતીને ભક્તે જોયાં. સતિ. આ શું કરો છો ? પ્રભુને શું જમાડો છો ? અને તમે શું ખાવ છો ?

કૃષ્ણ—વિદુરજી સતીને લડશો નહીં. એ તો જે મુખમાં મુક્યું તે હું ચાવી રહેવા આવ્યો છું. અસ્તુઃ વિદુરભાજી વ્યાખ્યાન જુદું છે પણ આપણે તો મીરાંના પુર્વ વૃત્તાંતની જરૂર હતી ? હવે જે માલણે ભાજી તથા કેળાં આપેલાં તેજ માલણ મીરાંબાઈ? બીજા લેખના અંદર એવું લખે છે કે મીરાંબાઇ તે એક વ્રજની ગોપી છે. ત્રીજા લેખમાં એવું લખે છે કે એક વણીકને ત્યાં દાસી હતી તે વખતે એ વણીક યાત્રા કરવા નીકળેલો એ પ્રસંગે રોહીદાસ ચમારે ચર્ણામૃત આપેલું તેથી શંકા થઇ એથી અંગરખાની બાંયમાં ઉતારી દિધું ને પીધું નહીં. તે ચર્ણામૃતનો ડાગ દાસી ધોવા ગઇ અને સાબુથી પણ નહીં નીકળ્યો ત્યારે મુખમાં ઘાલી ચુસ્યો. તેથી તેને દીવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું અને એ પુન્યના પ્રતાપે પ્રેમલક્ષણા ભક્તી કરી તે મીરાં ! એમ બીજી બીજી દંતકથાઓ છે. પણ ખરૂં જોતાં માલણ સંબંધી સાચો ભાસ થાય છે, જેથી એ પુન્યના પ્રતાપે પ્રભુએ કવચીત દર્શન આપી અદ્રશ્ય થયા હતા.

હવે જયમલ રાઠોડ બરાબર બાર વાગતાં પોતાનો નીયમ પુર્ણ થતાં છેવટનાં પુષ્પાંજલી પરમાત્માને સમર્પણ કરી પાછે પગે મંદીરમાંથી બહાર નીકળવા જતાં રાણીજીને રૂદન કરતાં જોયાં. જોતાની સાથે જયમલ રાઠોડનાં રક્ત નેત્રો બની ગયાં. ને રૂદન કરવાનું કારણ પૂછ્યું.

**રાણી**—શું આપે અત્યાર સુધી સાંભળ્યુંજ નથી. કહ્યું તે ધુળ ઉપર લીંપણ થયું.

**જયમલ**—સાંભળતાં વાર થાય છે તે સહન થતું નથી તો જલ્દી કહો.

**રાણી**—નાથ આપણા મેડતા નગ્ર ઉપર શત્રુ રાજા ચડી આવ્યો છે.

**જયમલ**—બસ કરો. સાંભળી લીધું એવો કોણ અધર્મિ આ રાઠોડસિંહને સંતાપવા આવ્યો, શું ? અહીં આવી ફાવી જશે. અહીં તો સર્પના રાફડામાં હાથ નાંખવા જેવું છે. એવું જાણતાં છતાં કેવી મુર્ખતા કરી છે, યાદ રાખ બચ્ચાજી અહીં તો રેતીને પીલવાથી તેલ મેળવી

શકે તેમ નથી. આકાશમાંથી કુસુમ મેળવી શકે તેમ નથી. ધુમાડાના બાચકા ભરી શકે તેમ નથી. એવું જાણતાં છત્તાં મહુને શર્ણ થવા આવ્યો છે, તો તેમજાનિ સખ્ત સજા ભોગવીશ ત્યારેજ તું મને યાદ કરીશ. આ પ્રમાણે બોલી મંદીરમાંથી બહાર નીકળ્યા, અને પોતાના મહેલમાં આવી જલ્દી જલ્દી વસ્ત્ર ધારણ કર્યા. વસ્ત્રો પહેરીને પોતાનાં હથીયારો જે સ્થળે હતાં ત્યાં આવી બખ્તર પહેરી, તીરતોમામર ગદા, ભાલા, બરછી, છરી, પટ્ટા, ગુર્જ, ગુપ્તી, આર, અસી, જમૈયા, વિગેરે હથીયારો ધારણ કર્યા. ને તુરતજ જે ઠેકાણે લશ્કરી માણસો રહેતા હતા ત્યાં આવી આદેશ કર્યો કે ?

## સાખી મરાઠી.

રૌનીક પ્રતિ અતિ ક્રોધ કરી કહે, લાવો સુજતો ખાર,
શત્રુ સૈન્ય આવ્યુ અચણુચ, છતાં નવ સમજો ગમાર;
સૌ ધરો હથીયાર, વાર થયે થશો ગુનેગાર. સૌ.

રાઠોડને સક્રોધ આવેલા જોઇ,

**પ્રધાન**—મહાશય, આપ જેવા ક્ષત્રીઓને યુધ નહિં થવાથી, શૌર્ય સમાતુ નથી. એવું મેં આજેજ જાણ્યું.

**જયમલ**—મહારાજા એ સ્તુતિ વાચક શબ્દો ? બોલતાં શર્માતા નથી, અત્યારે તો એવું કહેવું જોઇએ કે ? આવેલા શત્રુઓને જીવતાં જમીનમાં દાટો અથવાતો તીક્ષણ તલવારોથી ગર્દન કાપી પરલોક પહોંચતા કરીદો, આવી ભયંકર ભાષાનો ઉપયોગ કરો. મહારાજા કહી સ્તુતિ શું કરો છો.

**પ્રધાન**—ક્ષમા કરો પ્રતાપી રાઠોડ ક્ષમા કરો. જે વખતે આપણે બેઉ અશ્વો સાથે દોડાવીને શત્રુઓની સામે યુદ્ધ કરવા ગયા; તે વખતે આપને જોતાં જ શત્રુઓએ સમરભુમી છોડીને નાસવા માંડયું, એ વખતે આપ જ એમ કહેતા હતા કે ? નાસતા શત્રુને મારવો એ ક્ષત્રીયો ધર્મથી વિરૂધ છે. છતાં અત્યારે આમ ક્રોધીત થઇ આવા શબ્દો કેમ કહો છો !

**જયમલ**—પ્રધાનજી આપનું કહેવું યથાર્થ હોય એમ મને લાગતું નથી. કારણ કે હુંતો હાલજ પ્રભુસેવામાંથી ઉઠી બહાર નીકળ્યોછું. છતાં તમો આ શું કહો છો ? શું ? આ સાચી વાત છે. ને જો સાચીવાત હોય તો મારા અશ્વને મંગાવો. એ અશ્વ ઉપર મારા શીવાય કોઇ બેશી શકે નહી. એથી મને ખાત્રી થશે, હુકમ થતાં અશ્વને લાવી હાજર કર્યો. આ અશ્વના શરીરમાંથી દીવ્ય સુગંધી છુટી રહી હતી, અને શરીરે પસીનો

વળી રહ્યો હતો. તેથી ભક્ત જયમલજી મનમાં સમજ્યા કે મારો વહાલોજી પધારી આ દાસનું દુઃખરૂપ વાદળ દુર કરી ગયા છે. આ વિચાર કરતા કરતા હથીયાર સહઃ પ્રભુ મંદીર તરફ આવ્યા. આવીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી પ્રભુની પ્રાર્થના કરી રહ્યા. હે પ્રભુ, મારે માટે આપને શ્રમિત થવું પડયું મને અપ્રાધમાં નાંખ્યો ઇત્યાદી શબ્દોથી અરજ કરી. એ વખતે મીરાંબાઇ મહેલની બહારીમાં ઉભાં હતાં. તેમણે પોતાના પીતાની સહાય કરવા આવ્યા. એ સબંધે મુખે કહેતા હતા તે બધુ ધ્યાન દઇને સાંભળ્યું. જેથી મીરાંના મનમાં એવું આવ્યું કે ! મારા પતિની મદદથી મારા બાપુ ફાવ્યા. જ્યારે મારા પીતાની સહાય કરી અને દર્શન આપ્યાં. તો મારી સાથે તે બોલતાએ નથી. હું ખરીતો આજ રાત્રેજ બોલાવું.

મેવાડી ભુમીમાં ચીતોડઘઢના રાણા કુંભાજીએ પોતાને માટે કંન્યાની ખોળ કરવા મોકલેલો એક બારોટ ત્યાં આવ્યો, ને મીરાં સ્વરૂપવાન છે એવી પ્રસંસા સાંભળતાની સાથે, મનમાં વિચાર્યું કે રાંણાજીને લાયક તો મીરાંબાઇજ છે. હું ઘણા રજવાડામાં ફર્યો. પરંતુ મીરાં જેવું રત્ન કોઇ ઠેકાણે જોવામાં આવ્યું નહી. માટે જયમલ રાઠોડ પાસે રાંણાજી માટે કન્યાની માગણી કરૂં. એમ વિચારી રાઠોડ પાસે જઇ મીરાંબાઇ સબંધી માગણી કરી. જયમલ રાઠોડે ઘણી ખુશી બતાવી; અને બારોટને કહ્યું કે હાલને હાલ જઇ શ્રીફળ મહોર લઇ ગોર મહારાજને મોકલજો. બારોટજી રજા લઇ ચીતોડઘઢ આવી રાંણાજીને ખબર આપી કે રાઠોડને ત્યાં કન્યા છે તેની માગણી કરતાં તેમણે કબુલ કર્યુંછે. તો હાલને હાલ શુભ મહુરત જોવરાવી ગોર મહારાજને વિદાય કરો. મીરાં રૂપી રત્ન પ્રાપ્ત થયું છે એ આપણી કુળ-દેવીનો જ પ્રતાપ છે. ત્યારબાદ ગોર મહારાજ ચીતોડગઢથી મેડતા નગ્રમાં આવી જયમલ રાઠોડને મળ્યા, તે દીવસ રવીવારનો હતો. સોમવારે સવારના પહોરમાં, અમૃત ચોઘડીયું છે. તેથી એ વખતે ચાંદલો કરવો આવી વાત-ચીત કરી ગોર પોતાના ઉતારે આવ્યા. રવીવારની રાત્રીયે બરાબર મધ્ય રાત્રીનો સમય થયો હતો અને તમામ મનુષ્યો નિદ્રાદેવીને આધીન થયા હતા. એ વખતે

**મીરાં—** રાગ માલા મુજે લાદે.

ગીરધારી, ગીરધારી, ગીરધારી ગીરધારી, બોલોને આવારી,
હું જાઊ તમ પર બલિહારી, બોલોને આવારી. ટેક.
કરૂ કાલા વાલા છો વહાલા છો વહાલા વહાલા નંદલાલા;
કાલા કગોના મોરારી, બોલોને આવારી. ૧

ભાવેથી ભાવેથી ભાવેથી ભાવેથી, ભુધર ભજનારી ભુધર ભજનારી;
હવે આપથી હુંતો ગઇ હારી, બોલોને આવારી. ૨
ના રીસાવો અલબેલા અલબેલા, અલબેલા અહી આવો; (૨)
થાય શાંત વૃતિયો સહુ મહારી, બોલોને આવારી. ૩

નાથ મારા સાથે નહી બોલો કે શું ? જો ? નહી બોલો તો હું પણ તમારા સાથે કોઇ દહાડો બોલીશ નહી, આમ કહીને મીરાંબાઇ પ્રભુથી મુખ વિમુખ કરીને બેસી ગયાં, વળી થોડીવારે પ્રભુ સન્મુખ જોઇને કહી રહ્યાં, હજુ કહુંછું કે તમે બોલો આમ કરતાં કરતાં સવાર થયું તે વખતે મીરાંના માતા દાસીયો પ્રત્યે કહે છે કે,

દોહરો.

**માતા**—મીરાંને બોલાવો, લાવો કુમકુમ અક્ષતે વધાવો;
**દાસી**—મીરાંને બોલાવો, લાવો કુમકુમ અક્ષતે વધાવો. ૧

બેન માજી આપને બોલાવે છે. મીરાંબાઇ નહી બોલ્યાં જેથી દાસીઓ માજી પાસે આવીને કહેવા લાગ્યાં કે મીરાંબાઇતો પ્રભુ સાંમે બાજોઠપર બેઠાં છે બોલાવીએ છીએ છતાં બોલતાં નથી.

**માતા**—ના બોલેતો બાજોઠ સહિત અહીં ઉઠાવી લાવો. મીરાંબાઇ જે સ્થીતિમાં બેઠાં હતાં તેજ સ્થીતિમાં દાસીઓ ઉઠાવી લાવી. અને કુમકુમ અક્ષત કરી માંગલીક બે ગીતો ગાવા લાગ્યાં. ગીતો પુર્ણ થતાં મીરાં પ્રભુને કહી રહ્યાં.

ગીરધારી, ગીરધારી, ગીરધારી, ગીરીધારી બોલોને આ વારી.
હું જાઉ તમપર બલિહારી. બોલો. ૪

**માતા**—મીરાં, બેટા મીરાં તું ઉંઘે છે કે જાગે છે. મીરાંબાઇના શરીરને માતાના હાથનો સ્પર્શ થતાં આંખો ચોળવા લાગ્યાં તે વખતે કપાળમાં કરેલો કુમકુમનો ચાંદલો હાથે અડયો જેથી મીરાં ચમક્યાં ને માતાને પુછયું માજી મારા કપાળમાં લોહી ક્યાંથી. બેન લોહી નથી પણ કંકુનો ચાંદલો છે તારૂ સગપણ થયું.

**મીરાં**—માજી, તે દીવસે અશ્વારૂઢ થઇને મારા પીતાની સહાય કરવા આવ્યા હતા તેમના સાથને.

**માતા**—કુંભો રાંણો ચીતોડગઢથી અહીં આવ્યા હોય એ હું જાણુતી નથી.

**મીરાં**—માજી, તમો આવી અવળી વાતો શા માટે કરો છો. હું પુછું તેનો જવાબ કેમ દેતાં નથી. કુંભો કુંભો શું કહો છો.

**માતા**—પુત્રી દરેક કન્યાએ પોતાના પતિનું નામ લેવાય નહી.

**મીરાં**—પતિનું નામ કોણ લેછે, પણ તમો આ કુંભોરાંણો કુંભોરાંણો કહો છો તે કોણ છે!

**માતા**—પુત્રી એજ ત્હારા પતિ, જેના સાથે તારે પરણવાનું છે.

**મીરાં**—માતા, તે દહાડે તો તમો મહેલની અગાશીમાં એમ કહેતાં હતાં કે તારા પતિ શ્રી ગીરધરલાલ. અને એના બદલામાં આ વળી નવો કુંભોરાંણો ક્યાંથી શોધી કહાડયો. એક કન્યાને એ પતિ હોય ખરા.

**માતા**—બ્હેન, ગીરધરલાલ એતો આખી વિશ્વના પતિ છે, પણ આપણા સંસારીઓની રીતિ પ્રમાણે તો તહારા પતિ કુંભોજી.

**મીરાં**—માતા તમો કહેનાર કહી રહ્યાં મેંતો એજ પતિ માન્યા છે કે?

### ભજન.

મુખડાંની માયા લાગીરે, મોહન તહારા. મુખડાં. ટેક.
મુખડુ મેં જોયું તારૂં, જગ સહુ લાગે ખારૂં,
મન મારૂં રહે ન્યારૂં ન્યારૂંરે, મોહન તારા. મુખડાં. ૧
સંસારી સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
તેને તો તુચ્છ ગણી દેવું રે, મોહન તારા. મુખડાં. ૨
સંસારી સુખ કાચું, પરણી રંડાવું પાછું;
એવું સુખ શાને માટે જાચુ રે, મોહન તારા. મુખડાં. ૩

**માતા**—ક્રોધીત થઇ મીરાંબાઇને કહ્યું, જા તહારૂં ધાર્યું બીલકુલ થશે નહી, મીરાંબાઇ પોતાના મહેલમાં આવી હમેશ ઉદાશ રહી દીવસો વિતાવી રહ્યાં છે, એવામાં એક દીવસે એવો નીશ્ચય કર્યો કે આજે પ્રભુ પ્રગટ નહી થાય તો હું મહારા પ્રાણ તજીશ.

### કાલિંગડો-તાલ ત્રીતાલ.

ગીરધારી ગણાઇ તમારી, આજે બનુ હું આત્મ હત્યારી. ગીરધારી. ટેક.
આપની થઇને અવર આવી, ધારે કરવા નિજ નારી;
એથી વહાલા એવું ઇચ્છું, કરૂં નકામી જીંદગી મહારીરે. ગીરધારી. ૧
માતા તો મન ગમતું બોલ્યાં, મુજ મહેલમાં પધારી,
ટુંક વખતમાં લગન કરીશું, એ સુણી શબ્દો હુંતો હારી રે. ગીરધારી. ૨
આપ વિના અન્ય નાથ ન જોઇએ, કહુંછું વારી વારી;
હાલ હાલ દર્શન નહિ દ્યો તો. મારૂં હું પેટ કટારી રે. ગીરધારી. ૩

આવા પ્રભુ પ્રત્યે શબ્દો કહેતાં કહેતાં નિદ્રાવશ થયાં, મધ્ય રાત્રીએ મનમોહન શ્રી ગીરધરલાલ પ્રભુ મીરાંની સાથે પરણ્યા, પરણી તુરતજ અદૃશ્ય

થયા. કે મીરાંબાઇ નિદ્રામાંથી જાગ્રત થયા. ને મહેલમાં આમતેમ ચારે તરફ ઘેલાની માફક પ્રભુને પકડવાને માટે દોડવા લાગ્યાં ને કહી રહ્યાં કે.

**ભૈરવી-તાલ-ખીમટો.**

લાલ વહાલ ધારી, વગે અહિયાં આવો;
દયો દર્શન પ્રસન્ન પ્રભુ થાવો. લાલ. ટેક.
પરણીને પ્રીતમ ક્યાં જાવો, અભીલાષી દાસી કર સહાવો.
નારી તમારી, જાઉ બલિહારી, વારી વારી, ગીરધારી.
અરજ લ્યો સ્વીકારી, અધિરીને ધારી તો બનાવો. લાલ. ૧

આવાં પ્રેમમાં મગ્ન બનેલાં મીરાં પોતાના હાથે બાંધેલું મીંઢળ જોતાં અને શરીરે ચોળાએલી પીઠી દેખતાં અનહદ આનંદીત થઇ સુર્યોદય થતાં પોતાનાં માજી પાસે આવી કહેવા લાગ્યાં.

**સોરઠ તા. ત્રીતાલ.**

સ્વપનાંમે પરની ગોપાલ, માઇ મેંતો સ્વપનામે પરની ગોપાલ. ટેક.
પીરી પીરી હળદી મેરે, અંગ લગાઇ, હાથમે મેંદી હૈ લાલ. માઇ. ૧

જુવો માજી, તમો કહેતાં હતાં પણ મારા લગ્ન તો ગીરધરલાલ સાથે થઇ ગયાં. માટે હવે બધી પંચાત છોડી દો, મેં આપને પહેલાં પણ કહ્યું હતું કે,

મુખડાંની માયા લાગીરે, મોહન તારા. મુખડાં.
પરણી છુંતો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાની બીતિ હવે ભાગીરે. મોહન તારા. મુખડાં. ૪

**માતા**—બેટા, આ તારા શબ્દો ઘણા સમજવા જેવા છે. પણ હમેશાં ન્યાય એવો છે કે! દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય એ ન્યાયે માતા પીતા કહે તેમ કરવું પડશે, તહારાથી ના નહિ કહી શકાય જા બેટા હાલતો જા. જેમ શ્રી ગીરધરલાલ પ્રભુની ઇચ્છા હશે તેમ થશે? આવી રીતે સમજાવી મીરાંબાઇને વિદાય કર્યા. ત્યાર પછી બે એક માસ વિત્યાબાદ એટલે કે સંવત ૧૫૪૦ ની સાલમાં ચીતોડગઢથી રાંણાજીએ ખાંડુ મોકલ્યું. અહિ જયમલ રાઠોડે પોતાની રાજ્યધાનીના પ્રમાંણમાં-મીરાંબાઇના લગ્ન પ્રસંગમાં બધી તૈયારીઓ કરાવી રાખી હતી. નગ્રની અંદર શ્રીમાંન શેઠીયાઓએ અને પ્રધાનમંડળ વીગેરે સભાસદોએ પોતાનાં મકાનો રંગાવી ધોળાવી તૈયાર કરાવી રાખ્યાં હતાં. રાઠોડની એકજ કન્યા પરણવાની જેથી, નગ્રજનોને ઘણો ઉત્સાહ હતો. રાજ્ય દરબારમાં પણ દરજીઓ

વસ્રો શીવી તૈયાર કરી રહ્યા હતા. આ પ્રમાણે ધામધુમ મચી રહી હતી ત્યાં ચીતોડગઢથી મોકલેલુ ખાંડુ આવી પહોંચ્યું, સનમાન કરી નીયમીત કરેલા ઉતારે લાવ્યા. બીજે દીવસે લગ્નનું મહુરત હતું તે વખતે એક દાસી હાથમાં તલવાર પકડી. લગ્ન મંડપમાં આવી. પાછળ બધુ સાજન આવ્યું. ક્ષત્રીઓમાં અદ્યાપી પરીયંત એ રીવાજ છે કે અડધુ લગ્ન અસીના સાથે થાય. એ વખતે મીરાંબાઇને મંડપમાં પધરાવ્યાં પણ મીરાં તો.

## સોહીણી-તાલ-દાદરો.

પરણેલી પરણાવો પ્રીતમ, જીવન કરો કાં અકારૂં;
ખાંડુ છાંડુ બાંડુ કરી તો, વગોવાયે નીજ જનક ધારૂ. પરણે-ટેક.
મંગળ વાધ્ય અમંગળમાંનુ, છાનું શું છે શ્યાંમ તમારૂ;
ગોરીઓ અહિ ગીત પ્રીતથી, ગાઇ રહી છે ઘણું પ્યારૂ. પરણે. ૧
સંસારમાં સાર તલભાર મેતો, ભાળ્યો નહિ કાંઇ વારૂ;
છતાં ભાવી આવી બાળે, અનળે અંગ આ મારૂં. પરણે. ૨

મંડપની અંદર મીરાંબાઇનાં લગ્ન થતી વખતે જાત જાતનાં વાજીંત્રો વાગી રહ્યાં હતાં. ભાટ ચારણ વિગેરે કવિતો કહી રહ્યા હતા—અને અનેક પ્રકારનો આનંદ થઇ રહ્યો હતો. પણ મીરાંના મનમાં તો કેવા વિચારો આવતા હતા કે ! રામ બોલો ભાઇ રામ, મને એવો ભાસ થાય છે, અડધુ લગ્ન થઇ રહ્યા બાદ બે ચાર રાત્રી જાન રહીને જવા માટે તૈયારી કરી તે આગમચ મીરાંબાઇનાં માતા પીતાએ પુછ્યું, કહો બેન તમારે શું જોઇએ છીએ તે વખતે મીરાંએ માગ્યું કે ?

## ભજન-તાલ-લાવણી.

પીતાજી હોય જો મુજ પર વહાલ,
ગીરધારી વિણુ કશુ ના મુજને, જોઇ નહી નકી હાલ. પીતાજી.
લાલ સેવામાં સંકટ જાશે, મનની વૃતિઓ સ્થીરજ થાશે,
દુર થાએ જંજાળ. પીતાજી.
છે સંસારે કોણુ કોનું, જનમે તેને નીશ્ચે જવાનું,
છોડી સર્વ ધન માલ. પીતાજી.

પીતાજી મને મારા પ્રભુની મુર્તિ આપો એટલે બધું આવી ગયું. માતા પીતા ઘણાં ખુશી થઇ પ્રભુ સેવા માટે મુર્તિ અને સેવાનાં સાધનો સર્વે અર્પણ કર્યાં.

દોહરો.

લીધી મુર્તિ પ્રેમથી, ચાલ્યાં ધરીને હાથ,
ચીતોડગઢમાં પહોંચતાં, થયાં લગ્ન રાંણા સાથ. ૧
રાંણા રાંણા આવીયા, કુળદેવીની પાસ,
ક્ષીતિ પર મસ્તક ધરી, પ્રણમે રાખી આસ. ૨

દેવી મંદીરે આવી રાંણાજી નમ્યા, પણ, પણ મીરાં તો એમનાં એમ ઉભાં રહ્યાં એ વખતે સાસુએ કહ્યું કે,

રાગ ધનાશ્રી તા. ત્રીતાલ.

નમો કુળની દેવીએ, થાઓ સુખીયાં સેવીએ. નમો-ટેક.
પ્રીતથી પુજન કરીને, નિજ દ્રવ્યની ભેટ ધરીને;
ઉધારે એવી, એ. નમો-૧
અખંડ એવાતન રહેશે તમારૂ, મન ઇચ્છા પુરશે વહુ વારૂ;
શીખાંમણુ લેવીએ. નમો-૨

મીરાં—સાસુજીના શીખાંમણુના શબ્દો સાંભળી મનમાં વિચારવા લાગ્યાં કે? થોડીવાર પછી શર્મ છોડવી પડશે, એના કરતાં હાલજ રોકડો જવાબ આપું જેથી પાછળ ખાતું પાડવું પડેજ નહીં.

રાગ ચાલુ.

મીરાં કહે મુજ પહેલાં આવ્યાં, માજી પુજી અતિશે રીઝાવ્યાં;
છતાં ન ફાવ્યાં રે. નમો-૩
હાથનાં કંકણુ કોણે ઉતાર્યાં, નિજ પતિ ક્યારે પધાર્યા;
નવ માતાએ વાર્યારે...( મરતાં ) નમો-૪

મીરાંબાઇનાં આવાં કઠોર વજ્ર જેવાં વચનો સાંભળી સ્તબ્ધ બનિ થોડીવાર ઉભાં રહી કહ્યું.

આષાવરી તા. લાવણી.

નઠારી આવી નીરધાર, વહુજી, નઠારી આવી નીરધાર. ટેક.
કેવા કરે ઉચ્ચાર-વહુજી- નઠારી-૧
ષોચ કરે સહુ સગાંસ્નેહી, જોતાં મીરાંને દૈવિ દેહી;
મળી આ કુલાંગાર-વહુજી- નઠારી-૨

આખુ રાજ્યકુટુંબ મીરાંબાઇના વર્તનથી નારાજ થયું, પણ નણંદ ન્હોતાં થયાં, તેથી પાસે આવી કહેવા લાગ્યાં. ભાભી, મારા મોટાભાઇ માતાજીને ક્યારનાએ નમી રહ્યા છે. તો તેમનાં પાંસળાં દુઃખતાં હશે માટે હઠ છોડી માતાજીને નમો, જેથી મારા મોટાભાઇને ગમો.

**મીરાં—** **દોહરો.**

નમે ન ગીરધર વીણુ કદી, અન્ય સ્થળે આ કાય;
સીંહ ભલે ભુખે મરે, ઘાસ નહિં કદિ ખાય. ૧
સિંહ ગમન ને નરવચન, કદળી ફળે એકવાર;
ત્રીયા તોરણ તૈલ્ય તે, ચડે ન બીજીવાર. ૨

**નણુદ**—ભાભી એતો બધુંય હું સમજી. પણ તમોએતો સાવ છેડા માંથે નાખી દીધો, કુળ મરીયાદા છોડી દીધી. બુદ્ધીતો તદ્દન બહેર મારી ગઇ હોય તેમ સમજાય છે. ખાલી એરંડાની માફક શરીરજ વધારી જાણ્યું છે. આવું ઘેલુ ઘેલુ શું બોલો છો. જલ્દી દેવીને નમોને.

**મીરાં**—બેન તમો કહો છો તેમજ ઘેલી છું, તેથી પણ વધારે ઘેલી થવા ઇચ્છા રાખુ છું, પણ, અમારા ઘેલા પણાની ગતિતો અમારા જેવાં પ્રેમઘેલાં હોય એજ જાણે, તમારા જેવાં ડહાપણડાહ્યાં તે ગતિને જાણી શકે નહિં. સાંભળો અમે કેવા ઘેલાં છીએ.

**ભજન તા૦ લાવણી.**

ઘેલાં ભલે થયાંરે, અમને ઘેલાંમાં ગુણ લાધ્યો.
બાઇ અમે ઘેલાં, બેન અમે ઘેલાં. ઘેલાં. ટેક.
આગળતો અમે કાંઇ નવ જાણતાં, મન માયામાં બાંધ્યું;
ભવસાગરમાં ભુલાં પડયાં ત્યાં, મારગ મળીયા સાધુ. ઘેલાં. ૧
ઘેલાં જાણીને તમે અળગાં રહેજો, ઘેલાં ઘેલાંનાં કામ કરશે;
પ્રેમ ભાવથી ભજન કરીને, ગીરધારીને વરશે. ઘેલાં. ૨
ઘેલાંની ગતતો ઘેલાં જાણે, દુરીજન આ શું જાણે;
જે રસ છે દેવી દેવતાને દુર્લભ, તે રસ ઘેલાં માંણે. ઘેલાં. ૩
ઘેલાં મટીને ડાહ્યાં ન થૈએ, નીરગુણ કીધાં મારે નાથે;
બાળપણાની પ્રીતલડી, મારા હરીએ ઝાલ્યાં હાથે. ઘેલાં. ૪
ઘેલાં રહીને હરીરસ પીએ, સંતના ચરણમાં રીજ્યાં;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર મળતાં, સઘળાં કારજ સીધ્યાં. ઘેલાં. ૫

છેવટના શબ્દોથી રાંણાજીનું મગજ ભમ્યું મીરાંનું કહેવું કાંઇ નવ ગમ્યું, તેથી સઃક્રોધ.

**રાગ માલકોસ. તા. ત્રીતાલ.**

ભકતાંણી છું તે જાણી, બોલે છે થઇને શાણી. ભકતાં. ટેક.
છકેલ બકે શું સમજી મનમાં, વિષ સમાંણી વાંણી;
અધમ પણાને અલગ કરીદે, જેશ આ હાથે હણાણી. ભકતાં. ૧

પ્રભુથી પરણી એવી કરણી, વરણી ન જાયે કહાંણી;
સત્ય કહીદે મુખથી તહારા, નહિતો રહેશે એધાંણી. ભક્તાં. ૨
નમીશ ત્યારે ગમીશ મુજને, લેશે સુખો રાંણી માંણી,
કંટકપણું કાંઈ કામ ન આવે, ધાર્યું થશે ધુળધાંણી (તારૂ) ભક્તાં. ૩

રાણાજીના શબ્દો સાંભળી મીરાં બોલ્યાં—હે રાજન તમે કઇ મીરાંને મારવા તૈયાર થયા છો? શું આ તમારા સામે ઉભેલી મીરાને મારવા તૈયાર થયા છો, જો તેમ હોય તો તેતો પંચમહાભુતનું બનેલું એક પુતળું છે. તેને અને આત્માને કંઇ સબંધ નથી. કેમકે—

આત્મા તો શસ્ત્રથી કપાતો નથી, અગ્નિથી બળતો નથી, પાણીથી કહોવાતો નથી, અને વાયુથી શોષણ થતો નથી. એવો અજર અક્ષેપ આત્મા છે. તેને મારવાને તમે શક્તિમાન નથી; પરંતુ જો નિમિત્ત હોય તો માત્ર તમે શરીર અને આત્માને વિયોગ કરાવી શકો. માટે મારી તો આપને એટલીજ વિનતિ છે, કે તમારા શરીરમાં રહેલા ષડ્ રિપુઓનો- કામ, ક્રોધ લોભાદિનો એકવાર પરાજય કરો અને શુદ્ધ થાઓ. એટલે તમારૂં આ મિથ્યાભિમાન એકાએક પોતાની મેળેજ છૂટી જશે.

મીરાંના શબ્દો સાંભળી રાણો આશ્ચર્યચકિત થઇ ગયો. તેના જ્ઞાન માટેની પ્રસંશા મનમાં કરવા લાગ્યો. અને પોતે આવી જ્ઞાની બાઇ ઉપર તરવાર ઉગામી, તેને માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. તોપણ તેને કોઇ રીતે સમજાવી કામ લેવું એવો નિશ્ચય કર્યો; અને તેથી મીરાં પ્રત્યે બોલ્યો.

રાણીજી તમે આવાં જ્ઞાની હોવા છતાં પણ ભૂલ કરો છો. એમ મારૂં માનવું છે. દેવીને નમસ્કાર કરવા એમાં કાંઇ પાપ થતું નથી. અને મારી સાથે તમારો શરીર સબંધ જોડાયો છે, માટે હું મારી ફરજ સમજી તમને જે જે વસ્ત્રો અને આભુષણો આપું, તે સર્વનો સ્વીકાર કરી આનંદથી મહેલમાં વસોઃ તમે સુખી થાઓ અને મને સુખી કરો એટલુંજ હું ઇચ્છું છું.

**મીરાં**—રાણાજી તમે તમારી ફરજ સમજી વસ્ત્ર અલંકાર મને આપવા ધારો છો પણ—

**ભજન.**

શું રે કરવું છે રાણા શું રે કરવું છે રે, હીરા માણેકને
મારે—શું રે કરવું છે.
હીરનાં ચીર રાણા, કામ નહિ આવે મારે;
ભગવી ચાદર ઓઢી, મારે ફરવું છે રે. હીરા.

મોતીની માળા રાણા, કામ નહિ આવે મારે;
તુળસીની માળા પહેરી, મારે ફરવું છે રે. હીરા.
સોનાનો ચુડલો રાણા, કામ નહિ આવે મારે;
અમર ચુડો પહેરી, મારે ફરવું છે રે. હીરા.
મહેલ ઝરૂખાં રાણા, કામ નહિ આવે મારે;
જંગલની ઝુંપડીમાં, મારે વસવું છે રે. હીરા.
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ વહાલા;
સંતોના ચરણોમાં, મારે વસવું છે રે. હીરા.

ઉપરના શબ્દો સાંભળી રાણો નિરાશ થયો. મોતના ડરથી જ્યારે મીરાં બીહની નહિ, ત્યારે સમજાવીને કામ લેવા માંડયું; પરંતુ તે શ્રમ પણ મીરાં આગળ મીથ્યા થયો. એટલે વળી વધારે ક્રોધ ચઢયો અને તરવાર ખેંચી મીરાંને મારવા દોડયો, કે તરતજ મીરાંએ વિનતિ કરી, કે રાજન્ મારા ઉપર તમે તરવાર ફેંકવા ધારો છો અને તેમ કરતાં મારૂં મુસ્તક તમારી તરવાર વડે ધડથી છુટું નહિ થાય તો તમને તમારા પરાક્રમને માટે પસ્તાવો થશે, માટે મારી તો તમને એ પણ વિનતિ છે, કે બીજી સારામાં સારી તરવાર હોય તે બીજા હાથમાં પણ રાખો. એક તરવારનો ઉપયોગ થઇ રહે, કે બીજી તરવાર કામમાં આવી જાય. પરંતુ તમારી તરવાર મારા ઉપર ચલાવતા પહેલાં એટલું કહી દો, કે

### રાગ—બીહાગ. તા૦ દાદરો.

સુણી વાક્યો રાણા તણાં, મીરાં મનમાં હસી.
છતાં ન દુઃખ માન્યું ઘણું, મીરાં મનમાં હસી.
જગતમાં જન્મ પામ્યા તેતો, મરે છે આખરે,
એમાં નવ ચાલે આપણું, મીરાં મનમાં હસી. સુણી.
મરવું, મરવું નહિ ડરવું માન્યું, ડરે તેતો ગમાર;
સાર કેવો પામશો એ મુખે શું ભણું. સુણી.
અસિ વસી તમ દીલમાં, ખસે નહિ લગાર;
તો સમજો ભ્રાત ભગિની હણું, મીરાં મનમાં હસી. સુણી.

મીરાંના આ શબ્દો સાંભળતાં રાણાનો મિજાજ હાથથી ગયો. તેણે એકદમ મીરાંને મારવા માટે તરવાર ઉગામી; પરંતુ તેમનાં માતુશ્રીએ પાછળથી હાથ પકડી લીધો. અને સમજાવ્યું, કે ભાઇ આવું સાહસ કરવાથી સ્ત્રી હત્યાનું પાપ બેસશે. અને લોકોમાં પણ તમારી અપકીર્તિ થશે માટે તમારે

પોતાને હાથે તેને મારવી, એ મને ઠીક લાગતું નથી. માટે મારૂં કહેવું માનો તો આપણા ભૂતીઆ મહેલમાં વસવાને તેને આજ્ઞા કરો જેથી ત્યાં તેનો આપોઆપ છૂટકો થઇ જશે. અને લોકનો અપવાદ કે સ્ત્રીહત્યાનું પાપ તમને લાગશે નહિ. વૃદ્ધ માતાનું કહેવું રાણાને ઠીક લાગ્યું ને તરવાર મ્યાન કરી તરતજ અનુચરને આજ્ઞા કરી. આજ્ઞાનું પાલન કરતો અનુચર મીરાંને રાણાએ બતાવેલા ભૂતીઆ મહેલમાં લઇ જવા તૈયાર થયો. મીરાં જતાં જતાં બોલ્યાં, કે રાણાજી તમારું કલ્યાણ થાઓ, અને પૂર્ણ સુખી થાઓ. આ પ્રમાણેનાં સંત જનનાં અપકારી ઉપર ઉપકારનાં વચનો ઉચ્ચારાયાં. અનુચરે લાવી તેમને ભૂતીઆ મહેલમાં મૂકી દીધાં.

સાખી—૩૦—

મીરાં ધીરાં મહેલે આવ્યાં, પગ મૂકયો તેની માંય;
ભૂત તૂત સૌ નાસી ગયું, થયું ઇન્દ્ર ભુવન ત્યાંય.
ધરી દિવ્ય દેહ નમી પડયાં, ચરણે એહ—ધરી.—

આ ભૂતીઆ મહેલમાં મીરાંએ પગ મૂકયો. અનુચર પોતાને સ્થાને ગયો. પરંતુ દિવ્ય અને ભકત જનનો આ ભૂતીઆ મહેલમાં વાસ થવાથી ભૂત યોનિમાં ભટકતાં ભૂતડાં દિવ્ય દેહધારી થઇ ગયાં. તેઓ મીરાંના ચરણુમાં પડી તેમનો ઉપકાર માનવા લાગ્યાં, કેટલાએ વર્ષો સુધીની પોતાની અધમ ગતિમાંથી તારનાર દેવીનો તેઓ ઉપકાર માને તેમાં શી નવાઈ!! તેઓ સૌ સૌને ઠેકાણે ગયાં મીરાંએ પોતાના પ્રભુને મહેલમાં પધરાવ્યા, નવાં નવાં ભજનો બનાવી તે ગાવા લાગ્યાં, અનેક સંતો, સદ્દપુરુષો! અને ભક્તોની આ મહેલમાં ભીડાભીડ થવા લાગી. રાણાએ જ્યારે આ વાત જાણી ત્યારે તેની દીલગીરીનો પાર રહ્યો નહિ. તો પણ તે હિંમત હાર્યો નહિ. મીરાંને સતાવીને છેવટે વશ કરવાનો વિચાર કર્યો. મીરાંના ભોજનને માટે જુવારને ભરડાવી. તેની છાશમાં રાબ રંધાવી મીરાં માટે મોકલવા લાગ્યો. આ ભોજનની સામગ્રી જોઇ મીરાં ઘણાં ખુસી થયાં. ઝટ પચે તેવો અને સત્વગુણી ખોરાક મળતાં તે પ્રભુનો ઉપકાર માનવા લાગ્યાં. આવો સત્વગુણી—જુવારની રાબનો ખોરાક ખાતાં મીરાંએ મહેલમાં ત્રણ વર્ષ ગાળ્યાં. આટલેથી પત્યું નહિ પરંતુ મીરાં સંત, સાધુએ અને ભક્ત જનોને ભેગા કરી પ્રભુનું ભજન કરતાં હતાં તે જોઇ રાણાના સાથીઓએ રાણાજીને સમજાવ્યું, કે મહારાજ ,આપનાં પત્ની સાધુડા અને ભગતડા ભેગા કરી તેમાં ખડતાળ લઇ તેમની વચ્ચે ઘૂમે છે અને

નાચે છે, તેથી ઠેકાણે ઠેકાણે તમારી અપકીર્તિ થાય છે, તે જ્યારે અમે સાંભળીએ છીએ ત્યારે. અમને તે માટે ઘણુંજ માઠું લાગેછે! માટે તેનો કંઇ બંદોબસ્ત થઇ શકે. તો ઠીક સાથીઓનાં વચનો સાંભળી રાણાએ એક દૂતને મીરાં પાસે મોકલ્યો અને મીરાંને કહેવરાવ્યું, કે રાણીજી તમે શા માટે દુઃખી થાઓ છો ? તમે કહો તો મેના પાલખી લઇ રાણો જાતે તમને તેડવા આવે. મહેલમાં પધારી સંસારનું પૂર્ણ સુખ અનુભવો. પરંતુ દૂતને તમણે વળતો જવાબ આપ્યો, અને રાણાજીને કહેવરાવ્યું, કે તમારાં ભગિનીને તમે પૂર્ણસુખ મળે તેવો મહેલ અને સત્વગુણી જાતની રાબનો ખોરાક આપો છો. તેથીજ પોતે પોતાને ભાગ્યશાળી માને છે, માટે તેમને હવે ત્યાં આવવાની કંઇપણ જરૂર નથી. દૂતે આવી મીરાંનો સંદેશો રાણાજીને કહ્યો. તમારાં ભગિની મીરાં ! એ શબ્દો સાંભળી રાણો ચમક્યો! અને હવે તો જેમ બને તેમ મીરાંનો વેળાસર અંત લવાય તો સારૂં. એમ ધારી સાથીઓની સલાહ લીધી સાથીઓએ સલાહ આપી, કે રાણાજી જો તમારો નિશ્ચય મીરાંનો અંત લાવવાનો હોય તો જંગલમાંથી એક વિષધર નાગને વાદી પાસે પકડાવી મંગાવવો. તેને કરંડીઆમાં પૂરી તે કરંડીઓ મીરાંને મહેલે મોકલાવો. મીરાંને કહેવરાવવું કે કોઇ સંત મહાત્માએ શાલિગ્રામ ભગવાનની મૂર્તિ આપી છે જે કંડીઆમાં મૂકેલીતે તમને રાણાજીએ ભેટ મોકલી છે માટે તે સ્વીકારો. રાણી તે સ્વીકારશે અને જ્યારે કરંડીઓ ઉઘાડી મૂર્તિ કાઢવા જશે, કે નાગ દંશ કરશે જેથી તેમના પ્રાણ જશે. સાથીઓની આપેલી સલાહ પ્રમાણે રાણાજીએ વાદીને બોલાવી મંગાવ્યો. વાદીને જંગલમાંથી વિષધર સાપ મંગાવવા આજ્ઞા કરવામાં આવી. આજ્ઞા મળતાંજ વાદી જંગલમાં જઇ પહોંચ્યો. પોતાની પાસેના મોરલીના સાધનવડે એક મોટા ઝેરી સર્પને વાદીએ પકડ્યો, તેને રાણાજીના દેખતાં કરંડીઆમાં પુરી દીધો. આ કરંડીઓ રાણાજીએ મીરાંને મહેલે મોકલાવ્યો અને સંકેત પ્રમાણેનો સંદેશો મીરાંને કહાવ્યો, અને તે સાથે કરંડીઓ લઇ જનાર દૂતને પણ સૂચના કરવામાં આવી, કે મીરાં પૂર્ણ પ્રેમથી એ કરંડીઓ ઉઘાડશે અને સર્પ તેનો દંશ કરશે. સર્પે દંશ કર્યાના સમાચાર તું વહેલો લાવીશ તો તને ઉત્તમ ઇનામ આપવામાં આવશે. ઇનામની આશા ભર્યો દૂત સર્પ વાળો કરંડીઓ લઇ મીરાંને મહેલે હાજર થયો. અને મીરાંને કરંડીઓ આપી રાણાએ કહાવેલો સંદેશો પણ મીરાંને કહ્યો. કરંડીઆમાં શાલિગ્રામ ભગવાનની મૂર્તિ છે તે સાંભળતાં મીરાંના આનંદનો પાર રહ્યો નહિ. તેથી ઉતાવળે

ઉતાવળે કરંડીઆ પાસે આવી શાલિગ્રામ ભગવાનની સ્તુતિ કરતાં બોલ્યાં, કે--

### રાગ--પેલી તો થઇરે.

આવી તો મળ્યા રે મુજને, આવી તો મળ્યા;
વહાલા અધમ ઉદ્ધારણ, પ્રભુજી આવીતો મળ્યા.
સુરનાં સંકટ કાજે, છળી વૃંદા ધરી દાઝે;
આજે આવી ભાવી મારાં, નકિ તો ફળ્યાં—અધમ.
ચંદન અક્ષત, કુમ કુમ ના હિરે;
પ્રેમ પુષ્પે વધાવું, છો જાઓ ના કળ્યા—અધમ.
દ્રવ્ય હિન દીન જેમ તેમ હું દારા રે;
છતાં આવ્યા તેથી માનું, બંધનો ટળ્યા.--અધમ.
આ પ્રમાણે સ્તુતિ કરતાં કરંડીઆનું ઢાંકણું ઉઘાડયું ત્યાં--

### સાખી.

સારંગ બદલે સારંગપાણિ, પ્રગટયા પ્રેમે ત્યાંય;
હાથ પસારી લીધા હરિને, ચાલ્યાં મંદિર માંય;
ધર્યા મંડપે તે વાર, ગિરિવર ધારીએ કરી વહાર--ધર્યા.

આ બનાવ એક ચિત્તથી આવેલો દૂત જોઇ રહ્યો હતો. ઇનામની આશા, નિરાશાના રૂપમાં બદલાતાં ત્રીલે મોંઢે રાણાજી પાસે આવી હાજર થયો. દૂતને જોતાં રાણાજી હરખાયા. હસતે વદને દૂત પ્રત્યે રાણાજી કહેવા લાગ્યા, કેમ ભાઇ, મીરાંને સર્પે દંશ કર્યો ને? આ શબ્દોના ઉત્તરમાં દૂતે અથથી ઇતિ સુધીનો મીરાંના મહેલનો ઇતિહાસ કહ્યો, દૂતને મોંઢેથી તેણે સાંભળ્યું, કે સર્પના શાળિગ્રામ મીરાંએ બનાવ્યા, તો એ જાદુ જાણનાર મીરાં મનુષ્યને પત્થર બનાવી દે તેમાં શી નવાઇ! આવા આવા વિચારમાં રાણાને કંઇ ચેન પડતું નહતું, પોતાના ઇષ્ટમિત્રોને બોલાવી રાણાજીએ બનેલી હકીકત કહી, અને પોતાને થતી શંકાઓ પણ તેમના આગળ રજુ કરી સાથીઓએ રાણાજીને ધીરજ આપી, કે તમારા ઉપર તેવો જાદુ અજમાવતાં પહેલાંજ આપણે મીરાંનો ઘાટ ઘડી દઇશું માટે તમારે તે વાતની લગારે ચિંતા કરવી નહિ. રાણાજીને આ વચનોથી થોડું આશ્વાસન મળ્યું, પરંતુ તેમને સુચના કરી, કે હવે તો જેમબને તેમ મીરાંનો ઘાટ ઘડાઇ જાય તેવા ઉપાયો ઝટ કામે લગાડવાની જરૂર છે તેમાંનો એકજણ બોલી ઉઠયો, રાણાજી મારી પાસે એક ઉત્તમ પ્રકારનું

ઝેર છે કે તે પીતાં તો પ્રાણ જાય એટલુંજ નહિ પણ હોઠ આગળ ધરતાંજ મનુષ્યના રામ રમી જાય તેમ છે. આજ્ઞા હોય તો તે ઝેર આપને મંગાવી આપું. રાણાજીએ તુરતજ તે ઝેર લાવવાની પોતાના સ્નેહીને આજ્ઞા કરી. ઝેર આપતાંજ તેને એક પ્યાલામાં નાંખ્યું તેમાં થોડું પાણી મેળવી, પ્રથમનાજ દૂતને તે પ્યાલો મીરાંને પહોંચાડવા હુકમ કીધો. અને મીરાંને કહેવરાવ્યું, કે કોઇ કાશીનિવાસી સંત પુરૂષે આ ગંગાજળ આપને માટે આપ્યું છે તેનો સ્વીકાર કરી આપના દેહને પવિત્ર કરો ઉપરનો સંદેશો અને ઝેરનો ભરેલો પ્યાલો લઇ દૂત ઉતાવળી ગતિએ મીરાંને મહેલે આવી પહોંચ્યો મીરાં પાસે આવી ઝેરનો પ્યાલો મીરાંને આપી રાણાજીનો સંદેશો વિસ્તારપૂર્વક કહી સંભળાવ્યો. હવે મીરાં તે પ્યાલા માંહેના ગંગાજળનો કેવી રીતે ઉપયોગ કરે છે તે જોવા માટે રાણાજીની સુચના પ્રમાણે દૂત એક બાજુએ જઇ ઉભો. આ તરફ મીરાંને પ્યાલો મળતાં તેને હાથમાં લઇ પવિત્ર ભાગીરથિની સ્તુતિ કરતાં બોલ્યાં, કે

### રાગ માઢ--તાલ--ગજલ.

પતિત પાવની આવી આંહીરે, મારી વહાલી ગંગે માત;
સુર સહુ સ્તવી રહ્યા, નિજ કલ્યાણ કરવા કાજ;
ઋષિ મુની ધરે ધ્યાન તમારૂં, તોયે ન પ્રગટો ત્યાંયરે. મારી વહાલી.

દીન પુત્રી પર દયા કરી, હરિજવા મુંજ પાપ;
અત્રિ આશ્રમે પ્રગટી પ્રેમે, સતિના હરવા સંતાપરે. મારી વહાલી.

ઉપર પ્રમાણે ગંગા મૈયાની પ્રાર્થના કરતાં મીરાં ઝેરનો પ્યાલો મોંઢે માંડવા જાવછે, ત્યાં તરતજ મીરાંને પ્યાલા માંહેની વસ્તુ વિષે વહેમ આવ્યો ચિકિત્સા કરતાં ઝેર છે તેવી ખાત્રી થતાં પણ. રાણાજીએ મોકલેલી વસ્તુનો અનાદર કરી ન શકાય તેમ ધારી પોતાના ગિરિધારી પ્રભુને તેનો ભોગ ધરાવી પ્યાલો પોતાના હાથમાં લીધો અને પોતે તેનું પાન કરે છે ત્યાં

### દોહરો.

મીરાં વિષ પાન કરે, નોકર એવું ઇક્ષતો; જોતો.
મીરાં વિષ પાન કરે, રાણો એવું ઇચ્છતો. (મરી જાય તો ઠીક)
મીરાં વિષ પાન કરે, રાખી અંતર સ્વચ્છતો;
મીરાં વિષ પાન કરે, તો રાસ રચ્યું થઇ છતો. (ગીરધરલાલ પ્રભુ)

ઉપર પ્રમાણે દૂત, રાણો, મીરાં. અને ગિરિધરલાલ પ્રભુ, વિચાર કરે છે. ત્યાંતો મીરાંએ ઝેરનો પ્યાલો ગટગટાવી દીધો, જોઈ દૂત ઉતાવળે રાણાજીને વધામણી આપવા દોડી ગયો. ગિરિધરલાલ પ્રભુજીએ મીરાંના મહેલને એક સ્વર્ગનું ભૂવન બનાવી દીધું સાક્ષાત્ ભગવાન સોળ સહસ્ર એકસો આઠ પટરાણીઓ સાથે આવી ત્યાં હાજર થયા. મીરાંના મહેલમાં પ્રભુ પોતાનાં પણ સોળ સહસ્ર એકશો આઠ સ્વરૂપ ધારણ કરી રામ રમ્યા અને મીરાંને પુષ્કળ આનંદ આપ્યો. સાક્ષાત્ ભગવાને મીરાંને સુચના કરી, કે ભક્ત મીરાં તમારી અનન્ય ભક્તિ વડે હું તમારા ઉપર પ્રસન્ન છું. તમે મને ગિરિધરલાલના નામથી ઉપાસો છો પરંતુ હાલ હું દ્વારકામાં રણછોડજીને નામે ઓળખાઉ છું માટે તમે દ્વારકાંમાં આવી મને મળજો. મીરાંએ પ્રભુને સાષ્ટાંગ દંડવત્ કર્યા. મીરાંની રજા લઇ પ્રભુ પટરાણીઓ સાથે ઉતાવળે અંતર્ધ્યાન થયા. કેમકે જો ઉતાવળે અંતર્ધ્યાન ન થાય તો રાણો જે અનાધિકારી છે તેમની નજરે તેઓ પડે એને તેથી રાણાજીનાં પાપોનો પુંજ ભષ્મ થાય. ભગવાન અંતર્ધ્યાન થતાં ભક્ત મીરાં આકુળ વ્યાકુળ થઇ આમ તેમ ગાંડાની માફક જોવા લાગ્યાં તે અરસામાં રાણો પોતાના દૂત સાથે મીરાંના મહેલે આવી પહોંચ્યો. ત્યાં મીરાંની આવી ગભરાયેલી સ્થિતિ જોઇ દૂતે સાનમાં સમજાવ્યું, કે જુઓ આ ઝેરી પ્યાલાની કેવી અસર મીરાં ઉપર થઇ છે!! હવે થોડી વારમાં મીરાં પરલોક પહોંચશે. રાણો અને દૂત પોતાના મહેલમાં આવ્યાનું પણ મીરાંને ભાન નથી તેતો પોતાના પ્રભુજીના તાનમાંજ મચી રહ્યાં છે. ગભરાયેલે ચહેરે મીરાં ગાવા લાગ્યાં, કે—

**રાગ—બલિહારી રસીયાના જેવો.**

આવી સારી લીલા બનાવી, બલિહારી. ગિરિધારી લાલા.
વહાલા ક્યાં જાઓજી--
મોર મુગટ વહાલા, શિરપર શોભતોજી,
કરણે મકરાકૃત ભારી—બલિહારી.
વનમાળા કેરી શોભા, બની ઘણી સારીજી,
ગુંજાપર તુલસી ધારી.—બલિહારી--
જરકસી જામા વહાલા, અંગ પર ઓપતાજી,
કટિ મેખળાનિ ખૂબી ન્યારી—બલિહારી--
નુપુર પહેર્યાં નટવર, પદાંમ્બુજ માંહીજી;
સોળ સહસ્ર સાથ નારી—બલિહારી—
મોરલી ધારી હારી હુતો, આપ વિયોગમાંજી;
વજેશંકરની અરજ સ્વીકારી—બલિહારી--

આવાં આકુળ વ્યાકુળ બની રહેલાં, મીરાંબાઇ આમથી તેમ ભમી રહેલાં હતાં. એવા સમયમાં રાણો તથા દુત આવી હજાર થયા. ને મીરાંની આવી સ્થીતી જોઇ નોકરને આજ્ઞા કરી. જો મીરાંને ઝેર વ્યાપ્ત થયું છે. હવે થોડી વારમાં મરી જશે? મરે કે તુરતજ તું મને આવી ખબર આપ આવું સમજાવી રાણો ચાલતા થયા.

મીરાં—હે વિશ્વંભર આપની અલૌકીક મુર્તિનું અવલોકન થયું, તે મારા હૃદય મંદીરમાં મેં આલેખી રાખ્યું છે! તો હવે ન્યારા થવા નહી દઊં, ઇત્યાદી શબ્દો કહેતાં કહેતાં, પ્રભુ મંદીર તરફ આવ્યાં.

નોકર—અહો આતો બડી જાદુગાર જણાય છે ને શું? જેણે મારા દેખતાં ઝેરનું પાન કર્યું છતાં તેતો તેવીને તેવીજ રહી કાંઇ પણ થયું નહી. ચાલ્ય રાંણાજીને જઇ જલ્દી ખબર આપુ. એમ વીચારી સભામાં જઇ રાણાજીને કહેવા લાગ્યો, બાપુ મીરાંને તો કાંઇ થયું નહી. એતો તમો ત્યાંથી ગયા બાદ એક બે મંત્રનો ઉચાર કરીને નીજ ભુવનમાં ચાલતાં થયાં.

રાંણો—અહાહા; ઘણીજ મલીન વિદ્યા વાળીછે, કે જેને સર્પના ઝેરથી પણ કાંઇ થયું નહી તેમ વિષના પાંનથી પણ મુઇ નહી, હવેશો ઉપાય કરવો, આમ વિચારે છે ત્યાં એક હજુરી ઉભો થઇ હાથ જોડી કહી રહ્યો મહારાજા આપ શા માટે ચિંતાતુર થાવછો. આપણે હમેશને માટે મીરાંના મહેલે વેરાગી ભેગાં થાય છે. ને મોજ પડે તેમ વર્તન રાખે છે. તો આજથી આ દાસની અરજ સ્વીકારી મીરાંના ભુતીયા મહેલે કોઇ પણ સાધુ આવે નહી, એટલે આપણી ધારેલી ધારણા શફળ થશે. મીરાં બહુ દુઃખી થશે. છેવટે અકળાઇને આપને આધીન થશે. નોકરના શબ્દો સાંભળી રાંણાજી કહી રહ્યા કે ? તમારૂ કહેવું યથાર્થ છે, પુરૂષો સાથે હમેશાં રહેવું ને નાચવું તે ઘણું અયોગ્ય છે. એથી આપણી કીરતીને કલંક લાગે છે. માટે આજેજ બંદોબસ્ત કરો, ને પહેરીગીરોને કહો કે ખુલ્લી તલવારથી પેરા પર રહેવું, કોઇ પણ પુરૂષ સાધુ અથવા બ્રાહ્મણ આવવા તૈયારી કરે તો પણ. તેને અટકાયાત કરવા. અને તેમ છતાં મીરાં બીજા કોઇ રસ્તેથી એટલે જાદુના જોરવડે કરી અંદર દાખલ કરે તો મને આવી ખબર આપવા, તો જરૂર હું એ પાપણીના પ્રાંણ લઇશ, જાઓ જલ્દી જાઓ વાર ના કરો.

મીરાં—હે ગીરધારી વહાલા તમોએ મારા ઉપર પુર્ણ કૃપા કરવા માંડી છે, કે જે સાધુ પુરૂષો આવતા હતા બે ઘડી વાર સંત સમાગમ થતો હતો તે પણ આપને ગમ્યો નહી, તો હવે તો હદ થઇ ગઇ છે, મને આ ભુવન

ખાવા ધાય છે. હું બહુ અકળાવું છું. મને બહુ ગભરાંમણ થાય છે. આજની રાત્રી ઘણીજ ભયંકર લાગે છે, આ પ્રમાણે કહેતાં હતાં તે સમય મધ્ય રાત્રીનો હતો. જેથી મનમાં મુંઝાઇ રહેલાં મીરાંબાઈ પ્રભુજીને કહી રહ્યાં.

**ભજન**

વાટ જુવે છે મીરાં રાંકડી. ઉભી ઉભી વાટ જુવે છે મીરાં રાંકડી;
મુનિવર સ્વામી મ્હારા, મંદીરીએ પધારો વ્હાલા (૨) મુનિવર.
સેવા કરીશ દીન રાતડી—ઊભી ઊભી વાટ.
પય પકવાન વ્હાલા, મીઠાઇને મેવારે, (૨) પય.
ઘેવર જલેબી તલ સાંકળી—ઊભી ઊભી વાટ.
મુખવાસ માટે પ્રભુજી પાનના બીડલારે (૨) મુખવાસ.
તજ તમાલની પાંખડી—ઊભી ઊભી વાટ.
સાવરે સોનાના સોગઠાં મંગાવુરે, (૨) સાવરે.
રમવા આવોતો જાએ રાતડી—ઊભી ઊભી વાટ.
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ વ્હાલા (૨) બાઇ.
તમને દેખીને ઠેરે આંખડી—ઊભી ઊભી વાટ.

મીરાંબાઇનું ગવાતું ભજન બંધ થયું કે તુરતજ ગોલોકવાશી ગીરધરલાલ પ્રભુ પ્રગટ થયા. પ્રગટ થઇ મીરાંને કહ્યું. ભક્ત મીરાં કેમ મુંઝાઓ છો. જરાય ગભરાશો નહી બોલો તમારા મનની શું ઇચ્છા છે.

**મીરાં**—નાથ, આપનિ પુર્ણ કૃપા છે એટલે મારે ગભરાવા જેવું નથી પણ રાણાજીએ થોડા સમયથી સંત સમાગમ બંધ કર્યો છે. જેથી આજે તો એવો જ નિશ્ચય થયો હતો કે પ્રભુજી ન પધારે તો પ્રાણ ત્યાગ કરૂં પણ મ્હારા ઊપર આપની પુર્ણ પ્રિતી છે તેથી પ્રગટિ દરશનનો લાભ આપ્યો. જેથી બચાવ થયો છે. હવે આજે તો એવી ઇચ્છા છે, કે મારે તમારા સાથે સોગઠાંબાજી રમવું છે.

**ગીરધરલાલજી**—ભલે મીરાં તમારી જેવી ઇચ્છા હોય તેવી પુર્ણ કરૂં, એમ કહેતાંની સાથે બાજી પ્રકટ કરી અને મીરાંબાઈ સાથે રમવા બેઠા. કોલાહલ મચાવી રહ્યા છે. આ હકીકત નોકરે જાણી તેથી એકદમ રાણાજીને જઇને ખબર આપી, ખબર મળી કે તુરતજ રાણાજી ખડગ લઇ આકરા બની મીરાંને મારવા માટે મહેલે આવી પહોંચ્યા, અને દ્વારને લાત મારી મીરાંને હાંક મારી, પાપણી પીશાચણી, જલ્દી દ્વાર ઉઘાડ, મીરાં ઉભાં થઇ અવાજ સાંભળી ત્યાં આવી દ્વારની સાંકળ ઉઘાડી રાણાજીને અંદર દાખલ કર્યા, આ વખતે ભગવાંન અદર્શ થયા, બાજી તેમની

તેમ ઢાળેલી પડી રહી, રાણો બાજી જોઇ અત્યંત ક્રોધાવેશમાં આવી મીરાંનું ગરદન પકડી કહી રહ્યો.

રાગ. ધનાશ્રી તા૦ ત્રીતાલ.

હા. ગજબ અહાવો શો, તુજ ફંદે હું ફશો. હા ગજબ. ટેક.
ભક્તાંણી જાંણી હાંણી ન કીધી, સીધી સીખાંમણ ઘણીક દીધી;
દુરગુણ આ ક્યાં વશો. હા ગજબ. ૧
પાર પમાડુ પતિત તુજને, છેતરી છેહ દીધો છે મુજને;
જાણું અંગમાં અહી ડશો. હા ગજબ. ૨
બતાવ્ય મુજને એલી તારો, આજ ન સમાય ક્રોધ જ મારો;
યમ દ્વારે હવે જશો. હા ગજબ. ૩
બાજી ઢાળી રમવા કાજે, ભક્તાંણી થઇ જરી ન લાજે;
રક્ત ઉછળે નસેનસો. હા ગજબ. ૪

પાપીણી બતાવ્ય તારા પીઉજીને ક્યાં છુપાવ્યો છે. તેની સાથે મજા માંણવાની સજા કેવી ભોગવવી પડે છે, તે કરેલી કજાનો સ્વાદ હાલને હાલ ચખાડુ છું. એમ કહી મ્યાનમાંથી અસી બહાર કહાડી. તે વખતે.

**મીરાં**—રાણાજી મારી પાસે તો મારા પતિ ગીરધરલાલ શીવાય કોઇ નથી. આ સહાંમે બીરાજ્યા તે ( મૂર્તિ સાંમે હાથ કર્યો. )

**રાંણો**—હજુ તારા પ્રપંચના પડદા ખુલ્લા કરતી નથી તો હવે તુ જાંણીશ. જો આ તરવાર સહામે ધ્યાન કર, એ અસીથી એક ઘાના બે કટકા કરીશ ત્યારે જ તું સમજીશ.

દોહરો.

કરૂવાલ કર રાંણે ગ્રહી, મીરાં ગરદને દે;
ગીરીધારીએ કરૂણા કરી, થયાં એકનાં બે. ૧
બે દેખી બીનો અતિ, મતિ ગતિ ન કરે તે વાર;
છતાં ઘા કર્યો તો, થયાં મીરાં બેનાં ચાર. ૨

**રાંણો**—અરે આશું ? એક મીરાંનાં બે અને બેનાં ચાર ને ચારને મારવા જાઊ ને કદાચ આઠ થાય. આઠને મારવા જતાં શોળ બને. તો આ મહેલમાં મને બચાવનાર કોણ. આવી રીતે વિચાર કરતો રાંણો મીરાંને કહી રહ્યો. મીરાં, તું જો મારા રાજ્યમાં રહે તો તને તહારા ઇષ્ટદેવનિ આંણ છે. હાલને હાલ મહારી આ ભુમી છોડીને ગમે તે દેશમાં જા. જેમ બને તેમ એકદમ ચાલતી થા. ફરી તહારૂ મુખ બતાવીશ નહીં. એમ કહી રાંણો વિદાય થયો.

**મીરાં**—વાહ પ્રભુ વાહઃ તારી અકળલીલાને કોઇ કળી શકે તેમ નથી. ક્ષણમાં રાયને રંક અને ઘડીમાં રંકને રાય બનાવે છે. ઘડી પહેલાં તમો મ્હારી સાથે, બાજી રમતા હતા અને એજ પળે રાણો તલવાર લઇ મારવા આવ્યા શું તહારી ખુબી, શું કરૂ, કયાં જાઉ, તે કાંઇ સુઝતું નથી.

**ભજન. તાળ લાવણી.**

કેમ કરીએ રે અમે ક્યાં વસીએ, દાહ લાગ્યોરે ડુંગરીએ અમે કેમ. ટેક.
આ કાંઠે ગંગા વહાલા, પેલા કાંઠે જમુનાંરે;
વચમાં બેશીને અમે નાહ્યાં કરીએ, દાહ લાગ્યોરે ડુંગરીએ અમે કેમ. ૧
સાસુડી બુરી મારી, નણુદી હઠીલી વહાલા;
નાના દીએરીયાથી લડીમરીએ, દાહ લાગ્યોરે ડુંગરીએ અમે કેમ. ૨
ભાગી જઈએતો વહાલા, નથીરે ભગાતુંરે;
બેશી રહીએતો અમે બળી મરીએ, દાહ લાગ્યોરે ડુંગરીએ અમે કેમ. ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુંણ વહાલા;
તમે તારો તો અમે સહેજે તરીએ, દાહ લાગ્યોરે ડુંગરીએ અમે કેમ. ૪

આહા હવે મને યાદ આવ્યું! કે પ્રભુએ જે વખતે મને રાસલીલાનાં દર્શન આપ્યાં હતાં તે વખતે કહ્યું હતું, કે મને દ્વારીકાં આવીને મળજે, માટે હવે શા સારૂ ખોટી થવું જોઇએ. જયશ્રી ગીરધરલાલ. આ પ્રમાણે મીરાંબાઇ મનથી વિચાર કરી મધ્યરાત્રીએ પ્રયાણ કર્યું. પણ એ મધ્યરાત્રીનો સમય એવો તો ભયંકર હતો, કે તમામ મનુષ્યો નીદ્રા દેવીને આધીન થઇ ગયાં હતાં. અને વાઘ વરૂની ગર્જનાઓ ચોતરફ સંભળાતી હતી. શીયાળવાં શબ્દો કરી રહ્યાં હતાં, તીક્ષણ તમરાઓના ભયાનક અવાજ સંભળાઇ રહ્યા હતા. તો પણ મીરાં મન મજબુત રાખીને ચાલતાં થયાં.

**દોહરો.**

સબ ભુમી ગોપાલકી, વામે અટક કહા.
જીસકે દીલમે ખટક હૈ, વોહી અટક રહા. ૧

આમ વિચારી મીરાંબાઇએ મધ્યરાત્રીએ રાણાજીનું રાજ્યભુવન છોડી દ્વારકાં તરફ જવા પ્રયાણ કર્યું. રસ્તે ચાલતાં ચાલતાં સંત સમાગમ કરતાં હતાં, એથી ઘણું મંડળ તેમની સાથે મળ્યું હતું. હવે એ બધું મંડળ પંથ કાપતાં કાપતાં લગભગ દીલ્હી નજીક આવી પહોંચ્યું તે વખતે મીરાંબાઇની ખ્યાતિ દીલ્હીપતિના જાણુવામાં આવી તેથી. હજુરીઆઓને કહ્યું "ક્યું મેરે સરદારો, મેને એક બાત ઐસી સુનીહૈ કી હીંદુ લોક બડે આકીન વાલે હે ઔર જો ખુદાકુ કહેતે હે સો ઉસકા કામ ખુદા

કરતા હે, ઐસી ખ્યાતિ વાલી ઓરત અપને દીલ્હી શહેર કે આસપાસ આઇહે એસા મેને સુનાહે કયું ઓ સચ્ચી બાત હે."

ઉમરાવ—હાંજી જહાંપના મેને બે ચાર રોજ આગે સુનાથા, કી ચીતોડકા રાણા કુંભાજી કી નવી રાની બડી અચ્છી ભજન ગાને વાલી હે, ઓર ખુદા ઉસ પર મહેરબાન હે, શહા–બહોત અચ્છા. ઐસી હોવે તો ઉસકુ જલદી યહાં બુલાકે દેખેંગી કી વો કૈસી નેકી વાલી હે.

આ પ્રમાણે આમન સામન વાત થયા પછી મીરાંબાઇને તપાસ કરાવી ત્યાં બોલાવ્યાં. એક ગવાઇયાએ મીરાંબાઇને, પુછયું કે તુમ કોનસી રાગનીમેં કામ કર સકતે હો ? મીરાં–ઉસ્તાદજી, હંમ તો હમારા ઇષ્ટકા ભજન કીરતન ગા જાનતે હે, શહા–ઐસી મગજ મારીકી બાત જાનેદો ઓર ઐસા કરોકી અભીકે અભી એક ગાય મર ગઇ હે ઉસકુ યહાં લાકે રખો. ઓર મીરાંબાઇ ખુદાકુ નામ દેકે ઔર ગાના ગા કે ઉસકુ જીન્દી કરે, ઐસી હમારી મરજી હે.

મીરાં—દીલ્હીપતિ આપે જે ગાય જીવાડવાનું કહ્યું તે ઠીક છે પણ મરેલું જીવાડવું એ કાંઇ મારા હાથની વાત નથી. એ તો શ્રી ગીરધરલાલ પ્રભુ કૃપા કરે તો જીવતી થાય, માટે એવી નકામી હઠ છોડી મને મારા રસ્તે જવાદો.

શાહ—ઐસી તુમારી પરીક્ષા કીયા બીના યહાંસે તુમ જા નહીં સકતે હો.

મીરાં—હે ગીરધારી, હે મોરલીધારી, અઘહારી, કુંજવિહારી, ખરારી, તમોને ગમે તે ખરૂં. એમ કહી ગાય પાસે બેશી પ્રભુ પ્રાર્થના શરૂ કરી.

### રાગ ભૈરવી, તાલ ત્રિતાલ.

ગીરિધારી ઝટ ધાઓ, શહા પાસેથી છોડાવોરે; ગીરિધારી.
બાળ માંઝારી કેરાં બચાવી, આવી ગજ છોડાવ્યો;
પોપટ પઢાવતી તારી ગુણીકા, તો આવેળાએ આવોરે. ગીરિ.
નરસિંહ રૂપ ધરીને પ્રભુજી, પ્રલ્હાદને લીધો ઉગારી;
તાર્યો અજામેળ અધમને, સુધનવા બચાવ્યોરે. ગીરિ.
કામાંધ બનેલા કૌરવો કહે, સતી સભામાં લાવો;
હીર ચીર પુર્યાં પ્રીતમજી, દ્રુપદ સુતા કર સહાવોરે. ગીરિ.
પીપાજી પર દયા કરીને, દ્વારિકાં જળે બતાવો;
નરસૈંયાની હુંડી માટે, ગોમતી ઘાટે પતાવોરે. ગીરિ.

યમુના તટ નિકટ વનમાં, ધેનુ નિત્ય ચરાવો;
મહી માખણુ લુંટયાં મહીયારી, તે મુરલીવાળો આવોરે. ગીર.
શવરી બોર સુદામાના તાંદુલ, જમી આપ હરખાવો;
વિજયશંકર કહે કર કરૂણા, મીરાંને આપી લહાવોરે. ગીર.

પ્રાર્થના પુરી થતાં ગાય ઉભી થઇ એ વખતે બધું હરીજન મંડળ શ્રી ગીરધરલાલના નામની જયધ્વનિ મચાવી રહ્યું. શાહ પણ ઘણો ખુશી થયો, ને તે વખતે ઉભો થઈ મીરાંબાઇના ચરણમાં નમી પડયો અને પોતાના અપરાધની ક્ષમા માગી. ત્યાર બાદ પ્રેમથી ઘણા વિવેક સાથે મીરાંબાઇને વિદાય કર્યાં. ત્યાંથી મુક્ત થઇ મીરાંબાઇ દ્વારકાં તરફ ચાલી નીકળ્યાં. હવે રાણાજીની શી દશા થઈ તે જોઇએ. મીરાંબાઇના ગયા પછી રાણાના રાજ્યમાં ભયાનક રોગો શરૂ થયા. અને વૃષ્ટિ બંધ થઇ. શત્રુઓનો ભય વધવા લાગ્યો. તેથી રાણો બહુ અકળાવા લાગ્યો. તે વિચારે છે કે આવો અચાનક ભય ઉત્પન્ન થવાનું કારણ શું ? તે કાંઇ સમજી શકાતું નથી, એમ અનેક તર્ક વિતર્ક કરતાં કરતાં દુઃખમય દિવસો ઘણા વીતાવ્યા, બાદ, મીરાંબાઈના સહવાસમાં આવેલી દાસીએ વિચાર્યું, કે રાણાજીને સુધારવા માટે શ્રીહરીએ આ સમય ઘણો સારો આપ્યો છે, પણ

## મરાઠી સાખી.

અમુલ્ય સમય મને આજે મળીયો, રાણાજીને કરવા બોધ;
મજા મુકાવું સજા થાય તો પણ, ભલે ન કરતા ક્રોધ;
જ્યાં છે શયનાલય, પર્યંક પોઢું તો મારો જય. જ્યાં.

ભલે ગમે તેમ થાય તેની મને બિલકુલ દરકાર નથી, પણ રાણાજી એક સુધરશે તો તેમનું અન્નોદક ખાધેલું હક્ક થશે. ચાલ હવે રાત્રીના દસ વાગવાનો સમય થયો છે હમણાં રાણાજી અહીંઆં સુવા આવશે, અને મને સુતેલી જોશે તેથી મારી બુરી હાલત કરશે, ભલે ગમે તેમ થાઓ. આમ વિચાર કરતી દાસી પલંગમાં આવી સુઇ ગઇ. તેવામાં રાણાજી ત્યાં આવી પહોંચ્યા ! અને તેને જોઇ, રાણો—અહાહાહા કેવા ગજબની વાત છે. હા ! હું શું જોઉં છું. મારા સુવાના પર્યંક પર કોણ સુતું છે.

## દોહરો.

દાસી દેખી દુરથી, થયો ક્રોધ અપાર;
મીણુથી પાયેલ ચાબુખે, દેવા માંડયો માર.

અરે નિર્લજ, અધમ, પાપીણી નીચ લુંડી ? મારા પોઢવાના પલંગમાં સુતાં તને કાંઇ પણ વિચાર આવ્યો નહીં.

દાસી ખડખડાટ હસી પડી કાંઇ પણ બોલી નહીં અને ચાલવા માંડયું, જેથી રાણાજી વધારે ગુસ્સે થઇ કહેવા લાગ્યા. પ્રપંચી આમ આવ.

**માલકોસ તાલ–ત્રિતાલ.**

ધરી ધાક નહીં તેં લગાર, છે અધમ તુજ અવતાર. ધરી.
કજા કરી તેં મજા માણવા, શું સજા થશે તે વિચાર;
લુંડી ભુંડી ભમરાળી તેં, વિચાર્યું ના ગમાર. ધરી.
તુજ પ્રાણુની હાણુ કરૂં હું, સુતી તું પર્યંકની માંહી;
સત્ય કહી દે તું આ વેળા, તો રહશે તુજ ભાર. ધરી.
શાણી જાણી વાણી નહીં બોલે, બોલે નવ મનનો મેલ;
પ્રપંચ જાળ બીછાવી આવી, છકેલી છે હે નાર. ધરી.

**દાસી—** **દોહરો.**

સુતી હતી શોખ માણુવા, જાણુવા આવો જોગ;
મળશે મેવા મીશરી, પડતાં આપને ભોગ;
માર્યા મને ધાર્યા તમે, (ચાબુક) વાર્યા રહ્યા ન લગાર;
યમદૂત આવી આપને, તેમજ મારશે માર.

રાણુાજી, આપના પલંગમાં આવીને મને સુતાં માત્ર સાત આઠ મિનિટ થઇ હશે, એટલામાં આપ આવ્યા, અને મને જોઈ, અતિ ક્રોધાયમાન થઇ મારા શરીર પરનું ચામડું ચાબુક મારી તોડી નાંખ્યું, જોકે મેં તો અલ્પ સુખ લીધું એમાં મને આટલો માર પડયો, પણ આપે તો આ પલંગમાં સુઇ આખી જીંદગી વીતાવી છે તો તમોને પ્રભુ કેવી સજા કરશે એટલા માટે મને હસવું આવ્યું. રાણો, આવા માર્મિક શબ્દો સાંભળતાં એકદમ દાસીના ચરણમાં નમી પડયો ને કહેવા લાગ્યો, કે ધન્ય છે દાસી. તું મારી ગુરૂ થઇ છે તેં મને સંસાર રૂપી સમુદ્રમાંથી તારવાની ઇશારત કરી છે, હજુ પણ મારા જેવા અધમને ઉદ્ધારવા માટે તારી પાસેથી વિશેષ બોધની ઇચ્છા રાખું છું.

**દાસી—**રાણાજી, આપે મણી રૂપ મીરાંબાઇનો ત્યાગ કર્યો, તે ઘણો અનર્થ કર્યો છે. વિચારો, કે તે ગયા પછી આપ કેટલું બધું દુઃખ પામો છો, જો હજુ ભવકૂપમાંથી બહાર નીકળવા વિચાર હોય તો તમે તેમની પાસે જાઓ.

**રાણો—**બેન તારા કહેવા પ્રમાણેની હકીકત સત્ય છે, પણ હવે મને મીરાંબાઇ ક્યાં મળે? હું આંધળો ભીંત બન્યો છું, તો તેને ક્યાં ખોળું, મને કાંઇ સુઝ પડતી નથી.

**દાસી**—મહારાજા, આપને નિરાશ થવાની કાંઇ જરૂર નથી. મેં એવું સાંભળ્યું છે, કે તે સંત સમાગમ કરતાં કરતાં દ્વારકાં તરફ ગયાં છે તો તમો હાલને હાલ સર્વસ્વ છોડી ત્યાં જશો તો જરૂર તમોને મળશે અને બોધ કરી હરીને ભેટવાનું જ્ઞાન કરાવશે. દાસીના આવા શબ્દો સાંભળી, રાણો એજ વખતે રાજ્ય વૈભવ છોડી, સાત્વિક બની, સાદાં વસ્રો પહેરી કંઠમાં એક તુળશીની માળા ધારણ કરી.

ચીતોડગઢના રાણા કુંભાજીએ મીરાંબાઇને મળવા માટે પોતાના રાજ્યને તિલાંજલી આપી ને રાજકુંટુંબને છેલ્લા પ્રણામ કર્યા. જન્મભુમિ છોડી ભૂપતિ ભૂધરને ભેટવા ભાવે જલ્દી દ્વારકાંને રસ્તે ચાલી નીકળ્યા. બીજા લેખમાં એમ પણ વાંચ્યું છે, કે મીરાંબાઇને મેવાડમાં લાવવા માટે ભૂદેવોને દ્વારકાં મોકલ્યા હતા, અને બ્રાહ્મણોએ ઉપવાસ કરવા માંડયા તે વખતે તેમને મીરાંબાઇએ સમજાવ્યા, કે હે ભૂદેવો, નાહક ભૂખ્યા શા માટે રહો છો. હું ચીતોડગઢ કોઇ રીતે આવું એમ નથી, વળી બીજા નોવેલમાં એવું પણ વાંચ્યું છે, કે મીરાંબાઇનો રાણાજીએ જે વખતે ત્યાગ કર્યો તે વખતે. ત્યાંથી બારોબાર વ્રજમાં ગયાં છે, ને ત્યાં જીવ ગુંસાઇ સાથે સંવાદ થયો છે, તે પ્રસંગે બીજો પણ બનાવ એવો બન્યો હતો, કે ત્યાંથી કાલીન્દીના કિનારે આવ્યાં હતાં અને ત્યાં પ્રભુ મીરાંને દર્શન આપે છે ઇત્યાદિ ઘણી બાબતો વાંચવામાં આવી છે પણ ઘણી વાતો ભયાનક હોય છે, ઘણી રૂચીકર હોય છે, ને ઘણી વાતો યથાર્થ પણ હોય છે, તો તેવી બાબતો ઉપર વાંચન વર્ગે ધ્યાન ન આપતાં માત્ર તત્વ રૂપે જે જાણવાની જરૂર છે તે ગ્રહણ કરી લેવું અને વાંચી વિચારી વર્તનમાં મૂકવું. શેરડીનો રસ ચૂશી કૂચા ફેંકી દેવા. રાણાજી ચાલતા ચાલતા સંતનો સમાગમ કરતા જતા હતા, એવી રીતે ચાલતા દ્વારકાંનો પંથ અરધોક કપાયો ત્યાં, કોઇ એક સંત પાંચ પચીસ સાધુઓ અને બીજા હરીજનોનું મંડળ લેઇ દ્વારકાં જતા હતા તેમની સાથે રાણોજી ભેગા મળી ચાલવા લાગ્યા. એ વખતે એ સંત મંડળમાં ભગવદ્ ભક્ત મીરાંબાઇને રાણાજીએ ઘણું કષ્ટ આપેલું તે વિષેની નિંદા થતી હતી, તેથી મીરાંબાઇને દીધેલા દુઃખ માટે જે થયેલો અપરાધ તેની રાણો રસ્તે ચાલતાં માફી માગતો હતો. અને ઘણોજ પશ્ચાતાપ થતો હતો. આ પ્રમાણે કોઇપણ માણસ પોતાના કરેલા પાપને માટે પ્રભુને વિનવે ને માફી માગે અને ફરી પાપકર્મ ન કરે, તો જ્ઞાનિ પુરૂષો કહે છે, કે તે કરેલા કર્મમાંથી મુક્ત થાય છે, તો તેમ રાણો દિન પ્રતિદિન પાપનો પોકાર કરી શ્રી હરી ચરણમાં વરી ખરી ભક્તિ કરતા

હતો, જેથી તેના પાપો બળતાં હતાં, ને ધીમે ધીમે સાત્વિકતા પ્રાપ્ત થતી જતી હતી. સંત સમાગમથી સદ્વૃત્તિ થયેલી એવો કુંભોરાણો દ્વારકાં આવી પહોંચ્યો ને ગોમતીમાં સ્નાન કરી હરીના દર્શનાર્થે પ્રભુ મંદિર તરફ આવ્યો. રણછોડરાયનું મંદીર દેખાવા લાગ્યું તે શોભા જોઇ રાણો ગદગદિત કંઠે થયો, એવામાં એ રસ્તે અવર જવર કરતાં મનુષ્યોને પ્રેમઘેલા જોઇ ઘણો ભાવ ઉત્પન્ન થયો. ભાવથી ભેટવા માટે સાધુ મંડળ છોડી આગળ વધ્યો, ત્યાં મીરાંબાઇને જોયાં. મીરાંબાઇ પણ એક હાથમાં તુળશીની માળા ધારણ કરી શ્રી હરીનું સ્મરણ કરતાં કરતાં પ્રભુ મંદીર પાસે આવી પહોંચ્યાં હતાં, તે વખતે રાણાએ ઓળખી લીધાં ને ઓળખતાં વેંત મીરાંને ભેટવા માટે દ્રુત ગતિથી દોડયો, અને પાસે આવી મીરાંબાઇના ચરણમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી નમી પડયો. આગળ આપણે વાંચી ગયા છીએ કે, જે વખતે મીરાંબાઇને ભુતીયા મહેલમાં જવાની આજ્ઞા કરી હતી, તે વખતે મીરાંબાઇએ કહ્યું હતું, કે રાણાજી તમારૂં કલ્યાણ થજો. તે ગીરધરલાલ પ્રભુએ ભક્ત મીરાંના શબ્દોને સત્ય કરી બતાવ્યા. સંત ભક્તોના મુખથી ઉચરાયલી વાણી મીથ્યા જતી નથી, તે આ હકીકત ઉપરથી સાબિત થાય છે. ચરણમાં નમી પડેલા રાણાનો હાથ પકડી મીરાંએ બેઠો કર્યો અને કહ્યું, કોણ ! રાણાજી સમજ્યા ખરા, પણ જરા મોડા.

રાણો—મારા ભાગ્યની દેવી, મારા આત્માનો ઉદ્ધાર કરનાર દેવી, મારા કાળજામાં કોતરાયેલાં દેવી, મોડો કહો કે, વહેલો કહો, પણ તમો પ્રભુ મંદિરમાં પહોંચ્યાં નથી તે પહેલાં આ દાસ આપની સેવામાં હાજર થયો છે. આપના શરણમાં આવી રહ્યો છું, માટે હવે જોઇએ તો મારો, અથવા, આ સંસારાબ્ધિ તારો.

મીરાં—વાહ, વાહ, જયશ્રી ગીરધરલાલનો જય, ખમા વહાલા બન્સી વાલા, લાલા, લટકાળા, તમારો જય. રાણાનો પણ જય. એમ કહી રાણાજીનો હાથ પકડયોને બેલડીએ વીહરતાં પ્રભુ મંદિરમાં આવ્યા. જેણે અદ્યાપિ પર્યંત રાણાના અંગને હસ્ત મેળાપ સિવાય કાંઇ પણ સ્પર્શ કરેલો નહીં તે આજે રાણાનો હાથ પકડી બેઉ મંદિરમાં આવ્યાં, ને પ્રભુ દર્શન કરી ભાવથી પ્રાર્થના કરવા લાગ્યાં. તે વખતે રાણો વિચારવા લાગ્યો, કે હું કેવા શબ્દોથી પ્રભુને પ્રણમું તે કાંઇ સુઝ પડતી નથી, પણ આપણે તો મીરાં, મીરાં, એજ પ્રાર્થના. એજ મારો પ્રભુ એનાથી જ મારૂં કલ્યાણ આવું ઐક્યતા વાળું રાણાજીનું જીવન થઇ જવાથી તેમની શી ગતિ થઇ.

મીરાં- સીંધ ભૈરવી.

આવી છું શરણે તારે રે, પ્રભુ આપ વિના કોઇ ન તારે;
ભવાટવીમાંહી હું ભટકી, અટકી વારે વારે;
અમ તમ, તમ વિણ કોઇ ન કાપે, આપે તું મોક્ષનું દ્વારે રે-આવી.
અગમ્ય અગોચર આપ કહાવો, પણ આવો ભક્તોની વહારે;
દુર અતિ અતિ દુષ્ટોને રીબાવી, ભાવી ભોગવાવે ભારે રે-આવી.
સાયુજ્ય મુક્તિ માગું મોહન, જોયો નહીં સાર સંસારે;
વિજય શંકર કહે કર કરૂણા, પદાંબુજે પડું હું પ્યારે રે-આવી.

મીરાંબાઇની પ્રાર્થના પૂરી થતા પહેલાં રાણો પ્રાણરહિત થઇ મીરાંમય બન્યો. છેવટે મીરાં પ્રભુ ચરણમાં નમ્યાં. વહાલાજીને બહુજ ગમ્યાં ને તે વખતે સ્વરૂપના સાથે સમાવ્યાં માત્ર પહેરેલું વસ્ત્ર બહાર રહ્યું, તે ઓઢવા માટે અષ્ટ પટરાણીઓ તકરાર કરવા લાગ્યાં, તેથી પ્રભુએ આજ્ઞા કરી: કે આ વસ્ત્ર ભીમક તનયા રૂકિમણિને ઓઢવાનો અધિકાર છે. તમારામાંથી બીજા કોઇનો અધિકાર નથી. મૃત્યુ લોકના મનુષ્યે અંગપર ધારણ કરેલું વસ્ત્ર ઓઢવાને, પ્રભુનાં પટરાણીઓ તલસી રહ્યાં હતાં. તેનું કારણ માત્ર એટલું જ, કે મીરાંએ ભક્તિ કરીને પાપો દુર કરી, હરીને વર્યાં, અને જન્મમરણના ફેરા ટાળ્યા. એવા સદભાગીનું વસ્ત્ર લેવા માટે કોણ નહીં તલસે ? આપણે પણ એ રૂપ બનવા આકાંક્ષા હોય તો પ્રથમ ગવાયેલું સુત્ર ધ્યાનમાં લઇએ.

ભક્તિથી વશ થાય, ભૂધરજી ભક્તિથી વશ થાય,
સદકર્મે મુક્ત થવાય—ભૂધરજી. ”

મ. સાખી.

પ્રતિદીન પ્રેમથી નીયમ રાખીને, ભજવા પુરણ બ્રંહ્મ;
અધ ટળશે સુચી ભાવ નિકળશે, પડશે પુરી ગંમ;
થાએ આત્મ જ્ઞાન, છું હું કોણ એવું આવે ભાન. થાએ.

દોહરો.

નામ રટો નિશદીન, અતી ધરીને વહાલ;
જેમ પુર્યા મીરાં તણા, કોડ શ્રી ગીરધરલાલ.

સાખી.

જેમ ખટપટ ઝટપટ છોડી, દોડી જાઓ હરી દ્વાર;
વહાર કરશે વાર ન કરતાં, હરતા અધ અપાર;
હરીબંધ થાઓ, ઇશ્વર શરણું ઝટ સ્હાવો. હરી.

ॐ तत्सत् परमात्माने नमः

# ભક્ત પ્રભુદાસ.

### ભજન-રાગ. જુનું તો થયું રે દેવળ.

પડીતો જશેરે કાયા પડીરે જશે જીવડા, પ્રભુ ભજ ભાવે કાયા પડીતો જશે;
મળમુત્ર માંસ ભરેલી, આરે કાયા છે જીવડા, કહે તેમાં તારૂં ભલું શુંરે થશે. જી.
જીવડા હરિના.
મિથ્યા માયામાં મૂરખ મોહી શું રહ્યો છુંરે, જુઠી જગબાજી જોઇ શીદને હસે-જી.
આરે સંસારીયામાં કોઇ નથી કોઇનુંરે, મિથ્યા માયાના ફંદે શીદને ફસે-જી.
સાચો બેલીરે મ્હારો શ્યામ સ્મરી લેને, વ્હાલો વિજયના વ્હાલે હૃદયે વસે-જી.

આ અવનિને વિશે અવતરી અવનવા આનંદમાં ઉદ્ધત બની અટન કર્યું, પરંતુ જ્યાં સુધી મનરૂપી મસ્ત બનેલા હાથીને, જ્ઞાનરૂપી અંકુશ વડે કાબુમાં લીધું નથી ત્યાં સુધી, શરીરરૂપી ઘરમાંથી, કામ, ક્રોધ, મોહ, લોભ, માન, માયાને મત્સરરૂપી મહાન રીપુઓનો નાશ થતો નથી. કારણકે આ જીવને બંધન કર્તા કેવળ માયાવી મનજ છે એમ આપણા શાસ્ત્રો પોકારીને કહે છે કે "मनएव मनुष्णां कारणं बंध मोक्षयो." આ મન જ્યાં સુધી અનેક વિષયોની મોહ જાળમાં બંધાયેલું રહે છે ત્યાં સુધી તે પલે પલે બંધમાં પડે છે અને તે પંચ વિષયોથી વિરક્ત થાય છે ત્યારેજ તે મોક્ષ મેળવી શકે છે. માટે આ અતિ અમૂલ્ય મનુષ્ય જન્મ રૂપી હીરો જો હારી જવાશે-હાથથી જશે. અને અંતિમ સુધી જો અજ્ઞાન રૂપી અંધકારમાંજ રહી જવાશે તો આગળ ઇશ્વરના દરબારમાં સત્યના નિયામક શ્રી હરિની હજુરમાં જરૂર જવાબ આપવો પડશે.

### કવિત.

ઉકિત ઉપાય એતી ઉમ્મર ગવાંઇ, કછુ કીની ન કમાઇ કામ ભયો ન ભલાઇકો.
અવધી જમ આઇ. તબ કોનહે સહાઇ ભાઇ, રાઇભર કછુ ન બસાઇ ઠકુરાઇકો.
જાઇપહોંચાઇ પછીતાઇ માઇબાઇજાય, છુટયોનાતો તૂટયો તાંતોકિસન સગાઇકો.
યાહિંતો સદાઇ ધામધુમપેં ચલાઇ, પર વ્હાં તો નહે ભાઇ રાજ પોપાં બાઇકો.

એટલે કે અહિંતો મોટાઇના કે માયાના અભિમાનના આવેશમાં આવી ગમે તેમ મરજી મૂજબ ચલાવી લેવાશે પરંતુ આગળ ચાલવાનું નથી. માટે સ્વાત્મ કલ્યાણની ઇચ્છાવાળા અધિકારી જીવે આગમ ચેતી રાખી. સદ્ગુરૂને શરણે થઇ અજ્ઞાનરૂપી ઘોર નિદ્રામાંથી એકદમ અવશ્ય જાગ્રત થવું. એમાંજ પરમ શ્રેય છે એવું સંસ્કારી સારી રીતે સહજમાં સમજી જશે. અને અભાગી જીવતો એમને એમજ રહી જવાના-જેમકે—

ભાગ્યહીન કો ના મીલે, ભલી વસ્તુકો ભોગ,
આંબ પક્ક કે દીનમેં, હોત કાગકું રોગ.

મોક્ષના દ્વાર સ્વરૂપ મનુષ્યનો જન્મ, નિરોગી શરીર, અને આજુ-બાજુના બધા સંયોગ અનુકુળ છતાં જે મનુષ્ય તેનો લાભ લેતો નથી. અમૃતનું પાન કરતાં અમર થવાય છે. અને ઝેરનું પાન કરતાં મરણ નીપજે છે એવું જાણવા છતાં જે માણસ અમૃત સમાન ઇશ્વિરની ભક્તિને મૂકી ઝેર જેવા વિષયોને અંત સુધી વળગી રહે છે. તેને પૂરેપૂરો મંદ ભાગી સમજી લેવો. પછી ભલે તે ધનસંપત્તિ અને વૈભવને લઇ સંસારી જનોમાં સભાગી ગણાતો હોય. કારણકે એક કવિયે કહ્યું છે કે—

જગના સભાગીયાનું ધનતો સહુ મળી ફોલી ખાય.
અંતકાળમાં જતાં એકલાં [ ત્હેને ] અતિ વિમાસણ થાય.
સભાગી સાચાં તેજ ગણાય, ભજનમાં જેનો દહાડો જાય.

**દ્રષ્ટાંત**—શ્રીમતિ મુંમ્બાપુરીમાં એક શ્રીમાન શેઠજી રહેતા હતા. ચાર પુત્રો પરમાત્માએ તેમને આપ્યા હતા. અને સર્વ રીતે ધન સંપત્તિમાં સુખી હતા. આ શેઠે અઢળક દ્રવ્ય ઉપાર્જન કરવામાં અધમતા ને અન્યાયને અતિશય આદર આપ્યો હતો. પરંતુ ધર્મ શું કહેવાય, નીતિ, ન્યાય કે પ્રભુ ભક્તિ શું કહેવાય ત્હેનો સ્વપ્નામાં પણ ખ્યાલ કર્યો ન્હોતો. અર્થાત એમના સંસ્કાર એવા પ્રકારના હતા, કે તેમને એની અભિરૂચીજ થતી નહિં. ન્યાય એવો છે કે પોતે ભોજન કરે ત્યારે જ ભૂખ જાય તેમજ પોતે ભક્તિ કરે અને શુદ્ધ ભાવે પ્રભુને વરે ત્યારે ત્હેનો આ ભવરૂપ રોગ દૂર થાય. પરંતુ આ શેઠને તે ભક્તિનાં ભોજન ભાવતાંજ નહિં. ત્હેના પુત્રો પોતાના પિતાને વારંવાર સમજાવતા અને આ સંસારમાં હવે તમારે જે સાર્થક કરવું હોય તે કરી લેજો એમ કહેતા પણ, શેઠને ગળે સંસ્કાર વિના તે વાત રૂચતિ નહિં. એમ કરતાં અચાનક કાળસેનની સવારી આવી પહોંચી. ડોસા બીમાર પડયા. ઓષધોપચાર ચાલુ થયા. પરંતુ અતિવૃદ્ધ શરીરમાં ઓષધોથી કાંઇ આરામ થયો નહિં. ડાકટરો ને વૈદ્યો કંટાળી ગયા અને છેવટનો ફેંસલો આપી દીધો, કે હવે ડોસા આજ કે કાલ જશે. બચશે નહિં. માટે સાવચેતી રાખજો. સગાં સંબંધી અને પુત્રો ડોસાની આજુબાજુ ટોળે વળેલા છે. ડોસાને બોલાવી રહ્યા છે. "બાપા! તમારે હવે કાંઇ પુન્યદાન કરવું છે!" પરંતુ ડોસાની જીભ ટુંકી પડી ગઇ છે. બોલતાં બંધ થયા છે. ટગરમગર તાકી રહ્યા છે. એવામાં સામેના ચોકમાં નજર નાંખતાં ડોસાએ અચાનક ચીસ પાડી "વા...સા...એટલુંજ ભાંગ્યું તૂટયું બોલાયું. પછી આંખો ખેંચી રહ્યા પણ શબ્દો બોલી શકયા નહિ. ડોસાના આ શબ્દો સાંભળતાં ત્હેનાં

પુત્રો વિમાસણમાં પડ્યા. એકબીજાને એકાંતમાં કહેવા લાગ્યા કે "જરૂર! આપણા બાપાએ વાસા નામના વ્યાપારીને ત્યાં પુષ્કળ પૈસા ધીરેલા હશે. માટે ત્હેનો સત્વર તપાસ કરવો જોઇએ, નહિંતર ડોસાના મરી ગયા બાદ કોઇ દાદ દેશે નહિં. એમ સંકેત કરી મુનિમ તથા અન્ય અનુચરોને બોલાવ્યા, અને દશ દશ વર્ષના જૂના ચોપડાઓ મંગાવી વા-સા નામના વ્યાપારીનું કોઇ ખાતું છે. કે નહિ! ત્હેનો બહુજ બારીકીથી તપાસ કરાવ્યો. પરંતુ પત્તો મળ્યો નહિં. છોકરાઓ આથી અતિ ઉદાસ થયા. અને હવે ગમે તે ઉપાયે-ગમે તેટલા ખર્ચે પણ ડોસાને બે મીનીટ પણ બોલાવવા. પછી મરી જાય ત્હેની પરવા નહિં. અહા! સંસારી જનો પોતાના સ્વાર્થમાં કેટલાં બધાં અંધ છે ત્હેનું આ એક અજબ ચિત્ર છે. મોટા ભાઇએ કહ્યું "આપણા ગામમાં હમણાંજ વિલાયતથી પાસ થઇ સરજનની મહાન પદવી લઇ એક કુશળ ડાક્ટર પધારેલા છે. તે મરવા પડેલાને પણ એક એવો ડોઝ આપે છે કે ત્હેનાથી તે થોડીકવાર તો અવશ્ય બોલે છે. પણ ત્હેની ફી રૂપિઆ અઢીસેં છે. બધા બોલ્યા "અઢીસેં હોય કે ત્રણસેં હોયે ત્હેની પરવા નહિં પણ જલ્દી બોલાવો." ગાડી તેડવા ગઇ. ડાક્ટર સાહેબ બગીમાં બેસી પધાર્યા. ડોસાની સામે એક આરામચેર ઉપર બીરાજ્યા. ડોસાની નાડ હાથમાં લઇ ત્હેનું નિદાન કરી કહ્યું કે "ડોસા બચી શકે એવું લાગતું નથી કારણકે દરદ અસાધ્ય થઇ ગયું છે. પરંતુ મ્હારી આ દવાથી જરૂર દશ મીનીટની અંદર બોલશે. એમ કહી દવા તૈયાર કરી ડોસાને પરાણે મોઢું પકડી પાઇ દીધી. પોતાની ફી લઇ રવાના થયા. દવાની અસર પેટમાં જતાં એકંદર ડોસા ખાટલામાં અચાનક જોસભેર બેઠા થઇ ગયા. છોકરાઓ અને સંબંધીઓ તો ડોસા ક્યારે બોલે તે સાંભળવાને માટે તાકીજ રહ્યા હતા. એકદમ આંખો ફાડી ડોસાએ કહ્યું. "મૂરખાઓ મેં રળીરળીને ભેગું કર્યું અને તમે બધું ગુમાવવા બેઠા છો.! છોકરાઓએ કહ્યું-બાપા! શું કહો છો. અરે પેલા ચોકમાં વાછડો સાવરણી ચાવી જાય છે છતાં નાદાન તમને કાંઇ ભાન છે! આમ કહી એકદમ ખાટલામાં પડી ગયા. અને પાંચ મિનીટમાં પરલોકે પહોંચી ગયા. છોકરાઓ તો જોઇજ રહ્યા. અને આ ડોસાના આવા શબ્દો સાંભળી ઉલટા પસ્તાયા. અરેરે ડોસાની પાછળ આટલું દાન કર્યું હોત. તો પણ આગળ તેમને કામ આવત. પરંતુ અરેરે અભાગી જીવથી એવું બનીજ શકતું નથી. આ ઉદાહરણ ઉપરથી આપણે સમજવું જોઇએ. કે આ જીવની અંતકાળ સુધી લલુતા કેટલી બધી છે એક બદામપણ જેની ન ઉપજે એવા સાવરણીના બુચકામાંથી પણ ત્હેની અંત સુધી મમતા ન ગઇ. તો અંતે અધોગતીને પ્રાપ્ત થયો.

હરિઃ ૐ

# ભક્ત પ્રભુદાસ.



દ્વાપરયુગને અંતે દ્વારિકાંની અંદર શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માની અષ્ટ પટરાણીઓ એક સમયે એક અવાસમાં એકઠાં થઇ આનંદ કરી રહ્યાં હતાં. તેવે પ્રસંગે જાંબુવંતીના મનમાં જે શંકા હતી, તેનું નિવારણ કરવા માટે સર્વના સાંભળતાં સત્યભામાને તેમણે પૂછ્યું. બેન સત્યભામા, આપણે બધી મળી સોળહજાર એકસો આઠ રાણીઓ શ્રીકૃષ્ણ પરમાત્માને છીએ. તેમાં મુખ્ય રૂક્મિણિ બેન, ને બીજાં તમો, ત્રીજી હું, ચોથાં કાલિન્દી, પાંચમાં મિત્રવૃંદા, છઠ્ઠાં સત્યા, સાતમાં ભદ્રા, અને આઠમાં લક્ષ્મણા. હવે આપણ બધામાં વધારે પ્રિય કોણ ? તે કહો.

**સત્ય૦:**—ઘેલાં રે ! ઘેલાં બેન ! શું તમે નથી જાણતાં, કે પ્રભુને તો તમામના ઉપર સરખી પ્રીતિ છે. જળચર, વનચર ને કિટ પતંગાદિ તમામ પ્રાણી ઉપર તેમનો સમાન પ્રેમ છે. તે શું તમો અત્યાર સુધીનો તેનનો સહવાસ છતાંય સમજતાં નથી ? વિચારો કે કોઇ એક ગૃહસ્થના ઘરમાં અનેક વસ્તુઓ હોય છે. તેને તમામના પ્રત્યે સરખીજ ભાવના હોય છે. વળી આપણને પોતાના અંગના તમામ ભાગ પર સરખોજ ભાવ હોય છે તેમ ભગવાનને આપણામાંથી કોઇ અધિક ન્યૂન નથી; પણ સર્વના ઉપર સરખો પ્રેમ છે.

**જાંબુ૦**—વાહ ! વાહ ! સત્યભામા બેન, આ તે શંકાનું સમાધાન કહેવાય ? તે તો મનેય ખબર છે, કે વહાલાજીને તો સમસ્ત વિશ્વના જીવો પર સમાન ભાવ છે. પણ તેમાંયે તમોએ કહ્યું તેમ કોઇ એક ગૃહસ્થ. ઘરની વસ્તુને સરખી પ્રિય ગણે છે, તે હું કબુલ કરીશ નહિ. કારણ કે સોનાનો સંગ્રહ પેટીમાં થાય છે; ને માટી, બારણા બહાર અથડાય છે. વળી તમોએ મનુષ્યના અંગના ભાગને માટે ઉદાહરણ આપ્યું, તેમાં પણ વધારે ઓછું હોય છે. જો આપણા માથામાં કોઇ લાકડીનો ઘા કરવા જાય, તો હાથને તુરતજ આડા ધરીએ છીએ. તેથી સમજાય છે, કે હાથ કરતાં માથું વિશેષ વહાલું છે. તેવીજ રીતે આપણા બધામાં ભગવાનને કોઇના ઉપર વધારે ઓછી પ્રીતિ હોવીજ જોઇએ.

**સત્ય૦**—(વિચારમાં પડી) હા, બેન હા, મને યાદ આવ્યું. ભીમકતનયા રૂક્મિણીનું નામ તેમની સાથે જોડાયેલું હોવાથી એજ વધારે વહાલાં કહી શકાય. સ્વર્ગના દેવો, અંતરિક્ષના વિદ્યાધરો, ગાંધર્વો તથા મૃત્યુ લોકના મનુષ્યો સૌએ રૂક્મિણી નારાયણ કહે છે. કોઈના મુખે એવું સાંભળ્યું નથી કે મિત્રવૃંદા નારાયણ કે જાંબુવંતી નારાયણ ! જેનું નામ હંમેશને માટે સાથે જોડાયેલું હોય, તેજ પ્રિય હોય એ સ્વાભાવિકજ છે.

સત્યભામાના કહેવાથી જાંબુવંતીના મનની શંકાનું સમાધાન થયું. બીજી બધી રાણીઓ રૂક્મિણીની પ્રશંસા કરવા લાગ્યાં. જેથી રૂક્મિણીને પોતાની સુકીર્તિરૂપી ઝેર ચડવા માંડયું, તેથી ધીમેધીમે ખાખરાની માફક ખીલવા લાગ્યાં. અને પહેરેલાં કપડાં પણ ટૂંકાં પડવા લાગ્યાં. આ પ્રમાણે સર્વાંગે ગુમાનરૂપી ઝેર ચડયું હતું, તેવામાં પ્રભુ, જેને છેલ્લી વારે પરણ્યા હતા, એવાં લક્ષ્મણા બોલ્યાં.

**લક્ષ્મ૦**—સત્યભામા બેન, તમોએ જાંબુવંતી બેનને થયેલી શંકાનું સમાધાન કર્યું. તે સમાધાન વ્યાજબી નથી. ( નાની સરખી લક્ષ્મણા શું બોલે છે, તે જાણવા માટે બધાયે જિજ્ઞાસુ બની રહ્યાં. ) મેં એક વખત જાંબુવંતી બેનના જેવીજ શંકા થવાથી પ્રભુજીને પૂછયું હતું, તો તેમણે જવાબમાં એટલુંજ જણાવ્યું હતું, કે મને તો મારા ભક્તો સિવાય કોઇ પણ વધારે વહાલું છે જ નહિ.

લક્ષ્મણાના આવા વિષ સમાન શબ્દો સાંભળીને રૂક્મિણીને તો જેમ ઘાસનો ભડકો થઈને ઓલવાઇ જાય તેમ પોતાના શરીરમાં અભિમાન રૂપી ઝેર વ્યાપેલું હતું, તે ઉતરી ગયું, ને ક્રોધાગ્નિ પ્રગટ થયો. તેથી બોલ્યા વગર ઉભાં થઇ પોતાના ભુવન તરફ ચાલ્યાં ગયાં. ને દાસદાસીઓને છણકા કરતાં ભૂમિ પર સૂતાં સૂતાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવડાવવા લાગ્યાં. એ વખતે માથાના કેશ વિખરાઇ ગયા હતા. ઓઢેલું વસ્ત્ર પણ ખસીને ખભા પર આવ્યું હતું. આવો અંગનો બેઢંગ રંગ બનાવી ક્રોધિત મુદ્રાએ શોકની પ્રતિમા બની રહ્યાં હતાં. તેવામાં શ્રી કૃષ્ણચંદ્ર, ભક્તનું કાર્ય કરી પ્રથમજ રૂક્મિણીને મહેલે પધાર્યા.

**કૃષ્ણ**—પ્રિયે રૂક્મિણી ! પ્રિયે રૂક્મિણી આવી દયાજનક સ્થિતિ થવાનું કારણ શું છે, તે કહો. આમ બોલાવ્યા છતાં રૂક્મિણી નહિ બોલ્યાં ત્યારે.

રાગ—કાનરો (–શણગાર શાણી.)

શાણી વાણી વદો વ્હાલાં વાર કરો ના.
મનમાંહી માન્યું પ્રિયે લાગે મને અપ્રિયે.
પ્રિયે ઇચ્છા પૂરૂં તમે દિલે ઠરો ના. શાણી૦
સેવા મેવા લેવાનો ઉમંગ અતિશે.
મ્લાન મુખાકૃતિ આજે કાં દિસે. શાણી૦

આટલા શબ્દો શ્રીકૃષ્ણે કહ્યા છતાં રૂક્મિણી નહિ બોલ્યાં, ત્યારે વહાલાજીએ વેગે વામા પાસે આવી પોતાના કરકમળને લંબાવી કંઠ સ્પર્શ કર્યો. તે સમયે ઉંઘતું માણસ જે પ્રમાણે ડોળ બતાવે છે, તે પ્રમાણે રૂક્મિણી જલ્દી બેઠાં થઇ પ્રભુના હાથને તરછોડી કહી રહ્યાં કે

સોરઠ તા. ત્રિતાલ.

જાણ્યા નંદ દુલાર આજે જાણ્યા નંદ દુલાર.
કૃત્રિમ પ્રેમ પ્રભુ વિષ સમ લાગે. નટવર સ્નેહ હૃદયથી ભાગે,
પ્રગટયો મુજ અંગમાં અનલ ઇંગાર– આજે૦
ઝટપટ ખટપટ તજીને સલૂણા, દ્વાર છોડી દો હમણાં હમણાં;
કપટી કાળા ચાળા મનના જાણ્યા મેં આવાર– આજે૦

નંદના નિષ્ઠુરલાલ તમે વૃંદાવનમાં ખાંધપર કાળી કામળી રાખી યમુના કિનારે ગોવાળ સાથે ગાયો ચારનાર તમે, આહિરની છોકરીઓ પાસે નાચ નાચી, મહી માંખણ લૂંટી ખાનાર તમે–ઉપરથી જેવા શ્યામ દેખાવના છો, તેવા હૃદયના પણ મલિન છો. જીભપર મધ ચોટાડી રાખો છો, અને હૃદયમાં તો હલાહલ ઝેર ભરેલું ભાસે છે.

**કૃષ્ણ**—વારૂ, જેવા કહો તેવા અમે, પણ તમારે શું કહેવાનું છે? તમે કહો તે પ્રમાણે હું તમારા મનની ઇચ્છા પૂર્ણ કરૂં. તમારે શું વસ્ત્રાલંકારની જરૂર છે? જો તેની જરૂર હોય તો તે તમોને લાવી આપું. કોઇ વખત નહિ ને આજે તમે કેમ રિસાયાં છો?

**રૂક્મિ૦**—તમારા શબ્દોથી મારા અંગમાં ક્રોધરૂપી અગ્નિ પ્રદિપ્ત થયેલ છે. તેમાં તમારાં આ વચનોરૂપી ઘૃતની આહુતિ અપાતાં વધારે ભડકા નીકળે છે. તો દયા કરી વધારે વિવેચન કરવું બંધ કરી સત્વર મારા ભુવનમાંથી બહાર સિધાવો.

કૃષ્ણ—તમારા જેવાં પવિત્ર હૃદયવાળાં પત્નીએ પતિ સમક્ષ આવાં અઘટિત વચનોનો ઉચ્ચાર કરવો, તે દુષણરૂપ છે. જે સ્ત્રી પોતાના પતિથી આ પ્રમાણે રિસાઇ ક્લેશ કરે છે, તે પોતે કરેલા ગુન્હાને દબાવવા માટેજ. તમો શાણાં થઇ શાન્તિનો સમુળગો નાશ કરી મને આ ભુવનમાં આવવાને અટકાયત કરો છો, તો હું તમારી ઇચ્છાને અટકાવતો નથી. બોલો, વહાલી, હજુ કહું છું કે બોલો મારો શો અપરાધ છે, કે જેથી તમો મને સજા આપો છો ?

આટલું ભગવાને પૂછ્યું, છતાં રૂક્મિણીએ ઉત્તર આપ્યો જ નહિ, જેથી તુરતજ ભગવાન ત્યાંથી ચાલી નીકળ્યા. પ્રભુએ મુખ વિમુખ કર્યું, કે તુરતજ રૂક્મિણી મનમાં વિચારવા લાગ્યાં, કે આતો તાણવા જતાં તૂટી જવાનો વખત આવ્યો. મારે તો તેમનાથી મને ઉત્પન્ન થયેલી શંકાનું સમાધાન કરવાનું હતું તેના બદલામાં મારા નાથ રીસાઇ ચાલતા થયા. તો હવે મારેજ મનાવા પડશે. એમ વિચારી પાછળ દોડયાં.

## સાખી.

ઉભા રહોને નાથજી મ્હારા, જાઓ તો મારા સમ.
ભૂલ થઈ તેની માફી માગું, ત્યાગું અભિમાન એમ.
જરા ખાઓ દમ, કરો ખુલાસો તો પડે ગમ.

કૃષ્ણ—જ્યારે તમારે મારી સાથે કાંઇ પણ બોલવું નથી, માંરૂ મુખ જોવું નથી, મને આ ભુવનમાં આવવા દેવો નથી, તો મારે પણ ફરીને તમોને મુખ બતાવવું નથી—કહી ચાલતા થયા.

વળી રૂક્મિણી આગળ આવી ગદગદિત કંઠે પરમાત્માના ચરણમાં નમી પડયાં, ને હાથ જોડી પૂછવા લાગ્યાં. પ્રભુ, ઉભા તો રહો, મારી વાત તો સાંભળો.

કૃષ્ણ—રૂક્મિણી, હું ક્યાં ના કહું છું. મેં તમારી સાથે કેટલીવાર સુધી માથાફોડ કરી, પણ તમોએ બીલકુલ ધ્યાન આપ્યુંજ નહિ. વારૂ, કહો તમારે શું કહેવાનું છે ?

રૂક્મિ૦—પ્રભુજી ! મારે પૂછવાનું તો એટલુંજ છે કે આપને પ્રિય કોણ ?

**કૃષ્ણ**—વાહ! આટલુંજ પૂછવાનું છે, કે 'તમને પ્રિય કોણ?' તે વળી મારાથીજ જાણવાતું છે, ને મનેજ અપમાન કરી ભૂવનથી બહાર કાઢો છો.

**રૂક્મિ૦**—હશે પ્રભુ! મારા અપરાધની ક્ષમા યાચું છું.

**કૃષ્ણ**—રૂક્મિણી, તમો સોળ હજાર એકસોને આઠ રાણીઓ છો, તે બધાંમાં તમે મને વધારે વહાલાં છો.

**રૂક્મિ૦**—નાથ, મારી થઇ ગયેલી ભૂલને માટે હું પસ્તાઉં છું. હવે પછી કોઈ વખત આવી હઠ નહિ કરવાની સખત પ્રતિજ્ઞા લઇ બંધાઉં છું. પણ પ્રિયતમ! મેં એવું સાંભળ્યું છે, કે મારા કરતાં તમોને તમારા મૃત્યુલોકના ભક્ત વધારે વહાલા છે. એ વાત ખરી?

**કૃષ્ણ**—ભક્તોની વાત બાજુ પર મૂકી દો. બાકી સોળહજાર એકસો આઠમાં તો તમેજ પ્રિય છો.

**રૂક્મિ૦**—નાથ, મારે વાંધોજ એટલો છે, કે મારા કરતાં મૃત્યુ-લોકના પામર મનુષ્યો, તે તમને વધારે વહાલા શાથી?

**કૃષ્ણ**—દેવી! **यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**
**परित्राणाय साधूनां विनाशायच दुष्कृताम् ।**
**धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

મારો યુગે યુગે અવતાર થાય છે, તે ખાસ ભક્તોનેજ માટે. કારણ કે મારી દુસ્તર માયાને તરવા, દેવો કે ઋષિમુનિઓ શક્તિમાન્ હોતા નથી. તે માયાને મારા ભક્તો ઇંદ્રિયોને કબજામાં રાખી મનરૂપી મસ્ત બનેલા હાથીને પણ વશ કરીને તરી જાય છે. એવા ભક્તોથી આ હૃદય ભરેલું છે, તેથી અભિમાનીઓને રહેવાને માટે આ હૃદયમાં સ્થાન નથી.

**રૂક્મિ૦**—પ્રાણેશ, ત્યારે મારા માટે એ સ્થાન ખરૂં કે કેમ? હું આપની સેવાભક્તિ નથી કરતી? કહો. મારામાં શી ખામી છે?

**કૃષ્ણ**—વિલોલ નેત્રે, તમારો પ્રેમ બધી રાણીઓ કરતાં ઘણો ઉચ્ચ પ્રકારનો છે, પણ તે સ્વાર્થ પરાયણ. જેથી ઉચ્ચ સ્થાનમાં આરૂઢ થવાને તમો યોગ્ય નથી.

**રૂક્મિ૦**—હશે, પ્રભુજી બસ કરો. તમો જે ભક્તોની આટલી બધી પ્રશંસા કરો છો. તેવા કેટલા ભક્તોથી તમારૂં હૃદય ભર્યું છે?

**કૃષ્ણ**—અનેક.

**રૂક્મિણી**—જો અનેક ભક્તોથી તમારૂં હૃદય ભરપુર હોય, તો મને એકાદ ભક્ત તો બતાવો, કે જેની હું કસોટી કરી પરીક્ષા તો કરૂં? તેમાં ભક્ત વધે છે કે હું વધું છું?

**કૃષ્ણ**—ભલે, તમારે ભક્ત જોવાની ઇચ્છા છે, તો કોઇ પ્રસંગે બતાવીશ.

રત્નપુર નામના નગરને વિષે વૈસ્ય જ્ઞાતિમાં ઉત્પન્ન થયેલા સોમદત્ત નામે વણિક ઘણા ધનાઢય હતા. તે નગરશેઠ તરીકે ઓળખાતા હતા. પોતાને ત્યાં દાસ દાસીઓ ઘણાં હતાં. કોઇ વાતે ખામી હતી નહિ. આ અરસામાં સોમદત્ત શેઠના પિતા સ્વર્ગવાસી થયા તેથી વ્યવહારનો બધો બોજો પોતાના શિર પર આવ્યો, તો પણ કેળવાયેલા સોમદત્ત શેઠે હિંમત રાખીને પુરતું ધ્યાન આપવા માંડયું. ગ્રીષ્મઋતુમાં એક દિવસ તેઓ પોતાની દુકાનની આસપાસ પાણી છંટાવી ઓટલા ઉપર ગાદી તકીયા નંખાવી દૂધનિતર જેવી ઓછાડ બીછાવી ગાદી ઉપર અઢેલીને બેઠા હતા, એવામાં તેમના પિતાના વૃદ્ધ મિત્રો ત્યાં આવ્યા. તેમણે પૂછયું, કેમ સોમદત્ત, ખુશી આનંદમાં છે ને? સોમદત્ત શેઠે જવાબ આપ્યો, હાજી, આપની કૃપાથી સદા આનંદજ છે.

**વૃધ્ધો**—વાહ વાહ ધન્ય છે ભાઇ, સોમદત્ત, હજી તારૂં નાનું વય છતાં વાણીમાં કેવી મધુરતા છે, પણ પ્રભુ પ્રત્યે તેવો ભાવ રાખે તો તારૂં કલ્યાણ થાય. જે મનુષ્યો રાત્રીદિવસ મારૂં મારૂં કરી માયા મેળવવામાં માયા પતિને મૂકી મૂઢ બની માયામાં લીપ્ત થાય છે તે અંતે પસ્તાય છે.

**સોમદત્ત**—કાકા, તમો જે વાતો કરો છો તેમાં મને તો કાંઇ સમજણ પડતી નથી.

**વૃધ્ધો**—ભાઈ ન સમજતો હોય તો આવતી કાલથી અમારી સાથે કથામાં આવતો રહેજે, એટલે તને બધું સમજાશે, અને તારા પિતાની માફક તું પણ ભક્તિવંત થઇશ.

**સોમદત્ત**—આ તો બકરૂં કાઢતાં ઉંટ પેઠું, હવે તો વૃધ્ધોના વચનોને માન આપી કથામાં જવું પડશે. સહજ વાતો કરતાં આવી લપ વળગશે તે હું જાણતો નહોતો. જો હું ના પાડીશ તો તેઓ મારી નિંદા કરશે અને કહેશે, કે બાપ મરી ગયા પછી ઉદ્ધત થઇ ગયો. આવા તર્ક કરતાં કરતાં સોમદત્ત શેઠે આવેલા વૃદ્ધોને કહ્યું, કે ભલે આપની ઇચ્છા છે, તો આવતી કાલે આપ કથામાં પધારો, ત્યારે મને પણ સાથે તેડતા જજો. આવા જવાબથી આવેલા શેઠીઆ સોમદત્તની પ્રશંસા કરતા કરતા, પોતાને ઘેર ગયા. સોમદત્ત શેઠે બીજા દિવસથી કથા સાંભળવી શરૂ કરી.

તેમને કાંઇક ઠીક લાગવાથી બારે માસ જવું ચાલુ રાખ્યું. પોતે ચાલીસ વર્ષ કથા સાંભળી. આ વખત પોતાનું વય સાઠ વર્ષનું થયું હતું. પોતે પૂર્ણ સુખી હતા પણ પોતાને ત્યાં પુત્ર પ્રાપ્તી નહીં હોવાથી હમેશાં ચીંતાતુર રહેતા હતા. એવામાં અનંતબ્રહ્માંડના અધિપતિએ કૃપા કરી પુત્ર આપ્યો. તે પુત્રનું નામ પ્રભુદાસ રાખવામાં આવ્યું. તેજ અનન્ય ભક્તનું ચારિત્ર એવું હતું, કે તે પુત્ર જ્યારે પાંચ વર્ષનો થયો ત્યારે તેમના પિતાએ નિશાળે ભણવા મોકલ્યો. તેણે સાત વર્ષ અભ્યાસ કર્યો. બાદ એક દિવસ પોતાના એકાંત અવાસમાં પોતાના અભ્યાસના કાર્યથી પરવારી વિચારવા લાગ્યો, કે મારા બાપુ હમેશાં ચાર વાગે ક્યાંક્રિ જાય છે, તો ત્યાં જરૂર જોવાનું હશે, અથવા તો સાંભળવાનું હશે. ગમે તે હો, પણ આજે તો તેમની સાથે જવું. કદાચ સાથે ન તેડી જાય તો હઠ કરીને પણ જવું. આમ વિચાર કરતો કરતો દુકાનપર આવ્યો. પ્રભુદાસના પિતા કપડાં પહેરી બહાર નિકળ્યા, તે વખતે પોતાના એકના એક જ પુત્રને જોઇ, સોમદત્ત શેઠ કહેવા લાગ્યા, ભાઇ, પ્રભુદાસ આવા સખત તાપના સમયમાં ક્યાં જવા તૈયાર થયો છે ?

**પ્રભુદાસ**--પિતાજી, હમેશાં આપ જાઓ છો, ત્યાં આવવા વિચાર છે.

**સોમદત્ત**—હું જાઉં છું ત્યાં.

**પ્રભુદાસ**—હા, પિતાજી.

**સોમદત્ત**—હું જાઉં છું તે જગ્યાએ મારો પુત્ર હો તો કોઈ દિવસ જઇશ નહીં. આવા શબ્દો સાંભળી પ્રભુદાસ વિચારવા લાગ્યો, કે મારા બાપુ ના પાડે છે માટે, જરૂર ત્યાં જોવાનું અથવાતો સાંભળવાનું હશે. જેથી ના પાડે છે. પિતાજી, તમો જશો તો હું જરૂર આવીશ.

**સોમદત્ત શેઠ**—હું અત્યારથી પ્રતિજ્ઞા કરૂં છું કે મારે પણ કોઇ દિવસ જવું નહીં, અને તને જવા દઇશ નહીં. એમ કહી હાથ પકડયો. બાર વરસના છોકરાની અને બોતેર વરસના ડોસાની લઢાઇ જોવા માટે સામેથી બેચાર વેપારીઓ દોડતા આવી, સોમદત્તશેઠને કહેવા લાગ્યા.

**૧ ગૃહસ્થ**—સોમદત્ત કાકા, જવાદો. પ્રભુદાસનો હાથ પકડી કેમ ખેંચો છો. છોકરાએ શી હઠ લીધી છે.

**૨ ગૃહસ્થ**--છોકરો કદાચ નાદાન છે, ને ગમે તે વસ્તુની હઠ લીધી હોય તો, તે આપણે લાવી આપવી જોઇએ.

**૩ ગૃહસ્થ**—વધારે પૈસા ખરચવા હઠ લીધી હોય, ને તમો લોભના અંગે ન લાવી આપતા હો તો, તમોએ અમારા ઉપર ઘણા ઉપકારો કર્યા છે તેથી અમને આજ્ઞા કરો તો તમોએ કરેલા ઉપકારને બદલે અમો લાવી આપીએ.

**સોમદત્ત**—વાહ વાહ ધન્ય છે. તમો પણ ખરા, કે વગર સમજે વકીલાત કરો છો. વાતમાં કાંઈ સમજતા નથી, અને બોલ બોલ કરો છો. તમો તો પાંચ દસ રૂપીઆની વાત કરો છો, પણ સો કે બસો રૂપીઆનું ખર્ચ કરવા કહે, તોપણ પ્રભુદાસના નામપરથી ઘોળ્યું કરી નાંખુ તેમ છું; પણ આને તો કાંઇ જોઇતું નથી.

**ગૃહસ્થ**—કાકા, કહો. છોકરાએ શી હઠ લીધી છે?

**સોમદત્ત**—સાંભળો ભાઇઓ, આજે તો આ છોકરાએ નવું ધતીંગ જગાવ્યું છે. એતો એમ કહે છે, કે તમો હમેશાં કથા સાંભળવા જાઓ છો ત્યાં મારે આવવું. તો શું! મારે એને લઇ જવો?

**ગૃહસ્થ**—ધન્ય છે, ધન્ય છે, સોમદત્ત કાકા, તમારા પુત્રને ધન્ય છે. તમોએ જેવું નામ પાડયું તેવું તેનું ચરિત્ર જણાય છે. કેમકે પુત્રના લક્ષણ પારણામાંથી અને વહુના લક્ષણ બારણામાંથી **તેમ** તમારા પુત્રનાં સુલક્ષણો જોવામાં આવે છે.

**સોમદત્ત શેઠ**—તમો કહો છો તે ખરૂં છે, પણ આ છોકરાનું હૃદય ઘણું કોમળ છે અને તેના ગુરૂજી પણ કહે છે કે "તમારો પુત્ર પ્રભુદાસ જે લેસન કરવા આપીએ છીએ તે તુર્તજ લક્ષમાં લે છે" તો એવા કુમળા હૃદયના છોકરાને કથા સાંભળી પ્રભુમાં નામની છાપ પડે તો તે સાધુ બની જંગલમાં ચાલ્યો જાય પછી આ બધું મેળવેલું દ્રવ્ય શું? મારે તમને આપી દેવું?

**ગૃહસ્થ**—તમારો પુત્ર પ્રભુ ભજન કરશે તો એમાં શું ખોટું છે. તમારી ઇકોતેર પેઢીને તારશે.

**સોમદત્ત**—  **મરાઠી સાખી.**

શું સમજાવવા આવ્યા આંહી, કામ નથી મારે તમારૂં;
બાવો બનાવી દેવો બીજાને, બગાડવા ધાર્યું મારૂં—રામા.

જાઓ જાઓ ભાઈઓ નાહક માથું પકાવશો નહીં. તમો તમારૂં કામ ખોટી થાઓ છો. મેં તમોને કજીઓ પતાવવા બોલાવ્યા નથી.

**ગૃહસ્થ**—સોમદત્ત કાકા, આટલા બધા અમારા ઉપર અકળાઓ છો કેમ! ગુસ્સે થવાનું કારણ તો માત્ર એટલુંજ ને, કે તમારો પુત્ર પ્રભુ-

દાસ તમારી સાથે કથા સાંભળવા આવે તો સાધુ બની જંગલમાં ચાલ્યો જાય. વારૂ, એતો ઠીક, પણ કાકા કહો જોઇએ કથામાં એવું તે શું આવે છે, કે સાંભળીને બાવો બને.

**સોમદત્ત**--મૂર્ખાઓ તે વાતમાં તમો શું સમજો. બ્રાહ્મણો તો પોતાના ઉદર ભરવા માટે દુનિયાને અવળું સમજાવી કહે છે, કે આ સંસાર જુઠો છે. મરી જવું એ સત્ય છે, પરમાત્માનું ભજન કરશો તો આ સંસારબ્ધિ તરશો. છેવટે તત્વરૂપે કહે છે, કે તમારૂં ગમે તેમ થાઓ, પણ અમોને તો શેરેશેર ઘીના લાડુ લેવરાવો; કહો આ સિવાય આપણને શો ઉપદેશ કરે છે.

**ગૃહસ્થ**--જવાદો કાકા, જવાદો. આપણે બ્રાહ્મણોની કે કથાની નીંદા કરવાનું કાંઇ પ્રયોજન નથી. આપણે તો તેમના વચનામૃતના પાનથી ધ્યાન રાખવાનું છે, કે જેથી આપણું કલ્યાણ થાય.

**સોમદત્ત**--ભાઇઓ તમો નકામી મગજમારી કરાવશો નહીં. તમોએ તો વરસ બે વરસ કે દશ વરસ કથા સાંભળી હશે, પણ મને તો કથા સાંભળતાં બાવન વર્ષ થયાં. તેમાં ભાગવત, મહાભારત, યોગવાશિષ્ટ, રામાયણ ઇત્યાદિ બધાં પુસ્તકો સાંભળ્યાં પણ મને તેની કાંઇ અસર થઇ નહીં. પ્રભુદાસ તો બાલ્ય બુદ્ધિનો છે તો તે ત્યાં આવે ને કથા સાંભળે અને તે પ્રમાણે વર્તે તો, હું આટલે વર્ષે પુત્ર પામેલો તે પુત્ર ગુમાવી બેશુંને ?

**ગૃહસ્થ**--સુરબ્બી, જરા શાંત થાઓ. તમોએ બાવન વર્ષ કથા સાંભળી છતાં સાધુ બની કેમ ચાલ્યા ગયા નહીં ? અને પ્રભુદાસ એકજ દિવસમાં ચાલ્યો જશે એવું અમે કેમ માનીએ ?

**સોમદત્ત**--શું ! મારૂં કાળજું કાગડાઓ કાઢી ગયા છે ? કે જેથી હું બાવો બની ચાલ્યો જાઉં, તમારા સમ ખાઇને વાત કરૂં છું, કે આટલા વરસ કથા સાંભળી પરંતુ મહારાજની પોથી ઉપર ફૂટેલી બદામનું ફોતરૂં મુક્યું નથી. પ્રભુદાસ તો નાદાન છે. એને તો તુર્તજ અસર થઇ જાય. સોમદત્ત શેઠના આવા શબ્દો સાંભળી આવેલા શેઠીઆઓ લાચાર બની વિદાય થયા. પ્રભુદાસે મનથી વિચાર્યું કે ત્યાં જઇને પણ પિતાએ કહ્યા એજ શબ્દો સાંભળવાના છે ? એમ સમજી પોતાના પિતાને કહ્યું. પિતાજી, મારા આવવાથી આપને કંટાળો ઉપજે છે તો, મારે ત્યાં આવવું નથી. આમ સામસામી વાદવિવાદ થયા બાદ સોમદત્ત શેઠ દુકાનમાં આવી કંટાળેલા તેથી માથા ઉપરની પાઘડી ફેંકી દીધી. લાકડી નાંખી દીધી.

અને અંગરખાંની કસો તોડી, અંગરખું પણ ફેંકી દીધું. ને હાસ કહી ગાદીતકીએ બેશી વિચારવા લાગ્યા કે આ છોકરાને સંસારમાં સપડાવી દઇશ તોજ બરાબર કબજામાં રહેશે એમ વિચારી.

દોહરો.

તેડાવ્યા પુરોહિતને, સમજાવ્યો સૌ સાર;
જાઓ ઝટ અહીંથી તમે, રહે અમારો ભાર.

ગોરમહારાજ રત્નપુરથી ચાલતાં ચાલતાં સાઠ ગાઉને છેટે કુંદનપુર નામના નગરમાં આવ્યા, અને ત્યાં આવી એ ગામમાં તપાસ કરતાં શ્રી દત્ત નામના શેઠને ત્યાં મોહીની નામની કન્યા હતી, તેની સાથે વિવાહ કર્યો. વાગ્દાન કર્યા બાદ ગોર મહારાજ થોડા દિવસ ત્યાં રહીને રજા લઇ રત્નપુર આવ્યા. સોમદત્ત શેઠને શુભ સમાચાર આપ્યા, પણ આ વખતે શેઠની સ્થિતિ એવી હતી કે પોતાનું જીવન પુરૂં થવા આવ્યું હતું. અંતીમ સ્થિતિના શ્વાસો ચાલી રહ્યા હતા. પ્રાણ રૂંધાતો હતો, જેથી ઘરનાં સહુ માણસોએ શરીરમાંથી પ્રાણ કેમ જતા નથી તેનું કારણ પૂછ્યું. તે વખતે જવાબમાં જણાવ્યું, કે હાલ ને હાલ પ્રભુદાસને મારી પાસે બોલાવો. પ્રભુદાસ આવી પોતાના પિતાના ચરણમાં નમ્યો પિતાને બહુજ ગમ્યો ને કહ્યું, કે ભાઇ આ સંસારને મિથ્યા સમજી પરમાત્માનું ભજન પૂજન ભૂલીશ નહીં.

પ્રભુદાસ—પિતાજી, મરતી વખતે આવા શબ્દો શાથી યાદ આવ્યા!

સોમદત્ત— રાગ-સોહિણિ.

અંતે તજી ધન ધામ જીવ, આ એકલો હા જાય છે,
સાથે નથી કોઇ આવતું, એ સુજને સમજાય છે. અંતે.
ગાડી લાડી વાડી માંહે, મોહી રહ્યો હું મુઢ થઇને,
ખાલી હાથે આજ જાતાં, મન મારૂં મુંઝાય છે. અંતે.
કિર્તનામૃત પાન કરીને, હૃદયમાં રાખ્યું નહિ,
ઇશ્વરી આનંદ આજે, અંતરે ઉભરાય છે. અંતે.

જો ભાઇ તારી નજર આગળ સર્વ વૈભવ છોડીને હું જાઉં છું, તો આ મિથ્યા માની લીધેલા માયાના ફંદામાં ફસાઇ મારા જેવી જીંદગી ગુમાવીશ નહિ. આજ દીન સુધી મેંતો મારૂં મારૂં કરીને મેળવ્યું અને મરવા પણ તૈયાર થયો છું, છતાં આ વૈભવમાંથી હું કાંઇપણ સાથે લઇ જવા શક્તિવાન નથી, જેથી મારૂં મન એમાં ભરાવ્યું છે, તો તું હાથમાં

જળ લઈ પ્રતિજ્ઞા કર, કે તમારી કમાણીના જેટલા પૈસા છે તે બધા પરમાર્થ અર્થે વાપરીશ તોજ આ અનિત્ય શરીરમાંથી પ્રાણ છુટા થાય. પીતાંના વચનો સાંભળી. હાથમાં જળ લઇ પ્રતિજ્ઞા કરી અને કહ્યું, કે તમારી કમાંણીનું જેટલું દ્રવ્ય છે એટલું પરમાર્થ અર્થે વાપરીશ. આટલા શબ્દો સાંભળતાંની સાથેજ સોમદત્ત શેઠ--

**શાર્દુલના જેવો.**

શ્રી વરને વરી, ખરી પ્રીત કરી, શ્રી હરી પદામ્બુંજે,
અમાપ પાપના સંતાપ ગયાથી, આવી સત્ય સુજે.
મિથ્યા કાયા માયા મૃગજલવત, ખરે માનીને અને
સેવજે પ્રભુજીને કહી તને, જાઉં છું હું અચ્યુત કને.

આ પ્રમાણે કહીને આલોક છોડી પરલોક ગયા, ત્યારબાદ પોતાના પીતાની પ્રભુદાસે ઉત્તર ક્રીયા કરી, અને હમેશાં પિતાની આજ્ઞા પ્રમાણે પુણ્યદાન કરવા લાગ્યા. બીજો નિયમ એવો રાખ્યો, કે હમેશાં સવારમાં વહેલા ઉઠી પ્રભુ સેવામાં ગાળવો. આ પ્રમાણે નિરંતર અગીયાર વાગ્યા સુધી પ્રભુ સેવન તથા ભજન કરતા, ને ત્યારબાદ થાળ કરી જમી લઇ દુકાને આવતા. આ પ્રમાણેનો ક્રમ ચાલતો હતો. એને એક વરસ વીત્યું પછી એવો બનાવ બન્યો, કે સવારના આઠેક વાગે પ્રભુદાસના નોકરે ટપાલવાળા પાસેથી મળેલા પત્રો લાવી પ્રભુ મંદિરમાં મૂકયા. આ વખતે ભક્ત ધ્યાનમાં હતા, જેથી પત્રો તેમની પાસે મૂકી ગયેલો પણ પોતાને ખબર ન હતી. સેવાનું કાર્ય પૂર્ણ થયા બાદ આવેલા નૂતન પત્રો ઉપર દૃષ્ટિ પડી, તેના સાથેજ પોતાનું ચિત્ત આકર્ષાયું. બેઠેલા આસનપરથી કર લંબાવી પત્રો લીધા. અને અનુક્રમે વાંચવા માંડયા. તેમાં એક પત્ર પોતાના સસરાનો હતો તેમાં એવું લખ્યું હતું, કે-અમારી પુત્રી ઉમર લાયક થઇ જવાથી તમોને પૂછાવ્યા સિવાય ચૈત્ર સુદ ૭ ને સોમવારનું લગ્નનું મુહુર્ત આવવાથી તાકીદે ટપાલ રસ્તે લગ્ન પત્રિકા મોકલી છે! તેનો સ્વીકાર કરી સમયસર જલદી પધારશોજી.

**પ્રભુદાસ**--( પત્ર વાંચીને સ્વગત ) મરતી વખતે મારા પૂજ્ય પિતાશ્રીએ આપેલો બોધ અને આ પત્ર એ બંન્ને પરસ્પર વિરુદ્ધ છે. તો હવે મારે કયે રસ્તે જવું-લગ્ન કરવું કે નહિ ?

આવા વિચાર કરે છે, તેવામાં તેમની ફોઇના દીકરા મનહરદાસ ત્યાં આવી પહોંચે છે.

**મનહરદાસ**--કેમ શેઠજી, પરદેશથી હાલ આવેલા પત્રોમાં સોના,

ચાંદીનો શું ભાવ આવ્યો છે! રૂનો શું બજાર છે? અરે! પૂછું છું છતાં જવાબ કેમ દેતા નથી? વિચારો વિચારો શેઠ હું તો તમારો સગો છું. ને ગરીબ સ્થિતિનો છું, માટે તમારા જેવા હાથીરૂપ શેઠના ખોરાકમાંથી મારા જેવા કીડીરૂપ પ્રાણી એક કણ લઇ જશે, તો સુખેથી અમારો નિર્વાહ ચાલશે. અને તેથી તમારે ત્યાં તેની કાંઇ ખોટ પડશે નહિ.

આ પ્રમાણે વિનતિ કર્યા છતાં પણ પ્રભુદાસે કંઇ જવાબ આપ્યો નહિ. ત્યારે ટીખળી સ્વભાવના મનહરદાસે પ્રભુદાસની પાસે આવી હાથમાંનો પત્ર ખેંચી લીધો, અને તે વાંચ્યો. વાંચીને કહેવા લાગ્યો, કે વાહ, વાહ! પ્રભુદાસજી મેં હવે જાણ્યું, કે તમે આ નૂતન વિચારમાં ગુંથાયા છો, જેથી મારા પ્રશ્નનો ઉત્તર મને મળ્યો નહિ. આપ જાણો છો, કે મોર પીંછાંવડે રળિઆમણો છે, તેથી અમારા વગર તમારી જાન શોભવાની નથી.

**પ્રભુદાસ**—ભાઈ, હું એજ વિચારમાં હતો, માટે જવાબ દઇ શક્યો નથી. તેને માટે ક્ષમા કરશો.

**મનહરદાસ**—કાંઇ ફીકર નહિ. હું દુકાને જાઉં છું મુનીમ અને બીજા ગુમાસ્તાઓને મળીને યોગ્ય તજવીજ કરૂં છું.

મનહરદાસના ગયા પછી પ્રભુદાસે પોતાની પાસે પડેલો બીજો પત્ર લઇ વાંચવા માંડયો. આ પત્ર ભવિષ્યમાં થનારાં તેમનાં પત્ની મોહીનીનો હતો તેમાં લખ્યું હતું, કે હે નાથ, થોડા વખતમાં હું હવે તમારી સહગામીની થઇશ. આ કવરમાં પત્ર સાથે આપની અર્ધાંગનાના અનિત્ય શરીરની છબી મોકલી છે, તેનો સ્વીકાર કરશો.

**પ્રભુદાસ**—[ સ્વગત ] અહા! કેવી સુંદર છબી, વાહ વાહ! કેવાં વિલોલ નેત્રો, અરે શું મનહર મુખ! આ પ્રમાણે થોડોક વખત માયાના મોહમાં પડતાંજ વિચારો પલટાય છે અને તેજ ક્ષણે બેય હાથમાં પોતાના ભવિષ્યમાં થનાર પત્નીની છબી અને બીજામાં હાથમાં પોતાના પ્યારા પ્રભુની છબી લઇ મુકાબલો કરે છે.

ગઝલ.

છબી લઇ હાથમાં પોતે, પ્રભુને પ્રેમથી નીરખે;
હૃદયથી ચાંપીને વહાલે, પ્રભુને પ્રેમથી નીરખે.
મુગટ મકાકૃત કુંડલ, પહેરેલાં છે કર્ણમાં,
બાજુબંધ બાંયપર શોભે, શોભા શી એ વર્ણુંમં. છબી.
પિતાંબર પિત પહેર્યાં છે, કટિમેખળા કમર માંયે,
નુપુરો છે પદાંમ્બુજે, સ્થિર મન માહરૂં થાયે. છબી.

નગધાર, મમ આધાર, તોડ તમ જાળાબ્ધીને,
વિજયશંકર હર અઘ તું, તારી સંસારાબ્ધીને. છબી.

પ્રભુની છબી જોતાંજ ચિત્ત ઘણું આકર્ષાય છે. જગતનિયંતાને ભજતાં જગજંજાળ છૂટી જાય છે, અને અખંડાનંદના અક્ષરધામની પ્રાપ્તી થાય છે. આવી વહાલાજીની છબી સાથે તરુણીની તસબીર સરખાવતાં તે પણ મોહ ઉપજાવે તેવી છે, ચિત્તને ચલાયમાન કરે તેવી છે. જો પ્રભુકૃપા હોય અને સદ્ગુણી તેમજ સદ્વર્તનવાળી પત્ની મળે તો તે આ પ્રભુજીની સેવામાં મદદગાર થઇ પડે.

આવા આવા વિચારો થાય છે. હજી કંઇપણ એક નિશ્ચય ઉપર પ્રભુદાસ આવ્યા નહતા, એટલામાં પોતાનાં સગાં, વહાલાં તથા ઇષ્ટ મિત્રો આવી પહોંચે છે, અને લગ્નસંબંધની ધામધૂમો મચાવી મૂકે છે. કોઇને માઠું ન લગાડવું એવા પોતાના નિયમને વળગી રહેતાં મને ! કે કમનને પણ પોતે પરણવા જવા તૈયાર થયા.

### આવાશહી-તાલ ત્રિતાલ.

ભક્ત પરણવા જાય, પુરથી ભક્ત પરણવા જાય;
મંગળ ગીતો ગવાય— પુરથી.
જોડી જાનને પંથે પળીઆ, સગાં સંબંધી આવી મળીઆ;
આનંદ ઘણો વર્તાય— પુરથી.
પિતૃદ્રવ્યનું દાનજ કરતા, દીન જનોનાં દુઃખો હરતા;
આપી અતિ હર્ષાય— પુરથી.

પ્રભુચરણમાં પ્રીતિ ધરાવનાર પ્રભુદાસ, રસ્તામાં ગરીબ લૂલાં, લંગડાં, આંધળાં, મુગાં, પતીઆં વગેરે અનાથ બનેલાં મનુષ્યોને અન્ન વસ્ત્રાદિક વડે સંતોષતા સંતોષતા આવે છે.

બીજી તરફ કૃષ્ણ પરમાત્મા રૂક્ષ્મણીને સાથે લઇ આ પોતાના ભક્તની કસોટી કરવાની ઇચ્છાથી કુંદનપુરથી રત્નપુરને રસ્તે એક માઇલને છેટે આવી મુકામ કરે છે, ત્યાં રૂક્ષ્મણી પ્રત્યે પ્રભુ બોલ્યા, કે હે દેવી તમારા મનમાં મારા ભક્ત વિષે શંકા પ્રગટ થઇ છે. તે શંકાનું સમાધાન થવાની હવે થોડીજ વાર છે.

રૂક્ષ્મણી—નાથ, તમારો ભક્ત ક્યાં છે. તે તો મને બતાવો.

**કૃષ્ણ**—તેના લગ્નનો આજ દિવસ છે અને તે આ રસ્તે થઈનેજ પરણવા જશે.

**રૂક્ષ્મણી**—બસ કરો પ્રભુજી, જોયો એ તમારો ભક્ત, તમારૂં ભજન કરનારા તે ક્યાંય સંસારી હોય ? તે તો માયાથી અળગા રહી તમારૂં ભજન કરે તોજ તેનું કલ્યાણ થાય.

**કૃષ્ણ**—દેવી તમે જાણતાં નથી. મારા ભક્તો સંસારમાં રહે છે. સંસારના સ્વાદોનો ઉપયોગ કરે છે, પરંતુ તે સંસારમાં મુગ્ધ બની જતા નથી પણ તેનાથી અલગ-નિરાળા રહે છે મેંજ મારા ભક્તોને ઉપદેશ કરેલો છે, કે 'સંસારમાં સરસો રહે, ને મન મારી પાસ; મુજ માયામાં લિપ્ત નહિ, તે જાણું મારો દાસ.'

**રૂક્ષ્મણી**—સંસારમાં રહે, સંસારના સુખોને ભોગવે તે માણુસ વળી સંસારથી નિરાળો રહે એ તમારૂં કથન મને વિરોધાભાસ કરનારૂં છે

**કૃષ્ણ**—દેવી, જુઓ કમળ એ જળમાંજ ઉત્પન્ન થાય છે, અને હંમેશાં જળમાંજ રહે છે. તેને જળમાંથી મુક્ત કર્યા પછી નિસ્તેજ પડી જાય છે પરંતુ જળમાં રહ્યા છતાં તેને જળનો છાંટો સ્પર્શ કરી શકતો નથી એજ પ્રમાણે મારા ભક્તો સંસારમાં રહે છે તે સંસારથી નિરાળોજ છે. તે તો સંસારમાં રહી શુદ્ધમનથી, સત્યવ્રતથી, પ્રામાણિકપણાથી, દયાથી અને હંમેશાં પરોપકારથી પોતાનું જીવન વ્યતિત કરી મારામાં પૂર્ણ આસ્થા રાખી મને ભજે છે. એવા ભક્તમાંનો આ એક ભક્ત છે. તેની કસોટી તમારી મરજીમાં આવે તેવી રીતે કરી લો.

**રૂક્ષ્મણી**—પ્રભુ, તમારૂં શરીર રક્તપિત્તવાળું બનાવો અને જ્યાં સુધી હું તેની કસોટી કરૂં, ત્યાં સુધી તમારે તેની જોડે કંઈપણ વાતચિત્ત કરવી નહિ.

આ પ્રમાણેના સંકેત પ્રમાણે પરમાત્માએ પોતાનું શરીર રક્તપિત્ત વાળું બનાવ્યું. અને કુંદનપુર જવાના રસ્તા વચ્ચે લુગડાની પથારી કરી તે ઉપર પડયા. રૂક્ષ્મણીએ એક તદન નિરાધાર હોય તેવી બ્રાહ્મણી વેષ ધારણ કરી પરમાત્માનું મુસ્તક પોતાના ખોળામાં રાખી ઠાવકું મોઢું કરી બેઠાં. થોડીવારે તેજ ઠેકાણે પ્રભુદાસની જાન આવી પહોંચી.

**પ્રભુદાસનો મુખ્ય ગુમાસ્તો**—મુનીમ, જે જાનને મોખરે ઘોડે-સવાર થઈ જતો હતો, તેને વેગળેથી કંઇક દુર્ગંધ આવવા લાગી. તેણે આમથી તેમ જોયું પણ કંઇ જણાયું નહિ. જેમ જેમ તે આગળ ચાલતો

ગયો તેમ તેમ દુર્ગંધ વધવા લાગી. છેવટે જ્યાં પરમાત્મા રસ્તામાં મુકામ કરી પડયા છે ત્યાં આવતાં સંદેહ ટળી ગયો. મુનીમે વિચાર્યું, કે જો પ્રભુદાસ આ બ્રાહ્મણને જોશે તો જરૂર તેનું દુઃખ કાપવા તૈયાર થશે. અને બનશે તેટલી સારવાર કરવા બેસશે. આજે લગ્નનો દિવસ છે, તેનું પણ તેમને ભાન રહેશે નહિ. અને તેથી લગ્નમાં મોટું વિઘ્ન આવશે. માટે તેમના અત્રે આવતાં પહેલાંજ આ રક્તપિતીઆં બ્રાહ્મણને અહીંથીજ દૂર કરૂં.

આમ વિચારી રક્તપિતીઆ બ્રાહ્મણ પ્રત્યે કહેવા લાગ્યો.

**મુનીમ**—(મોંઢે લુગડાનો રૂમાલ દઇ) દૂર રહો, ભિખારીઓ તમારા બાપનું આમ રસ્તા વચ્ચે શું દાટયું છે? કેમ કોઇ બોલતું નથી. જણાઓ છો ભિખારી અને મગજમાં આટલો બધો પાવર શો!

**રૂક્ષ્મણી**—ભાઇ, પાવર તો અમને કશો નથી. પરંતુ હું શું કરૂં? મારા આ પતિ રક્તપિતીઆ છે. તેમનાથી ઉઠી શકાતું નથી; તેમ તેમને લઇને બીજી બાજુએ મૂકવાની મારામાં શક્તિ નથી. માટે કૃપા કરી મને મદદ કરો તો આપણે બંને મળી તેમને રસ્તાની એક બાજુએ મૂકીએ.

**મુનીમ**—અરે, દુષ્ટા તને બોલતાં શરમ નથી આવતી? આ તારા પતિને ઉચકી બાજુ ઉપર મૂકતાં મારાં લુગડાં તથા હાથ બગડે. મારા શેઠનું આજે લગ્ન છે ત્યાં જાને જવા નીકળેલો છું માટે તારા કહેવા પ્રમાણે હું તને કંઇ પણ મદદ કરી શકું તેમ નથી.

**રૂક્ષ્મણી**—ભલે ભાઇ તમારી મરજી. ત્યારે આ મારા પતિ ઉપર થઇને તમારો ઘોડો ચલાવો. તેમજ પાછળ આવતાં વાહનો અને સાજન પણ ભલે મારા પતિ ઉપર થઇને જાય, મને તેની દરકાર નથી. તમને જેમ પ્રભુ વહાલા હોય તેમ કરો.

આ પ્રમાણે વાદવિવાદ ચાલે છે એટલામાં બીજાં વાહનો અને નોકરો આવી પહોંચ્યા. નોકરોને મુનીમે હુકમ કર્યો, કે આ રક્તપિતીઆને અહીંથી ઉઠાવી બીજી બાજુએ લઇ જાઓ. અને તેની બાજુએ એવી રીતે ઉભા રહો, કે તે રક્તપિતીઓ, પ્રભુદાસ શેઠની નજરે પડે નહિ. આ હુકમનો કોઇપણ અનાદર કરશે, તે શિક્ષાને પાત્ર ઠરશે.

મુનીમના હુકમનો અમલ કરતા બધા નોકરોએ મળી રક્તપિતીઆને ઉઠાવ્યો. અને એક બાજુએ લઇ જઇ તેની આડે એક પછી એક ઉભા, જેથી રક્તપિતીઓ શેઠની નજરે પડે નહિ.

થોડીવારે પ્રભુદાસ શેઠ જે ગાડીમાં બેઠા હતા, તેજ ગાડી ત્યાં આવી પહોંચી, કે તરતજ નોકરો સાવધાન થઇ ગયા. એક એકને કોહણીઓ મારી સતેજ કરવા લાગ્યા. પરંતુ પ્રભુદાસને પ્રભુ શરીરમાંથી નીકળતી દુર્ગંધીએ ચમકાવ્યા. તેઓ આમ તેમ જોવા લાગ્યા, ત્યાં નોકરોનો નવો તમાસો જોતાંજ વહેમ પડી ગયો. આગળ આવી મોટા નોકર પ્રત્યે બોલ્યા, કેમ રામા! તમે બધા એકી સાથે એક પછી એક, એમ કેમ ઊભા છો? રામાએ જવાબ આપ્યો, શેઠજી હવે કુંદનપુર નજીક આવી પહોંચ્યું છે તેથી અમો બધા આપને સલામ કરવા ઊભા છીએ. આવી દુર્ગંધિવાળી જગામાં સલામ કરવા ઊભા રહે, એ બનવું અશક્ય લાગવાથી સંદેહ પડયો અને તેથી પોતે નીચે ઉતરી જ્યાં રક્તપિતીઓ બ્રાહ્મણ પડયો છે ત્યાં આવ્યા. આ જોઇ શેઠે નોકરોને પુષ્કળ ઠપકો આપ્યો. અને તેમના ઊભા રહેવાનું કારણ પણ કળી ગયા. નોકરોને દૂર ખસેડી શેઠ પોતે ગરીબ બ્રાહ્મણી—રૂક્ષ્મણી પ્રત્યે કહેવા લાગ્યા, કે માજી અરેરે તમે બહુ દુઃખી દેખાઓ છો. આ તમારા પતિને આવો પ્રાણઘાતક રોગ કેટલી મુદતથી થયો છે? તેથી કંઇ દવા વગેરે કરો છો કે કેમ? આવા ઉનાળાના સખ્ત તાપમાં તમને આરામ કરવાને કંઇપણ છાંયડી વાળી જગા ન મળી?

**રૂક્ષ્મણી**—ભાઇ તમે તમારે રસ્તે જાઓ. મારાં લાગ્યાં હું ભોગવી લઇશ. તમે જરા જીવ બાળ્યો, તેથી મારૂં શું ઉઘડયું? મારે કશો આ-ધાર હોત તો મારી આ સ્થિતિ હોય? પરંતુ તમારાથી કંઇ મારૂં દુઃખ ભાગવાનું નથી. તો વિના કારણે તમારી સાથે માથાકુટ મારે શા માટે કરવી?

**પ્રભુદાસ**—માજી. એ શું બોલ્યાં. હું માત્ર જીવ બાળીને તમને સારૂં લગાડવા માગતો નથી. તમને જોઇતી પૂર્ણ મદદ કરવાને આ તમારો દાસ હાજર છે. તમે કહો, તો તેમને હું કોઇ સારા વૈદને ભલામણ કરૂં. તેમને માટે દવાના જે પૈસા ખરચ થશે તે પણ હું પોતે આપીશ તમને તથા તમારે રહેવાના સ્થળનો, વાસણ કૂસણનો અનાજ પાણીનો બધો બંદો-બસ્ત કરવા સેવક તૈયાર છે.

**રૂક્ષ્મણી**—ભાઇ તમને એક વખત કહ્યું, કે આ રોગ તમારાથી કે વૈદથી મટે તેમ નથી. તો પછી તમારી તમેકહી તેબધીમદદ મને શા કામમાં આવવાની હતી. હું તમારી મદદ લેવા ઇચ્છતી નથી. રોગ એવા પ્રકારનો છે કે તેને માટે આ દુનિઆમાં દવાજ નથી. ભલભલા મોટા માણસોની સાથે મેં આ રોગની દવા માટે ફાંફાં માર્યાં છે, પણ તે બધાં વ્યર્થ ગયાં છે. તો તમારૂં શું ગજું!

**પ્રભુદાસ**—માજી, હું રત્નપુરનો રહીશ છું, મારા પિતાનું નામ સોમદત્ત શેઠ હતું. મારૂં નામ પ્રભુદાસ છે. પ્રભુ કૃપાએ અને આપની દયાથી હું સુખી છું, અને તેથી કોઇપણ ભોગે બીજાંને સુખી કરવા માટે મારૂં તન મન ધન સર્વ અર્પણ થાય તો હરકત નહિ, પરંતુ દુઃખી માણસનું દુઃખ ભાંગવું એ મારો નિયમ છે. માટે હું કોઇ રીતે આ બ્રાહ્મણને બચાવ્યા વગર રહીશ નહિ.

જોકે આજે મારૂં લગ્ન છે. પરંતુ આ બ્રાહ્મણનું દુઃખ દુર કર્યા સિવાય લગ્ન કરૂં તો મારી ઇકોતેર પેઢીઓ રૌ રૌ નર્કવાસી થાય.

નાની ઉંમરના ભક્ત પ્રભુદાસની આ ભયંકર પતિજ્ઞા સાંભળી રૂક્ષમણી વિસ્મય પામ્યાં, અને તેની તેમને દયા આવી પરંતુ કસોટી કરવાનો તેમનો નિશ્ચય હોવાથી પ્રભુદાસને કહેવા લાગ્યાં, કે ભાઈ હવે મને કંઇક તમારો ભરોંસો પડે છે અને તેથીજ કહું છું, કે

**રૂક્ષમણી— રાગ ભૈરવી.**

કહું કર્મકથની અમારી, છું અતિશે દુખિયારીરે—કહું.
પુષ્પવાટિકા નગ્ર પાસે, સુંદર સરોવર ભર્યું વારી;
મુજ પતિ નિત્ય નહાવા જાતા, શ્રીહરિ સહાય હતી સારીરે—કહું.
અચબુચ આવી કન્યા તેવે, નગ્ન થઇ પડી નહાવા;
મુજ પતિ અતિ ગભરાયા, આવે આફત અણધારીરે—કહું.
ઋષિબાળા બહાર આવી, બતાવી નીજ મનની ટેક;
પાણિ ગ્રહો પ્રેમથી મારૂં, તો બનું હું સુખીઆરીરે—કહું.
એક પત્નીવ્રત પુત્રી મારે, ધેરજ જાને તું તારે;
તુજ જનક પાસે જઇ કહેજે, વરાવે યોગ્ય પતિ વિચારીરે—કહું.

રૂક્ષમણીએ પોતાનું વૃત્તાંત સ્પષ્ટપણે સમજાવ્યું કે ભાઇ મારા પતિ પુષ્પવાટિકા નગરની પાસે આવેલા એક સુંદર સરોવરમાં દરરોજ સ્નાન કરવા જતા હતા. ત્યાં એક ઋષિ કન્યા આવી પહોંચી. મારા પતિ સૂર્યોપાસના કરતા હતા, એટલે તેમનાં ચક્ષુ બંધ હતાં એનો લાભ લઇ આ ઋષિકન્યા નગ્નાવસ્થામાં જળમાં ક્રીડા કરવા લાગી. થોડીવારે તે જળમાંથી બહાર નીકળી કે મારા પતિ સૂર્યોપાસના કરી રહ્યા. અને નેત્રો ઉઘાડી જુએ છે તો ઋષિકન્યાને નગ્નાવસ્થામાં જોઇ. એક બીજાની આંખ મળતાંજ બંનેએ નીચું ઘાલ્યું. મારા પતિ તરતજ એક ઝાડની બાજુએ જઇ ઉભા તેટલામાં આ ઋષિપુત્રી પોતાનાં વસ્ત્રો પહેરી મારા પતિ, પાસે આવી

અને મારા પતિને કહેવા લાગી, કે મારી સાથે લગ્ન કરો! મારા પતિ ચમક્યા, ને કન્યાને ઉત્તર આપ્યો, કે પુત્રી મારે એક પત્નીવ્રત છે. માટે મારાથી તારા કહેવા પ્રમાણે બનશે નહિ. હું મારો નિયમ પ્રાણાંતે પણ તોડીશ નહિ. આ શબ્દો કન્યાએ સાંભળ્યા, ત્યારે તે પણ બોલી; કે મારો પણ એ નિયમ છે, કે મારૂં નગ્ન શરીર જે પુરુષ જુએ, તેની સાથેજ મારે લગ્ન કરવું. માટે તમારે મારી સાથે લગ્ન કરવુંજ પડશે. મારા પતિ પોતાના નિશ્ચયમાં મજબુત રહ્યા, અને કન્યા નિરાશ બની તેણે પણ પોતાનું બળ મારા પતિ ઉપર અજમાવ્યું. પાણીથી પોતાની અંજળી ભરી મારા પતિ સામે ક્રોધથી બોલી, કે હે દુષ્ટ પુરુષ આટલી આટલી વિનંતિ કર્યા છતાં જ્યારે તું માનતોજ નથી તો હું તને શાપ આપુંછું, કે આ તારૂં પહેલવાન જેવું દેખાતું શરીર રક્તપિતીયુ થાઓ અને ઘણું દુઃખ ભોગવો. એમ કહી તેણે તે અંજળી મારા પતિ ઉપર છાંટી, કે તરતજ મારા પતિના શરીરે મોટા મોટા ફોલ્લા ઉપડી આવ્યા. તે ફટતાંજ તેમાંથી રક્ત અને પરૂના રેલા ચાલવા લાગ્યા, મારા પતિએ તે બધું સહન કરી તેને વિનતિ કરી, કે હે બાળા, મારા નિયમને વળગી રહેતાં હું ઘણો દુઃખી થાઉંછું, પરંતુ આ તારા શાપનો કોઇ રીતે અનુગ્રહ કર તેમણે ઘણી ઘણી તેની પ્રાર્થના કરી, ત્યારે તેને દયા આવી તેમ તેણે તેનો ઉપાય બતાવ્યો.

**પ્રભુદાસ**—માજી સત્વર મને જણાવો કે તે કયો ઉપાય તે બાળાએ જણાવ્યો ?

**રૂક્ષ્મણી**—બાળાને દયા આવતાં, તે બોલી, હે બ્રાહ્મણ, જો કોઇ વીરપુરુષ પોતાનું લગ્ન કરવા જાન લઇ જતો હશે, તે પુરુષનું લગ્ન થયા અગાઉ પોતાની ભવિષ્યમાં થનારી ધર્મ પત્ની તેને પોતાને હાથેજ તરવાર વડે પુરુષનું ધડ મુસ્તકથી છૂટું કરી તેમાંથી નીકળતા રૂધિર વડે તમારા આ શરીરને લેપન કરે, તેજ ક્ષણે તમે તમારા શરીરની અસલ સ્થિતિને પ્રાપ્ત કરશો.

**પ્રભુદાસ**— ( કંપારી ખાતાં ફરી પ્રશ્ન કર્યો ) માજી મને જરા આ ઉપાય સ્ફૂટ કરી સમજાવો.

**રૂક્ષ્મણી**—નાદાન, વચન આપતાં વિચાર કરવો જોઇતો હતો. મારા કહેલા શબ્દો સ્પષ્ટ સમજાય તેવા છે, છતાં ફરી પ્રશ્ન કરે છે, તો કહું છું, કે તું જાન લઈને પરણવા જાય છે. તને પરણનારી આ તારૂં લગ્ન થયા અગાઉ અહીં આવીને પોતાના હાથમાં તરવાર લઇ તારૂં મુસ્તક,

ધડથી છૂટું કરી તારા રૂધિર વડે મારા આ પતિને શરીરે લેપન કરે. તેજ ક્ષણે અમારા પતિનો તમામ રોગ એકદમ દૂર થાય, અને સૂર્યનારાયણના જેવા તેજસ્વી બને, હવે સમજ્યો, કે કાંઈ બાકી રહ્યું છે ?

**પ્રભુદાસ**—( સ્વગત ) હે દીન દયાળ પ્રભુજી, મરતી વખતનાં મારા પૂજ્ય પિતાશ્રીનાં વચનો મને યાદ આવે છે. તેમણે કહ્યું હતું. કે તન, મન અને ધનથી પણ જો કોઇનો જીવ બચતો હોય તો લગાર પણ આનાકાની કરવી નહિ. આ બ્રાહ્મણ અતિ દુઃખી છે, તેને સુખી કરવાની મને આ અમૂલ્ય તક મળી છે, તો તે તકનો લાભ મારે લેવોજ જોઇએ.

**રૂક્ષ્મણી**—કેમ પ્રભુદાસ શો વિચાર કરે છે ? મેં તને કહ્યું હતું, કે ભાઈ તારે અમારી આ પંચાતમાં પડવું નહિ. તે તેં માન્યું નહિ, હવે તને મોટો વિચાર થઈ પડયો. માટે હજી પણ કહું છું, કે ભાઇ તું તારે રસ્તેજ ચાલ્યો જા, અમારાં લાગ્યાં અમે ભોગવી લઇશું.

**પ્રભુદાસ**–માજી, તમે આકળાં થાઓ નહિ, હું એજ વિચાર કરૂં છું કે,

**કવિત.**

હાથીકે દાંતકે ખીલોનાં ભાત ભાત હુકે
બકરેકી ખાલ પાની ભરકે પીલાવેગી
સાબરકી ખાલમેં અકડે હય સિપાઇ લોગ
ગેંડેકી ઢાલ રાજા રાના મન ભાવેગી
જીતે પરમાર્થ મેં લગાવે તાં લોં
મનુષ્યકી ખાલ કછુ કામમેં નહિ આવેગી

માજી અબોલ બિચારા પશુઓ, જેમના મરણ પછી તેનાં અસ્તી, માંસ અને ચામડી લોકોપયોગી થાય છે; પરંતુ મનુષ્યનું મરણ થતાં તેને બાળી મૂકવામાં આવે છે, અથવા તો જમીનમાં દફન કરવામાં આવે છે. જીવતાં તો તેણે કંઇ પરોપકાર કર્યો હતો નહિ અને મુવે પણ તે કોઇના ઉપયોગમાં આવ્યો નહિ એવા મનુષ્યને હજારો કોટિ ધિક્કાર હું આપું છું. માજી મારાં ધન્ય ભાગ્ય, કે મારાજ રૂધિર વડે તમારા આ પતિ સર્વાંગે નિરોગી બને એ શું ઓછું છે ! !

આ પ્રમાણે રૂક્ષ્મણી સાથે વાતચિત થયા પછી તેમણે આખી જાનને ત્યાંજ રોકી દીધી. પોતાની પેટીમાંથી પેન્સીલ અને કાગળ કાઢી એક પત્ર પોતાનાં ભવિષ્યમાં થનારાં પત્ની ઉપર લખ્યો. અને તે પત્ર પોતાના એક અનુચરને આપી કુંદનપુર મોકલ્યો.

આ તરફ કુંદનપુરમાં પ્રભુદાસના સસરા શ્રીદત્ત શેઠ આવતી જાનને માટે તેમનું સ્વાગત કરવાને ભારે તૈયારીઓ કરી રહ્યા હતા. વરરાજા માટે, મુનીમ અને અન્ય ગુમાસ્તાઓ માટે, જાનૈયાઓ માટે અને વાહનો માટે તેમની ઉતારાની, જમવાની અને પાણી વગેરેથી સારવાર કરવાને સંભાળનાર અધિકારીઓ અને તેના હાથ નીચેના માણસોની ગોઠવણ કરવામાં ગુંથાયા હતા. તે અરસામાં કુંદનપુર મોકલેલો પ્રભુદાસનો અનુચર રસ્તામાં શેઠજીની પુત્રીનાં લગ્ન પ્રસંગે શેરીએ શેરીએ થયેલી શોભા નિરખતો નિરખતો આવી પહોંચ્યો. તેને શ્રીદત્ત શેઠનો માણસ મળી આવ્યો. તેને આ પ્રભુદાસના નોકરે પોતાને શેઠજીનાં પુત્રીને મળવાનું છે અને પ્રભુદાસનો આપેલો પત્ર તેમને પહોંચાડવાનો છે માટે કયે રસ્તે અને કેવી રીતે મળવું તેની માહીતી મેળવી લીધી. શ્રીદત્ત શેઠના માણસે બતાવેલે રસ્તે તે શેઠની કન્યાને મહેલે આવવા નીકળ્યો.

આ તરફ શેઠજીનાં પુત્રી મોહીની, પોતાની એક વૃદ્ધા દાસી સાથે પત્ની ધર્મ ઉપર વાદવિવાદ કરતાં હતાં. વૃદ્ધા એક વકતા અને વિદૂષી બાઇ હતી વખતો વખત સારાં પુસ્તકો, ભાષણો, અને સતિઓનાં જીવનચરિત્રો પુત્રીની પાસે બેસી વાંચતાં, એમાંથી જે અગત્યની બાબત આવે તેની નોંધ શેઠની પુત્રી પાસે કરાવતાં. એ નોંધનું એક મોટું પુસ્તક થયું હતું. આજે લગનનો દિવસ હતો, તેથી તે પુસ્તક પુત્રી મોહીની વાંચતી હતી. તેમાં પત્ની ધર્મના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે હતા.

લગ્ન વખતે સપ્તપદીમાં જે જે પ્રતિજ્ઞા પતી સાથે કરવામાં આવી હોય તેનું પ્રાણાંતે ઉલંઘન કરવું નહિ. (૨) પતિ, આંધળો, લુલો, લંગડો, રોગી, કદરુપો હોય તોપણ તેને પરમેશ્વર તુલ્ય માની તેની આજ્ઞાનો કદિ પણ ભંગ કરવો નહિ. (૩) તેની આજ્ઞા સિવાય ઘરમાંથી એક ડગલું પણ સ્ત્રીએ બહાર મૂકવું નહિ. (૪) પોતાનાં સસરો, સાસુ, જેઠ, જેઠાણી, દીયર, અને નણંદો સાથે પોતાનાં માતા, પિતા, ભાઇઓ અને બેનો પ્રમાણે વર્તવા ચુકવું નહિ. (૫) પરપુરુષનો સ્વપ્ને પણ સંગ રાખવો નહિ ? તેમ તેની સાથે એકાંતમાં કદી પણ વાતચિત કરવાનો પ્રસંગ રાખવો નહિ. (૬) રાત્રીએ પોતાના પતિ સિવાય અગર તો કોઇ વૃદ્ધ સ્ત્રીને સાથે લીધા વગર સ્ત્રીએ કદી પણ બહાર પગ મૂકવો નહિ. (૭) પોતાના બાપ કે ઉંમર લાયક ભાઇ સાથે પણ એકજ સ્થાન ઉપર કદી પણ બેસવું નહિ. ટૂંકામાં પતિને પરમેશ્વર ગણી અંતઃકરણ શુદ્ધ રાખી સદ્‌વર્તનપણે જે સ્ત્રી ચાલે છે તે સ્ત્રી પોતાનાં સાસરીઆં અને પિયેરીયાંની ઇકોતેર પેઢી તારે છે.

આ પ્રમાણે વૃદ્ધ સ્ત્રી સાથે વાતચિત મોહીની કરી રહ્યાં છે. ત્યાં પ્રભુદાસનો અનુચર મહેલની નીચે ફાંફાં મારતો આવી ઉભો છે. વૃદ્ધા કોઇ કામ પ્રસંગે છજામાં બહાર નીકળે છે, કે વૃદ્ધાની અને અનુચરની એક દૃષ્ટિ થાય છે. તે વખતે વૃધા-કેમ ભાઇ તું શું જોઈ રહ્યો છે ?

**અનુચર**—( વૃદ્ધા પ્રત્યે ) માજી મારે મોહીની બેનને મળવું છે. મારા પ્રભુદાસ શેઠજીએ આપેલો પત્ર તેમને હાથોહાથ આપવો છે.

મોહીનીની રજા લઈ વૃદ્ધાએ અનુચરને ઉપર બોલાવ્યો, અનુચરે પત્ર મોહીનીના પગ પાસે મૂકયો. તે લઇ મોહીની વાંચવા લાગ્યાં-વૃદ્ધાએ બીજી દાસીઓને ત્યાંથી દુર કરી અને મોહીની પત્ર વાંચવા લાગ્યાં—

**રાગ આશાવરી તાલ ત્રિતાલ.**

પિયુનો પત્ર આવ્યોરે, હું થઇ ગઈ નિહાલ.
આ દૂત પત્રને લાવ્યો, મુજ મનમાં બહુ એ ભાવ્યો;
પતિ સંદેશો સમજાયોરે. હું થઇ૦
તન મનથી હું બલીહારી, પ્રાણેશ હૂકમ શિર ધારી;
મુજ પર અતિ ભાવ બતાવ્યોરે. હું થઇ૦
સ્વામી પામી પૂણ્યે, શ્રીહરિ કૃપાથી નવ ન્યૂને;
જઇ મળું જ્યાં સાસુ જાયોરે. હું થઇ૦

---

દોહરો.

વાંચી પત્ર પ્રાણ પતિનો, અતિ હર્ષ ઘેલી;
શોચે મન મહી અહીંથી, જાઉં વહેલી વહેલી.
જગ જન મનથી, છો એમ ધારે;
નિંદા કરી કરે ભલે, મુજ વાતો વધારે.
હાલ હાલ આવી મળુ છું, એવું મન વધારે;
ભેટી ભાવે આપને, જાણીશ હું સહુ સારે.

પત્ર વાંચી તરત જ એક દાસીને મોહીનીએ આજ્ઞા કરી, કે આજે મારા લગ્નનો દિવસ છે, તેથી મારે શ્રી જગદંબાનું પુજન કરવા જવું છે, માટે તેને માટે પુજાસામગ્રી તૈયાર કર. અનુચરને કહ્યું કે ભાઇ તમે જે રસ્તે થઇને આવ્યા તે રસ્તા ઉપરના દરવાજે જઇ તમે ઊભા રહો. મારા પિતાશ્રીની આજ્ઞા મેળવી હું તમને ત્યાં આવી મળું છું. અનુચર વિદાય થયો એટલે મોહીનીએ પોતાના પિતાને તેડવા માટે બીજી દાસીને મોકલી.

મોહીનીનો સદેશો મળતાં પિતા મોહીની પાસે આવ્યા. પિતાને જોઇ મોહીની પોતાના આસન પરથી ઉઠી તેમને પગે લાગ્યાં. અને જગદંબાની પૂજા કરવા જવા માટે રજા લીધી. પિતાએ કહ્યું, બેન ભલે પૂજન કરવા સુખેથી જાઓ, પરંતુ હવે જાન લગભગ આવી પહોંચી છે માટે જેમ બને તેમ ત્યાંથી વહેલાં આવી જજો. આજ્ઞા આપી પિતા વિદાય થયા અને પોતાને કામે વળગ્યા.

મોહીની પિતાની આજ્ઞા મળતાં જ એકદમ બહાર નીકળી પડયાં. જે દરવાજે અનુચરને ઊભા રહેવા આજ્ઞા કરી હતી તે દરવાજે આવી અનુચરને મળ્યાં, પછી અનુચર સાથે પોતાના ભવિષ્યના પ્રાણેશ જયાં હતા, ત્યાં આવી હાજર થયાં. અનુચરે મોહીનીના આવ્યાના વર્તમાન પ્રભુદાસને કહ્યા. પ્રભુદાસ રૂક્ષ્મણીની રજા લીધા સિવાય પોતાનાં પત્નીને મળવા માટે તંબુમાં જઇ પહોંચ્યા. તંબુમાં પેસતાં અથાક સ્વરૂપની મોહીનીને જોઇ, પોતાની સ્થિતિનો વિચાર કરતાં પ્રભુદાસની આંખોમાંથી સરરર આંસુઓ સરવા લાગ્યાં. અહા! થોડીજ મુદતમાં આ દેહનો નાશ થતાં આવું સ્ત્રી રત્ન રાખમાં રોળાઇ જશે. અરે ! આ ગુલાબનું પુષ્પ પગ તળે આવી ચગદાઇ કરમાઇ જશે. આવા આવા વિચારો ઉત્પન્ન થતાં પ્રભુદાસ માત્ર એટલું જ મુશ્કેલીએ બોલી શકયા કે ' પ્રિયે આવ્યાં ? '

### દોહરો.

પ્રથમ પહેલી ભેટમાં, થાયે હર્ષ અપાર;
(પણ) સામસામાં ઊભાં રહ્યાં, આંખે આંસુ ધાર.

' પ્રિયે આવ્યાં ? ' આ પ્રશ્નનો ઉત્તર દેવા જયાં મોહીની પોતાનો ઓષ્ટ ઊંચો કરે છે, ત્યાં રૂક્ષ્મણી એકદમ ક્રોધયુક્ત આવી હાજર થયાં.

**રૂક્ષ્મણી**—( સ્વગત ) આ પણ ઠીક પ્રસંગ આવ્યો છે. હાલ જો હું પ્રભુદાસને ક્રોધયુક્ત વચનો કહીશ તે પોતાની સ્ત્રીના દેખતાં સહન કરી શકશે નહિ. અને તેનો ઘટતો ઉત્તર આપી મારૂં લગાર પણ અપમાન કરે, તો પ્રભુને બતાવી આપું કે શું તમે આવા ક્રોધી ભક્તને હૃદયમાં ધારણ કરો છો ? પછી પ્રગટપણે કહેવાં લાગ્યાં, કે કેમ પાપી પ્રભુદાસ, વચન આપતાં વિચાર કરવો હતોને, વચન આપ્યા પછી મારી રજા લીધા સિવાય અહીં આવી શું ભરાઇ રહ્યો છે ? અને આ તારી સ્ત્રી આગળ કેમ આંસુ ઢાળવા બેઠો છે, પાપી જેને માટે તને અત્યારે શોચ થાય છે, તેને માટે વચન આપતાં તારે વિચાર પ્રથમ કરવો હતો, ને જા દુષ્ટ તારા વચન ઉપર હું કાંઇ વિશ્વાસ રાખી બેઠી નથી.

આ પ્રમાણેનાં રૂક્ષ્મણીનાં ક્રોધયુક્ત વચનો સાંભળી પ્રભુદાસે કાંઈ પણ ક્રોધ કર્યા સિવાય રૂક્ષ્મણીના પગમાં માથું મૂકી નમન કર્યું અને રૂક્ષ્મણી પ્રત્યે બોલ્યા, કે—

**રાગ—આશા. તાલ-દીપચંદી.**

શાન્ત થાઓ તમે માજી મારાં, ક્ષમા કરોને અપરાધને મારા;
અલ્પબુદ્ધિ છે, દેવી મારી, આજ્ઞા લેવી ભૂલ્યો તમારી—શાન્ત.

પોતાના પતિની નમ્રતા અને રૂક્ષ્મણીની કઠોરતા જોઇ મોહીનીને હૃદયમાં આઘાત થયો. આજે તેમના લગ્નને દિવશે આ બાઇએ તેમનું સખત અપમાન કર્યું. તે અપમાન મોહીની સાંખી શકયાં નહિ; તેથી મોહીની રૂક્ષ્મણી પ્રત્યે કહેવાં લાગ્યાં, કે

**રાગ ચાલુ.**

ભેટવા ભાવે આવ્યા મુજ પાસે, નાહ્રા દેખીને અતિ તમ ત્રાસે- શાંત.
વચનબાણો બંધ કરો હાલે, સાભળું ના મુજ પતિપર વહાલે.- શાંત.
કહો આપ કાજે કરૂં હું આજે, મળે ફળ સારૂ ધરૂંના લાજે. શાંત.

**રૂક્ષ્મણી**—(સ્વગત) અહાહા ! કેવી પતિ પ્રત્યેની લાગણી ! હજી તો લગ્ન થયાં નથી, તે પહેલાં તેનો કેવો સદ્ભાવ ! આ પ્રમાણે તેના સદ્ગુણ તરફ રૂક્ષ્મણીનું ધ્યાન ખેંચાય છે. પરંતુ ભક્તને તો જાણી જોઇને તાવવો છે તેથી તે પ્રકાશથી બોલ્યાં. અરે, પ્રભુદાસ તું તારી આ સ્રીનું સૌન્દર્ય જોઈ મોહિત થયો છે. પરંતુ એ અને આ તારો દેહ એક વખત માટીમાં મળી જવાનો છે. માટે વિચાર કર, કે તેં અમને વચન આપ્યું છે. માટે તે વચન તારે અવશ્ય પાળવુંજ જોઇએ. વિચારી જો, કે

**દોહરો.**

અમર નથી અવની અને, અમર નથી આકાશ;
અમર નથી આ દેહ પણ, નામજ તેહનો નાશ.
ઉગ્યું તે તો આથમે, ફુલ્યું તે કરમાય;
જન્મ્યું એ તો જાય છે, થવાનું હોય તે થાય.

મૂળે પ્રભુદાસને પોતાનું વચન પાળવાનો નિશ્ચય હતો, તેમાં વળી રૂક્ષ્મણીએ જે બોધ કીધો. તે તેમને સજ્જડ હૃદયમાં ચોંટયો, તેમ તે પોતાનું વચન પૂર્ણપણે પાળવા તૈયાર થયા.

**ગીતિ.**

સુણી વાણી રૂક્ષ્મણીની, આવ્યો જ્યાં નીજ જાન હતી વસી;
મોહીની પાસે આવી, ભાવિક ભકતે આપી ત્વરાએ અસિ.

તત્કાળ પ્રભુદાસે ભવિષ્યમાં થનારાં પોતાનાં ધર્મપત્નીને હાથમાં ખુલ્લી તરવાર આપી. જાનમાંના કેટલાંક હલકાં માણસોને આ કૃત્ય એક કૌતકરૂપ ભાસ્યું. મધ્યપંથીનાં માણસોને પોતે સારા કામે આવેલા તેને આ નબળું કૃત્ય કંટક સમાન લાગ્યું, અને ઉત્તમ માણસો આ પ્રભુદાસના પરોપકારી કામને ધન્યવાદ આપવા લાગ્યા.

મોહીનીના હાથમાં તરવાર આપતાં તે તરતજ પ્રભુદાસ પ્રત્યે બોલ્યાં, કે સ્વામિનાથ, આ ચકચકતી ખુલ્લી તરવાર મારા હાથમાં શા માટે આપો છો ?

**પ્રભુદાસ**—દેવી, આ બાઇનો પતિ રક્તપિત્તના દરદથી પીડાય છે, તેથી તેમનું દરદ દૂર કરવા માટે, એ તીક્ષ્ણ તરવાર મારી ગરદન પર ચલાવી મારા શરીરમાંથી નીકળતું રૂધિર તેમના પતિના શરીરે લેપ કરો એથી તેમનું દરદ દૂર થાય અને આપણું નામ આલોક અને પરલોકમાં અમર થાય.

દોહરો.

કંપતી કાયા કામિની, ગભરાઇ છે અપાર;
બેભાન બની ભૂપર પડી, ક્ષણું ન લાગી વાર.

**પ્રભુદાસ**—(મોહીની પ્રત્યે) દેવી ! જ્યારે માત્ર તરવાર હાથમાં લેતાં અને હકીકત સાંભળતાં તમે આ પ્રમાણે ગભરાઓ છો, તો પછી ગરદન કાપી મારૂં રૂધિર રક્તપિતીઆ બ્રાહ્મણને તમે શી રીતે ચોપડી શકશો ? વિચાર કરો, કે આ દેહ વહેલો મોડો પણ પડવાનો જ છે, તો આવા ધર્મ કાર્યમાં શા માટે દેહનો ભોગ ન આપવો ? માટે એકદમ મારી આજ્ઞાનો સ્વીકાર કરો, અને એક મહાન પરોપકારનું કામ તમારે હાથે કરી તમારી આ સુંદર દેહને પવિત્ર કરો.

**મોહીની**--સ્વામિનાથ, કાંઇક દયા કરો મારો આખો ભવ બાળવા ઊભા થયા છો. પતિ વગરની સ્ત્રી દુનિયામાં એક ભારરૂપ ગણાય છે, તેનો કાંઇક વિચાર કરો. હજી તો લગ્ન પણ થયાં નથી. મારાં કોડ પુરા કર્યા નથી. મારાં માતા પિતા આ વાત સાંભળશે ત્યારે તેમના મનમાં કેટલો ધ્રાસકો પહોંચશે ? સ્વામિનાથ, અરે આ ઘાતકી કામ કરવાને મારા હાથ કેમ ચાલે ? અરે કીડી જેવું પ્રાણી ભુલેચુકે મારા હાથે મરે તો હું કેટલી પસ્તાઉં છું, તો મારા આ પ્રાણાધારને મારતાં મારી છાતી શી રીતે ચાલે ?

**પ્રભુદાસ**—દેવી ! તમારૂં કહેવું ઠીક છે, પરંતુ સતિ સ્ત્રીઓ સ્વામિની આજ્ઞાનો લગાર પણ અનાદર કરી શકતાં નથી. હું અચંબામાં પડું છું, કે તમે આવાં જ્ઞાની થઇ માયાના આવરણમાં કેમ ઘેરાઇ ગયાં છો ? નાશવાન દેહનો વહેલો મોડો પણ ક્ષય થવાનો છે, માટે ઊઠો અને મારી આજ્ઞાનો સ્વીકાર કરો.

**મોહીની**—સ્વામિનાથ! હું મારા મનથી આપને ચોક્કસ રીતે વરી ચુકી છું. માત્ર બાહ્યવિધિ બાકી રહી છે. પરંતુ તમારા દેહનો નાશ થયા પછી હું મારા પિતાના ઘર પ્રત્યે જઇશ, તમારો નાશ થયાનો વૃતાંત મારા પિતા જાણશે તો મારૂં લગ્ન થયું નથી. તેથી મારા પિતા મને બીજે ઠેકાણે પરણાવશે. તેથી મારે તો એક ભવમાં બે ભવ થયા જેવું બનશે. તે પાતક પણ તમારે શિર રહેશે. તમારૂં ગરદન કાપવા કરતાં આ બાઇ તમને વચનથી બાંધનાર મુક્ત કરે તો તેમાં કાંઇ હાનિ નથી. અથવા મારૂં અને તમારૂં લગ્ન થતાં સુધી આ પરોપકારી કામ કરવાનું મુલ્તવી રાખો તો મારા એક ભવમાં બે ભવ કર્યાનું આપને પાતક નહિ લાગે. માટે આ બે રસ્તામાં આપને રૂચે તે રસ્તો કરો.

**પ્રભુદાસ**—દેવી, મેં મારો નિશ્ચય તમને જણાવી દીધો છે. એ મારા નિશ્ચયને હું કોઇ રીતે છોડી શકું તેમ નથી. માટે તમારાથી આ કામ થાય તો કરો. નહિ તો સુખરૂપે પાછાં તમારા પિતાને ઘેર પધારો.

મોહીનીએ જોયુ, કે પ્રભુદાસ પોતાના નિશ્ચયમાંથી ડગે તેમ નથી ત્યારે તેમને હવે વચનથી બંધનમુક્ત કરાવવા એજ મારી ફરજ બાકી રહી છે, તેથી તેઓ રૂક્ષ્મણી પાસે જઇ તેમને પગે પડી બોલ્યાં, કે—

**છંદ—લલીતના જેવો.**

દયા કરી ખરી, મમ પ્રાણ પરહરો, તે બદલ મહી અર્પું પ્રાણ ખરો;<br>
કંથ પ્રતિ અતિ પ્રેમ આપને, તેમજ મમ પતિ છોડાવવા મને.

**રૂક્ષ્મણી— છંદ—ગીતિના જેવો.**

સારી હતી મુજ પતિની, દેહ એહ જોઇ શું કહું હું તને;<br>
શાણી વાણી વદતાં, પાણ ભરૂં છું જોઇ આ દુઃખ નાથને.

મોહીનીએ રૂક્ષ્મણીને વિનતિ કરી, કે જો મારા સ્વામિને બદલે મારા શરીરનો નાશ થવાથી નભી શકતું હોય અને તેથી તમારા પતિનું શરીર આરોગ્ય થતું હોય તો હું આ મારા શરીરનો નાશ થવા ઇચ્છું છું, માટે કૃપા કરો અને મારા સ્વામિને બદલે મને મરવાની આજ્ઞા કરો.

રૂક્ષ્મણીએ ક્રોધ કરી જવાબ આપ્યો, અરે બાઇ તું કેવી નાદાન છે. દવાનો જ્યાં જેમ ઘટે તેમ તેનો પ્રયોગ કરી શકાય. જે દવાને પીવાથી રોગનો નાશ થતો નથી તે દવાને શરીરે ચોપડવાથી, કે તેને બદલે બીજી દવા પીવાથી દરદનો નાશ થતો નથી, તેમ તારા સ્વામિના રૂધિરથી મારા પતિ આરોગ્ય થતા હોય ત્યાં તારૂં રૂધિર શા કામનું? વળી તારો નાશ થયે અમને સ્ત્રી હત્યાનું પણ પાપ બેસે. તું કહે છે, કે "જેવી તમારા પતિ માટે તમને લાગણી હોય તેવીજ લાગણી મને મારા પતિ માટે હોય" આ તારૂં કથન જો કે ખરૂં છે પરંતુ તું નક્કી સમજ, કે તારા પતિ કરતાં મારા પતિનું શરીર અતિ સુંદર અને તેજસ્વી જ હતું, તેની આ દશા થઇ છે. તારો પતિ જીવતો રહેશે તો મારા પતિનો નાશ થવાનો એ નક્કી છે. અને તારા પતિનો નાશ થતાં મારો પતિ આ દુઃખમાંથી મુક્ત થઇ આરોગ્ય થશે એટલે સરવાળે બધું સરખું જ છે. વળી હજી તારૂં લગ્ન તેની સાથે થયું નથી, એટલે તેના મરવાથી તને કાંઇ હાનિ નથી. લગ્ન થયાં પહેલાં સ્વામિ, કે સ્વામિનાથ કહી તું એ પ્રભુદાસને ઉદ્દેશે છે એ પણ ખોટું છે. માટે તેના મરવાથી તું વિધવા થવાની નથી, પરંતુ મારા સ્વામિનો કાળ થતાં મારે વિધવાપણું ભોગવવું પડશે. માટે ખરી રીતે જોતાં પ્રભુદાસનાં શરીરની કીંમત કરતાં મારા પતિના શરીરની કીંમત હું વધારે ચાહું છું, માટે એ સંબધમાં હું કાંઈ છૂટછાટ આપી શકું તેમ નથી રૂક્ષમણીના આ શબ્દો સાંભળી મોહીની નિરાશ બની રૂક્ષમણી ઉપર તેને ઘણો ક્રોધ વ્યાપ્યો. મોઢામાંથી બે ચાર ગાલિપ્રદાન પણ મોહિની તરફથી રૂક્ષમણીને મળ્યાં. આ વાદવિવાદ થાય છે ત્યાં પ્રભુદાસ બોલી ઉઠયા—

**પ્રભુદાસ—** ગીતિ.

શું સમજાવું બાળાને, સમજે નહિ એ મૂર્ખ સમજાવી;
મોહીની—( રૂક્ષમણી તરફ આંગળી બતાવીને ),
શું સમજાવું અબળાને, સમજે નહિ આ અધમ સમજાવી,

**પ્રભુદાસ**—હે પ્રભો, આવા પરોપકારના કામમાં પણ તું આવી અડચણો ઊભી કરે છે. આ નાદાન સ્ત્રીને મારા મરવાથી કાંઇ નુકસાન થતું નથી છતાં આવું ધર્મકાર્ય કરવામાં પાછી પડે છે. માતાજીના કહેલા તેના પ્રત્યેના શબ્દો ઘણા આવકારદાયક અને બોધદાયક હોવા છતાં તેની કંઇ પણ તેને અસર થતી નથી, પણ ઉલટી માતાજીને ગાળો દેવા અચ-

કાતી નથી. મારે લાચારી માત્ર એટલીજ છે, કે તેના હાથથી આ મુસ્તક ધડથી જૂદું થવું જોઈએ. જો આ સરત ન હોત તો મેં તરવારવડે મારો પોતાનો કયારનોએ ઘાત કરી આ દરદથી દુઃખ પામતા બ્રાહ્મણને દુઃખમાંથી છોડાવ્યો હોત. પ્રભો હવે તું એના અંતરમાં ઉતર અને તેને આ ધર્મકાર્ય કરવાની બુદ્ધિ આપ.

ઉપરના શબ્દો મોહીનીને વજ્ર સમાન લાગ્યા. હું પતિની આજ્ઞા પાળવાને બંધાયલી છું છતાં આ તેની આજ્ઞાનો ભંગ કરી નર્કગામીની બનું છું. એ વિચાર ઉપસ્થિત થતાં પોતાના મનમાં નિશ્ચય કર્યો, કે પતિની આજ્ઞાનો સ્વીકાર કરી તેમનું રક્ત આ રક્તપિત્તીઆ બ્રાહ્મણને ચોપડી તેનું આરોગ્ય સુધારી એજ તરવારવડે મારે મારો પોતાનો ઘાત કરવો ઘટે છે. એમ નિશ્ચય કરી પ્રભુદાસ પ્રત્યે તે બોલી. સ્વામિનાથ આપની આજ્ઞાનું જે કંઇ ઉલંઘન કર્યું છે તેને માટે આપની ક્ષમા યાચું છું. તમારા દેહનો નાશ થયા પછી આ દેહ પણ દુનિઆમાં ભારરૂપ રહે નહી માટે આપના મૃત્યુ પછી તુરતને તુરત આ દાસી સ્વર્ગમાં પણ આપની સાથી બનશે. આ શબ્દો સાંભળી પ્રભુદાસ પ્રસન્ન થયા. તેમણે કહ્યું, દેવી આ પરોપકારના કામમાં આપણે આપણા શરીરનું બલિદાન આપીશું. એ આપણી કીર્તિ આલોક અને પરલોકમાં વ્યાપી રહેશે, હું કીર્તિનો ધ્વજ બનીશ અને તમે તેનાં દંડ બનશો એ કંઇ ઓછા ભાગ્યની વાત નથી. એમ કહી પાસે પડેલી પોતાની તરવાર મોહીનાના હાથમાં આપી. મોહીનીએ તે વખતે પ્રભુની પ્રાર્થના કરી, કે હે પ્રભો, મારા પતિની આજ્ઞા પાળી આ પરોપકારનું કામ કરવાનું સામર્થ્ય મને તું આપજે; આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી જમણા હાથમાં ચકચકિત અને તીક્ષ્ણ ધારવાળી તરવાર લીધી. પ્રભુદાસે તેજ વખતે પોતાની ગરદન મોહીનીના પગ આગળ ધરી મોહીનીએ ડાબે હાથે પ્રભુદાસની ગરદન પકડી અને જમણે હાથે પોતે લીધેલી તરવાર ઊગામી. તે વખતે કોઇ આદ્ય શક્તિ રાક્ષસનો વધ કરવા તૈયાર થઇ હોય તેવી મોહીની દેખાવા લાગી. પોતાની તરવાર બરાબર પોતાના પતિના મુસ્તક પર આવશે. કે નહિ તે મોહીની જોવા લાગી, તો પ્રભુદાસનું મુખ શરદ પૂર્ણિમાના ખીલી રહેલા ચંદ્ર જેવું જોઇ રોઇ ગઇ. હૃદયમાં ડુમો ભરાઇ આવ્યો. અહાહા ?! કેવું મનહર મુખડું ! ખીલી રહેલા કમળની પાંખડી જેવી અણીઆળી આંખડી ! તે પણ અત્યારે મીચાઇ ગઇ છે. આ મુખચંદ્ર ઉપર, મારા હાથમાં રહેલી તરવારરૂપી રાહુ પડતાંજ હમણાં ખગ્રાસ ચંદ્રગ્રહણ થઇ રહેશે. આવા વિચારો પાછા

ઉત્પન્ન થતાં ગરદન ઉપરનો પોતાનો ડાબો હાથ ઉઠાવી લીધો. પ્રભુદાસ તેજ વખતે ઊભો થઇ કહેવા લાગ્યો, કે દેવી, આવા આવા તમારા મનમાં થતા દુષ્ટ વિચારોનો હવે ત્યાગ કરો. અનેકાનેક થતી શંકાઓને અટકાવો. પરમાર્થને રસ્તે જતાં વચમાં આડે ન આવો. મારૂં નામ અમર થવા દો અને તેમાં તમારૂં નામ સુખરૂપે જોડી દો. અને આ અમૂલ્ય તકનો લાભ લેવા ચુકો નહિ. હું તમને આ છેલ્લા શબ્દો કહું છું તે યાદ રાખજો. આટલું બોલી પ્રભુદાસ બોલતા બંધ થયા અને મોહીનીના ચરણમાં મુસ્તક ઝુકાવી પડયા.

પ્રભુદાસના ઉપરના શબ્દો સાંભળી પોતાનું મન, ડગમગતું બંધ થવા માટે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યાં, કે

### રાગ—' માયામાં મનડું મોહ્યુંરે ' ના જેવો.

દાસીની વા'રે ધાઓ રે પ્રિતમજી પ્યારા, બહુ નહિ તલસાવોરે. પ્રિતમજી.
વહાલાજી મારા ગજેંદ્રને ઉગાર્યો, પ્રભુ ગ્રુડને તમે માર્યોરે. પ્રિતમજી.
પ્રભુજી પ્રીતે શબરીનાં બોર એઠાં ખાધાં, જમીને પાવન કીધાંરે. પ્રિતમજી.
ત્રીકમજી તમે સુરદાસને છોડાવ્યો, વિષય પ થથી વાર્યોરે. પ્રિતમજી.
દામોદર દેવા નરસૈયાની હુંડી સ્વીકારી, શામળા શેઠ નામધારીરે. પ્રિતમજી
હતી ગુણિકા વિષય વિકારી, દોષ ન જોતાં આપે તારીરે. પ્રિતમજી.
શલ્યારૂપે થઇ'તી ગૌત્તમ કેરી નારી, પદસ્પર્શી આપે તારીરે. પ્રિતમજી.
વજેશંકરના વા'લા મન મુઝાઇએ ઠાલા, કરૂણા કરો કૃપાલારે. પ્રિતમજી.

આ પ્રમાણે મોહીની પ્રભુની સ્તુતિ કરતાં ડાબા હાથમાં પ્રભુદાસની ગરદન અને જમણા હાથમાં તરવાર લઇ ઊભાં છે, તેજ વખતે રક્ત-પિતીઆના શરીરે બનેલા કૃષ્ણ એકદમ ઊભા થવા જાય છે, ત્યાં રૂક્ષ્મણી તેમના હાથ દબાવી ઊભા થતાં અટકાવે છે. પ્રભુ બોલ્યા, દેવી હમણાં આ મારો ભક્ત માર્યો જશે, દેવી બોલ્યાં, રહો હજી જુઓ તો ખરા. તમારા ભક્તની પુરી કસોટી થઇ નથી. ભગવાને કહ્યું હવે શી કસોટી કરવી બાકી રહી છે? એટલું બોલી એકદમ ઊભા થઈ મોહનીની પાછળ આવી તેનો જમણો હાથ પકડી લઇ મોહીની પ્રત્યે પ્રભુ બોલ્યા, કેમરે મોહીની આ બિચારા પુરુષનો તું શા માટે વધ કરવા ઊભી થઇ છે. મોહીનીએ પાછળ ફરીને જોયું તો રક્તપિતીઆ બ્રાહ્મણને જોઇને બોલ્યાં, અરે રક્તપિતીઆ તું પાછો હઠી જા. મારા હાથનો તને ધક્કો લાગશે તો તું પડી જશે અને તેથી તને વધારે પીડા ઊભી થશે.

કૃષ્ણ--જવા દે જવા દે. તેણે તારૂં શું બગાડયું છે? રક્તપિતીઆના વેષમાં રહેલા ભગવાનને તે ઓળખી શકી નહિ, તેથી તેમનું કહેણુ તેણે સ્વીકાર્યું નહિ અને પોતાનો નિશ્ચય પુરો કરવા જ્યાં હાથ ઉપાડે છે ત્યાં સાક્ષાત્ પ્રભુ પ્રત્યક્ષ થયા, અને સામે આવી ઊભા.

**રાગ ભેરવી તા. દાદરો.**

વહાલ ધારી, હાલ હાલ, પ્રગટયા વિહારીલાલ;
લટકાળો, કાળો લાલ, વ્હાલ ધારી હાલ હાલ,
મોરમુગટ મકાકૃત કુંડલ, પહેર્યા પ્રભુએ કાન;
વેજંતી માલા, હાર રૂપાલા, જામો લાલ લાલ. વ્હાલ ધારી.
બાંયે બાજુબંધ બિરાજે, કટિમેખળાની કમાલ;
નુપુર પુર ભભકાવાળા ભાળ્યાં, પિતાંબર લાલ. વ્હાલ ધારી.
સતિ પતિ પ્રતિ પ્રિતી ખરી, કરી નાંખ્યા નિહાલ;
વિજયશંકર પર મહેર કર, કરૂણાળુ ગોપાલ. વ્હાલ ધારી.

પ્રભુ પ્રગટ થયા અને રૂક્ષ્મણી વામભાગે આવી ઊભાં રહ્યાં. બેઉ ભક્તો નાથને ચરણે નમ્યાં. વહાલાજીને બહુ ગમ્યાં. રૂક્ષ્મણીએ દમ્યાં છતાં ભક્ત નહિ ભમ્યા. તો પરિણામે પ્રભુને પ્રગટ થયા વિના છૂટકો થયો નહિ. આ વખતે જાનનાં સર્વ મનુષ્યોને પ્રભુના દર્શનનો લાભ મળ્યો, જેથી આ ભવાબ્ધિનો ફેરો ટળ્યો.

**કૃષ્ણ**—હે ભક્ત, તારી નેક ટેકથી હું બહુ પ્રસન્ન થયો છું, માટે તારી ઇચ્છામાં આવે તે માગી લે.

**પ્રભુદાસ**--વ્હાલા વિભુ આજે મારા લગ્નનો દિવસ છે, તેથી મને ઘણો હર્ષ થવાને બદલે ખેદ થાય છે.

**કૃષ્ણ**—પ્રભુદાસ, તને શા માટે આજે ખેદ થાય છે?

**પ્રભુદાસ**--શોક થવાનું કારણ એટલુંજ છે, કે મારાં માતા પિતા બેઉ સ્વર્ગવાસી થયાં છે, જેથી મારે આજે મારા વડીલ વગર લગ્ન કરવાનો પ્રસંગ આવ્યો છે. તો તેમનું સ્વરૂપ ધારણ કરી મને પરણાવી જાઓ એટલે આનંદ આનંદ થઈ જાય.

**કૃષ્ણ**—તથાસ્તુ.

**રૂક્ષ્મણી**--હાં! હાં! હાં! પ્રભુજી, પ્રભુજી તથાસ્તુ, એ શું બોલી ગયા. વણિકની જાનમાં તે આપણાથી જવાય?

**કૃષ્ણ**--દેવી, કેમ ન જવાય? વણિકનું ગળું કાપી નંખાય અને જાનમાં ન જવાય એ કયાંનો ન્યાય!! હવે એકે નથી ઉપાય. તમે વરનાં

માતા બનો અને હું તેનો પિતા થાઉં. પુત્રને ધામધુમથી પરણાવીએ. પણ હું તમને હવે એકજ પ્રશ્ન કરૂં છું, કે હું જે ભક્તોને હૃદયમાં ધારણ કરૂં છું તે ખરા કે ખોટા?

**રૂક્ષ્મણી**—ધન્ય છે પ્રભુ તમારા ભક્તોને પ્રાણ અર્પણ કરવાની અણી આવે તોપણ અડગ રહીને ટેક નિભાવે છે.

આ પમાણે વાતચિત થયા પછી મોહીનીને કુંદનપુર પહોંચાડી દીધાં. તે વખતે અનુચરીઓ પુજાપો લેવા ગઇ હતી તેમણે પુજાપો લાવી મોહીનીને કહ્યું, કે લો બેન જગદંબાનું પૂજન કરવા જવા માટે તૈયાર થાઓ.

**મોહીની**—હવે સમય ઘણો થઇ ગયો છે. માટે હાલ વિચાર બંધ રાખ્યો છે. (એ પ્રમાણે દાસીઓને સમજાવી, નાહી પવિત્ર વસ્ત્રો ધારણ કરી પરણુવા સજ્જ થઇ.)

આ ઉપર બનેલી હકીકત શ્રીહરિએ પોતાની માયા વડે કોઇને જાણવા દીધી નહિ. જાન લઇને જગદીશ્વર કુંદનપુર પધાર્યા. પ્રભુદાસના પિતા બનેલા પ્રભુએ ઘણું દ્રવ્ય વાપરી બધાને આનંદ ઉપજાવ્યો અને ધામધુમથી લગ્ન પૂર્ણ કરી ભક્તને લઇ રત્નપુર પહોંચાડી ઉભયને આશીરવાદ આપી પ્રભુ અંતરધ્યાન થયા.

આપણે જોયું, કે પ્રભુદાસ પોતાની ટેકમાં અડગ રહ્યા અને પ્રભુ પ્રત્યે તેમની સારી આસ્થા હતી તો છેવટે પ્રભુએ દર્શનઆપી તેમના જન્મમરણનો ફેરો ટાળી દીધો. તો આપણે શુદ્ધ અંતઃકરણથી તેની હમેશાં પ્રાર્થના કરીએ. દરેક કામ કરતાં તેને સાક્ષી રાખીએ તો એકે નબળું અથવા પાપમય કામ કરવાની બુદ્ધિ આપણામાં ઉદ્ભવે નહિ. દરેક સારા કામમાં ગમે તેટલાં અકસ્માત વિઘ્નો આવી પડે તો પણ તેમાંથી છટકીએ નહિ. તો છેવટે પ્રભુ આપણો વિજય કર્યા વગર રહેશે નહિ.

આખ્યાનની શરૂઆતમાં રૂક્ષ્મણીનું રુષણું કહેવામાં આવ્યું છે. કૃષ્ણ—રૂક્ષ્મણી વચ્ચે રૂષણું હોઇ શકે નહિ. પરંતુ શ્રોતાઓને વ્યાવહારિક જ્ઞાન આપવા માટે અને સ્ત્રીઓને બોધ આપવા માટેજ એ રૂષણું મૂકવામાં આવ્યું છે. સ્ત્રી વર્ગમાં રૂષણું આપણે કોઇ કોઇ ઠેકાણે જોઇએ છીએ. અને છેવટે તેનું પરિણામ માત્ર પસ્તાવામાંજ આવે છે. એ બતાવવા પુરતું એ રૂષણું છે. એટલે કે સ્ત્રીઓએ રીસાવુંજ નહી જોઇએ.

**મ. સાખી.**

ભાવ ધરી હરી ચરણે રાખો. દાખો પ્રેમ અપાર;<br>
વજેશંકર કહે વરો વિભુને (તો) તરો સંસારાબ્ધી અપાર;<br>
પુરે મનના કોડ, બોલો જય જય શ્રી રણછોડ. પુરે.

હરિઃ ૐ

श्रीकृष्ण शरणंमम

# દામાજી.

—રાગ ધનાશ્રી.—

અવિનાશી તું ભજરે પ્રાણી, અવિનાશી.
લક્ષચોરાશીમાં તું ભટકયો, હવે હું પણાને તજરે. પ્રાણી.
મોજ શોખ તો બહુએ માણ્યા, છતાં હજી ન સમજરે. પ્રાણી.
ધામ દામનો દાસ થઈ બેઠો, ખાધું બહુએ અખજરે. પ્રાણી.
મર્કટમનથી તન મૂક્યું છૂટું, કર્યું અતિ અકજરે. પ્રાણી.
જગતમ જાળને તોડવા કાજે, થા તું વજ્રેશંકર સજરે. પ્રાણી.

પરમાત્માએ મણિરૂપ મનુષ્યાવતાર આપ્યો છે, તેને આપણે કેટલાં સંકટો સહન કરીને મેળવ્યો છે તેનો આપણને ભાગ્યેજ વિચાર આવે છે, લક્ષચોરાશી યોનિમાં આપણે ફર્યા, તેમાં કયે સ્થળે કેટલું રહ્યા તે તપાસીએ તો.

श्लोक.

जलजा नव लक्षाणी, दशलक्षाणी पक्षीणांम ॥
त्रिंशल्लक्षं गवाश्वाधाः, स्थावराणां च विंशति ॥
कृमयो रुद्र लक्षाणी, चतुर्लक्षाणी मानवाः ॥

નવ લાખ વાર પાણીના નાના પોરાથી તે મોટાં મત્સો સુધી અવતાર લેવા પડે છે. સમુદ્રમાં ઉત્પન્ન થતું એક એવું જબરજસ્ત મત્સ હોય છે, કે જેનું આયુષ્ય એક હજાર વર્ષનું હોય છે. તે પોતાના પાંચસો વર્ષના આયુષ્યમાં ઘણુંજ જોરાવર હોઇ લાખો બીજાં નાનાં મોટાં પ્રાણીઓનો સંહાર કરી ખાય છે; પરન્તુ પાછલાં પાંચસો વરસો સુધી તે તદ્દન અશક્ત બની શબવત્ જળમાં પડયું રહે છે. આ સ્થિતિમાં બીજાં પ્રાણીઓ તેના શરીરને ફોલી ફોલીને ખાય છે, અને છેવટે હજાર વરસો પુરાં થયે તે પોતાનો પ્રાણત્યાગ કરે છે.

દશ લાખ વાર પક્ષીઓમાં અવતાર ધારણ કરવા પડે છે. ત્રીસ લાખ વાર ચતુષ્પાદ પ્રાણીઓમાં એટલે, કે ગાયો, ઘોડા, ભેંસો, બકરાં વગેરેમાં જન્મ થાય છે. વીસ લાખ વાર ચૈતન્ય ખરૂં પણ જડરૂપ-એક

સ્થળેથી બીજે સ્થળે જઇ ન શકાય તેવાં એટલે, કે ઝાડ, ઘાસ, વેલા વગેરેમાં જન્મ લેવો પડે છે. અગીઆર લાખ વાર કૃમિના રૂપમાં એટલે પેટે ચાલનારાં-જેવાં કે કીડા, સર્પ, અળસીઆં વગેરે પ્રાણીઓમાં જન્મ થાય છે. માત્ર ચાર લાખ વાર મનુષ્યાવતાર મળે છે. દરેક અવતારમાં જન્મ લેતાં પહેલાં અસહ્ય દુઃખોનો પ્રાણીને અનુભવ થાય છે. તેમ દરેક દરેક મરણુ વખતે પણુ તેટલુંજ મહાન સંકટ વેઠયા પછી સ્થૂલ દેહ આત્માથી છૂટો પડે છે. મનુષ્યદેહ ધરતાં પહેલાં માતાના ગર્ભસ્થાનમાં ઉંધે મુસ્તકે નવ માસ સુધી મળમૂત્રવાળી ગંદી જગામાં મહાન કષ્ટ ભોગવવું પડે છે. આ કષ્ટ જ્યારે સહન થઈ શકતું નથી, ત્યારે ઇશ્વરનું આરાધન કરીએ છીએ, કે હે પ્રભો, હવે મને આ મહાન્ દુઃખમાંથી મુક્ત કર, મારી મુક્તિ થયા પછી હું અખંડ તારો સેવક થઈ તને મારા હૃદયમાં ધારણુ કરી મારી મહાન્ ફરજો હું બજાવીશ તે વખતે પ્રભુ સાક્ષાત્કાર થઇ દર્શન આપે છે. આ દર્શન થતાંજ આપણને સો અવતારનું જ્ઞાન થાય છે. પરંતુ આ સ્થિતિમાં તેની પ્રાર્થના કરતાં જોઇ પ્રભુ હસે છે. હસવાનું કારણુ પૂછતાં પ્રભુ જણાવે છે, કે ભાઇ, આગળ તારા જેવો કોઇ હતો નહિ, અત્યારે તારા જેવો કોઇ છે પણુ નહિ અને ભવિષ્યમાં તારા જેવો થશે પણુ નહિ. આ શબ્દો સાંભળતાં ગર્ભસ્થાનમાં આટલું દુઃખ વેઠતાં છતાં અભિમાન ઉત્પન્ન થાય છે. આ માયાવી અભિમાન થતાંજ ગર્ભસ્થાનમાંથી આપણો છૂટકો થાય છે. હવે પ્રભુએ કહેલા શબ્દોનો વિચાર કરીએ. પ્રભુએ તો એમ જણાવ્યું, કે આગળ તારા જેવો કોઇ અધર્મી થયો ન હતો, હાલ મેં તને દર્શન આપ્યાં છે અને તેથી તને તારા સો જન્મનું જ્ઞાન થયું છે, માટે તારા જેવો કોઇ સદ્‌ભાગી થયો નથી અને અત્યારે મારી સાથે મારૂં આરાધન કરી મારી હંમેશાં ભક્તિ કરવા બંધાય છે; પણુ વચન ભંગ કરનાર તારા જેવો કોઇ પાપી થશે પણુ નહિ. પ્રભુએ વચન ભંગ માટે આપણા ઉપર જે આરોપ મૂકયો, તે સર્વાંશે ખરો છે. કેમકે આપણી બાલ્યાવસ્થાને તો માત્ર રમત ગમતમાં અને માબાપના લાડકોડ પુરા કરવામાં કાઢીએ છીએ. જ્યારે તરૂણુ થયા ત્યારે.

**કવિત.**

કડાં, વેઢ, વીંટી મોતી કાને પહેરી, મહા જોરસેં મૂછ મરોડતા હેં
ચલ દેખત અપની છાંયડી કો, ટેડી પાઘ બાંધકે તન તોડતા હેં
અંગ અત્તર તેલ ફૂલેલ લગાવત, નેહ સ્રીઆ સંગ જોડતા હેં
બ્રહ્માનંદ કહે ચેત બંદે, કાલ કીસે નહિ છોડતા હેં

આ અવસ્થામાં શરીરમાં ઘણું કૌવત હોવાથી આપણને ઘણો મદ થાય છે, માતાપિતાના સંચય કરેલા મળેલા ધનથી તેમજ સારાં સારાં વસ્ત્રાલંકાર અને ખાધેલા પૌષ્ટિક ખોરાકોથી તેમાં ઉતરોતર વધારો થાય છે. આમ થવાથી ઇષ્ટઆરાધનને બદલે પશુવૃત્તિ ઉત્પન્ન થાય છે. અને તેને પરિણામે શરીરમાં થતા અસાધ્ય રોગોના ભોગી થઇ પડીએ છીએ. અંતે પાપરૂપ પોટલાં બાંધી નર્કાધિકારી થઇએ છીએ. આ સ્થિતિએ ન પહોંચીએ એટલા માટે કોઇ જ્ઞાની કે મહાન્ પુરૂષ આપણને સદ્બોધ આપી ઇશ્વરભક્તિ તરફ દોરવા પ્રયત્ન કરે છે, ત્યારે આપણા મનને એવો પણ વિચાર આવે છે, કે આવી જુવાનીનો અવસર, મોજ શોખ અને ચેનબાજીમાં ગાળી પછી ઘડપણમાં પ્રભુભક્તિ કરીશું. પરંતુ ઘડપણમાં કેવી પ્રભુભક્તિ થઇ શકે છે, તેને માટે કેશવ કવિ. નીચે પ્રમાણે કહે છે.

**કવિત—**

ડગમગ કંપત દેહ, શિશ ડોલન લગે;
બરન શ્વેત ભયે બાલ, દસનહિન બલ ભગે.
હિંમત કો ગયે હાર, જેષ્ટિકા લીની કરમેં;
શ્રવણ નેત્ર ભયે નાશ, બાત નહિ માનત ઘરમેં.
ખાન પાન સુખસબગયો, પરાધિન હોનો પરે
કેશવ કહે આંઇ જરા, તોહિ કાલ બિના નર ના મરે

વૃધ્ધાવસ્થામાં શરીર થર થર ધ્રૂજયા કરેછે અને તેને લીધે માથું પણ ડોલવા લાગેછે. જાણે કે એક જાતનો કંપવા થયો હોય તેવો ભાસ થાયછે. માથાના કેશ તદ્દન ધોળી પૂણી જેવા થઇ જાય છે, મોંઢામાંના એકેએક દાંત એક પછી એક રજા લઇ ચાલ્યા જાવછે, શરીર અશક્ત બની જવાથી માત્ર લાકડીના ટેકાથી ડગુમગુ ચાલી શકીએ છીએ. કાન અને નેત્રના દેવતાઓ અદૃશ્ય થાયછે. ખાન પાન લેવામાં સ્વાદ આવતો નથી. ઘરમાં એક માત્ર પરાધિન સ્થિતિમાં પડયા રહેવું પડેછે. ઘરમાં ભારબોજ ઘટી જાયછે, પુત્ર કે પુત્રવધુને જે કંઇ કહીએ, તે ગાંડાના શબ્દોની પેઠે ગણી કાઢે છે. અને લોકોમાં ફજેત કરે છે આ સ્થિતિમાં કેશવ કવિ કહે છે, કે હે પ્રાણી, પ્રભુભક્તિ હવે તું શી રીતે કરી શકીશ. આ પ્રમાણે બાળ, યૌવન અને જરા એ ત્રણે અવસ્થા એળે કાઢવામાં આવે છે તેથીજ ડાહ્યા પુરુષો કહી ગયા છે, કે—

**यावत् स्वस्थमिदं शरिरमरुज, यावज्जरादूरितो ।**
**यावर्त्रेंद्रिय शक्ति प्रतिहता, यावत् क्षयानायुषः ॥**

**आत्मश्रेयसितावदेव विदुषा, कार्यः प्रयत्नो महान् ।**
**संदिप्ते भवने प्रकुपखननं, प्रत्युध मकोद्यमः ॥**

જ્યાં સુધી આ શરીર રોગ રહિત સ્વસ્થ છે અને વૃદ્ધાવસ્થાથી દૂર છે ! વળી ઇન્દ્રિયો અશક્ત થઇ નથી અને આયુષ્યનો ક્ષય થયો નથી. તેટલા વખતમાં આત્માનું કલ્યાણ કરવા માટે સંસાર રૂપી સમુદ્રમાંથી તરી જવા સારૂ પ્રયત્ન કરવોજ જોઇએ. જો આ શરીરની સુદ્દઢ સ્થિતિનો વખત ગુમાવ્યો તો પછી ઘર લાગ્યા કેડે કૂવો ખોદાવવો જેમ નકામો છે તેમ આ સ્થિતિ ખોયા પછી પ્રભુભક્તિ કરવાનો વિચાર પણ નકામો છે. વળી જો પૂર્ણ વિચાર કરીએ તો શરીર ક્ષણભંગુર છે, તેનો ક્યારે નાશ થશે તેની કલ્પના પણ થઇ શકતી નથી, અને તેથીજ એક કવિ કહે છે, કે—

**કવિત.**

જીવીત જરાસા, દુઃખ જન્મ જરાસા, તાપે કાલ ખરાસા હૈ. ૧
કોઉબીરલાસો જો પે જીવે દૂય પચાસા, અંત બન બીચ બાસા યેહી
બાતકા ખુલાસા હૈ. ૨
સંધ્યાકાસા બાન, કરીવરકાસા કાન, ચલદલકાસા પાન, ચપલા કાસા
ઉજાસા હૈ ૩
ઐસા સાર હાસા, તામે કીશન અનંત આશા; પાનીમેં પતાસા તૈસા
તનકા તમાશા હૈ. ૪

આ ટૂંક આયુષ્યના જીવનમાં જન્મથી મરણ સુધીનાં અનેક દુઃખો આપણે માથે નિર્માણ થયેલાં છે તેમાં કાળ રૂપિ શત્રુ આપણે માથે ઝઝુમી રહેલો છે. કોઇ ભાગ્યશાળી વીરલો પુરુષ પોતાનું સો વર્ષનું આયુષ્ય પુરું કરી શકે છે. બીજાઓ તો વચમાંજ ઉપડી જાય છે. આપણી જીંદગી સંધ્યા સમયના મેઘ ધનુષ્ય જેવી, હાથીના કાન જેવી અસ્થિર સ્થિતિના જેવી, ઝાડ ઉપરના પાકા પાન જેવી અથવા તો વિજળીના ઉજાસ જેવી છે આ શરીરના સંબંધમાં ઉપર પ્રમાણેનો સાર છે તેમાં વળી અનેક આશાઓ આપણું અંતઃકરણ ધરાવે છે. પરંતુ એ આશાઓ પાણીમાં નાંખેલા પતાસાની માફક દેહનો નાશ થતાં ઓગળી જાય છે માટે જ્ઞાની પુરુષો સત્કર્મ કરવામાં, કે પ્રભુભક્તિ કરવામાં આવતી કાલ ઉપર મુલતવી રાખતાજ નથી, માત્ર અજ્ઞાન મનુષ્યોજ આ સંસારના સ્વાદિષ્ટ લાગતા મોજશોખને વળગી રહે છે. પરંતુ પરિણામે તે મોજશોખ વિષ સમાન થઇ પડે છે. તેનું એક ઉદાહરણ અત્રે આપવું ઉચિત ધારીએ છીએ.

ઉદાહરણ—કોઇ એક પામર મનુષ્ય એક નાના ગામડામાં રહેતો હતો. રહેવાને માટે ઘર, ખાવાને માટે અન્ન કે પહેરવાને માટે પુરાં લુગડાં તેને મળતાં નહતાં. તેમાં વળી તેને પાંચ સાત સંતતી થઇ. છોકરાં દિવસે દિવસે મોટાં થવા લાગ્યાં, તેમ તેમ ઘરનું ખરચ વધ્યું. પોતાની સ્થિતિ ઘણી ગરીબ અને ખાનારાં વધ્યાં તેથી કંટાળી ગયો. અને એક વખત પોતાની સ્ત્રી અને છોકરાંનો પરિત્યાગ કરી તે વગડામાં જતો રહ્યો. વગડામાં જતાં જતાં એક ઘણોજ સાંકડો રસ્તો આવ્યો. બંને બાજુએ થોરની મોટી અને ઉંચી વાડ આવી રહી હતી. પોતે જે રસ્તે થઇને જતો હતો, તેજ રસ્તે સામેથી એક મદોન્મત્ત હાથીને તેણે આવતાં જોયો. તેને જોતાંજ તે ગભરાયો અને પોતે ઉગરવાનો ઉપાય શોધવા લાગ્યો. પાછો ફરીને દોડવાથી પોતે ઉગરે તેમ ન હતું, તેથી તેની ગભરામણનો પાર રહ્યો નહિ. એટલામાં તેને એક વિચાર સુજ્યો. જે રસ્તે તે આવતો હતો તે રસ્તા ઉપર જમણી બાજુએ તેણે એક વડ જોયો. તેની વડવાઇઓ નીચે સુધી લટકતી હતી. આ વડવાઈ ઝાલી તેના વડે તેણે એક ડાળને પકડયું, અને ડાળ હાથમાં આવતાં વડ ઉપર સુખેથી ચઢી શકયો. હાથી તેજ ઝાડ તળે ઊભો રહ્યો, અને જે ડાળ ઉપર આ પામર મનુષ્ય ચઢેલો, તે ડાળને પોતાની મોટી સૂંઢ વડે તોડવા લાગ્યો. હાથીને આ પ્રમાણે કરતો જોઇ તે મનુષ્યે પોતાને કપાળે હાથ ફેરવ્યો, કે હે પ્રભુ હવે હું બચું તેમ લાગતું નથી. આમ તેમ ફાંફાં મારવા લાગ્યો તો બીજી બાજુએ તેણે એક કૂવો જોયો. વડની વડવાઇઓ આ કૂવામાં ઘણે ઉંડે સુધી ઉતરી હતી, તેથી આ માણસને કાંઇક હિંમત આવી. પોતે બેઠેલા ડાળને છોડી એક પછી એક ડાળને વટાવી કૂવામાં ઉંડી ઉતરેલી વડવાઈ સુધી પહોંચ્યો. વડવાઇને હાથમાં ઝાલી તે કૂવામાં ઉતરવા લાગ્યો. કૂવામાં પાણી ન હતું. પરંતુ એક મોટો કાળો નાગ તેમાં ફુંફાડા મારી રહ્યો હતો. આ દૃશ્ય જોઇ આ મનુષ્યની છાતી ધડકવા લાગી. પોતે ધારેલી ધારણામાં નિષ્ફળ ગયો, તેથી પાછો તે, ઉપર ચઢવા લાગ્યો. પરંતુ ઉપર જુએ છે તો આ વડવાઇને એક કાળો અને બીજો ધોળો, એમ બે ઉંદરો કાપવા લાગ્યા હતા. આ પામર મનુષ્યે તેજ વખતે પરમાત્માને અંતઃકરણથી સંભારવા માંડયા. હે પ્રભુ આ મહાન્ કષ્ટમાંથી હવે મને ઉગાર. મને જે જે રસ્તા તેં બતાવ્યા, તે દરેક રસ્તે ભમતો મારે માથે તેં ખડાજ કરી દીધા, અને હું નિરાશ બન્યો.

આ પ્રમાણે આ પામર મનુષ્ય જ્યાં નિરાશ થઇ રહ્યો છે, ત્યાં તેજ વડ ઉપર થઇને દેવોનું એક વિમાન જતું હતું. આ મનુષ્યનું દુઃખ જોઇ

દેવોને દયા આવી. તેમણે વિમાન વડથી થોડે દૂર રાખી, આ પામર મનુષ્યને કહ્યું, કેમ ભાઇ, આ દુઃખમાંથી તારે બચવું છે? આ પામરને તો એટલુંજ જોઇતું હતું. તેણે દેવોની પ્રાર્થના કરીને કહ્યું, કે પ્રભો હવે મારે બીજા કોઇનો આધાર નથી. દેવોએ કહ્યું, ભાઇ તું ફીકર કરીશ નહિ અમારી સાથે વિમાનમાં બેસાડી પ્રભુચરણે આ દેહેજ તને લઇ જઇશું. ત્યાં સ્વર્ગનાં અનેક સુખો ભોગવી તું કૃતાર્થ થજે. તુરતજ દેવોએ વિમાનમાંથી એક રેશમી રાશ આ પુરુષ તરફ ધરી, કે તરતજ રાશનો છેડો આ પામર મનુષ્યે પકડયો. દેવોએ તેને ધીમે ધીમે ઉપર લેવા માંડયો બે ચાર હાથ તે ચઢયો હશે, એટલામાં એક ઉંચેની ડાળમાંથી મધમાખીએ ડાળ ઉપર બાંધેલા મધપુડામાંથી મધનું એક ટીંપુ ઝર્યું, જે ટીંપુ આ મનુષ્યના મોં ઉપર પડયું, કે તરતજ તેનો સ્વાદ આ પામર મનુષ્યે ચાખ્યો ત્યારે તેણે દેવોને પ્રાર્થના કરી કહ્યું પ્રભુ, હવે હું કહું ત્યારે મને ઉપર લેજો. એમ કહી પોતાનું મોં પહોળું કર્યું, કે તરતજ બીજું ટીંપુ પડયું. વળી ત્રીજું પડયું આ મધનો સ્વાદ આ પામર મનુષ્યને લાગતાં તે ટીંપાં ચાખવાજ રહ્યો. છેવટે દેવો કંટાળ્યા, કે તરતજ તેમણે પોતે ઝાલેલી રેશમી રાશ છોડી દીધી, તેથી બિચારો પામર મનુષ્ય એકદમ કૂવામાં આવી પડયો, કે તરતજ સર્પે દંશ કરી તેનો પ્રાણ લીધો. આ દૃષ્ટાંતમાં આપણે ઘણું સમજવાનું છે. આપણે બધા કૂવા રૂપ આ સંસારમાં ઉતર્યા છીએ તેમાં વડવાઇ રૂપ આપણું આયુષ્ય છે. આ આયુષ્યનો કાળો અને ધોળો એવા બે ઉંદરરૂપી રાત અને દિવસ ક્ષય કરે છે. સર્પ રૂપ કાળ આપણા માથા ઉપર ઝઝુમી રહ્યોછે આવી સ્થિતિમાં પણ મધના ટીંપા રૂપ સંસારના મોજશોખને વળગી રહીએ છીએ, તેથી રેશમી રાશ રૂપ પ્રભુભક્તિનો અનાદર કરી છેવટે જેમ પામર મનુષ્ય અવદશાને પામ્યો, તે પ્રમાણે આપણે પણ તેવીજ દશા પ્રાપ્ત કરીએ છીએ.

જ્ઞાની પુરુષો આ સંસારના તુચ્છ સુખોની બીલકુલ પરવા કરતા નથી, માત્ર પ્રભુભક્તિ એજ તેમનું ધ્યેય છે. સંસાર દુઃખરૂપ હોવાથી પ્રભુભક્તિ કરનાર મનુષ્ય પણ તે દુઃખથી અલગ રહી શકતો નથી; પરંતુ તે જ્ઞાની હોવાથી ગમે તેવાં કષ્ટો આવી પડે પણ પ્રભુભક્તિથી તે વિમુખ બનતો નથી. તો છેવટે પ્રભુ તેવા ભક્તને સંપૂર્ણ રીતે આ સંસારરૂપી સમુદ્રમાંથી તારી લેછે. તે સમજાવવાના ઉદ્દેશથી આ પરમ ભક્ત દામાજીનું આખ્યાન આપણે શરૂ કરીએ છીએ.

શ્રી કૃષ્ણશર્ણં મમ.

# ભક્ત દામાજી.

## ગીતી.

મણીપુરની માંહે, ભક્ત દામાજી થયા ગુણવાન;
ત્રીકમજીમાં તાન, સતી તેવાં હતાં આરતવાન.

દક્ષિણમાં મણીપુર નામનું સાધારણ એક ગામડું હતું. ત્યાંના રહીશ વણીક જ્ઞાતિના ભક્ત દામાજી નીતિ રીતીથી રહી પ્રીતિની સાથે પરમાત્માનું ભજન કરતા હતા, પૂર્વ પુણ્યે પત્ની પણ પુરાં પ્રેમી મળ્યાં હતાં. હવે એક દિવસે રાત્રીને વખતે ભક્ત પોતાના શયનાલયમાં પર્યંક પર પોઢયા હતા. અને સતિ પતિચર્ણની સેવા કરતાં હતાં તે વખતે ભક્ત પોતાનાં પત્નિને કહેવા લાગ્યા કે સતિ, તમારા જેવી સુંદરી જે મનુષ્યને પ્રાપ્ત થાય તેના અહોભાગ્ય કહેવાય. કારણ, કે પવિત્ર મનવાળી પત્નીના પ્રસંગથી દુઃખરૂપી વાદળ દૂર થાય છે.

સતિ—નાથ, આપ જ્ઞાતા છો, માટે જે શબ્દો કહો છો તે વ્યાજબીજ કહેતા હશો, પણ મારા જેવીના પ્રસંગથી સુખી તો તમે કયારે ગણાઓ, કે જ્યારે પુત્રરૂપી રત્ન ઉદરથી પ્રગટ થાય ત્યારે, આ શબ્દો બોલતાની સાથે સતિની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

દામાજી—સતિ આ શું કરો છો, પુત્રની પ્રાપ્તિ થવી, એતો પુર્વના પુણ્ય હોય તોજ બને છે, આવો મિથ્યા ખેદ કરવાથી કાંઇ મળશે નહિ, માટે જે દ્રવ્ય પ્રાપ્ત થયું છે તેમાંથી પરમાર્થ કાર્ય કરવા કાળજી રાખો, બીજા વિચારો છોડી દો.

### રાગ કાફી. તા. દી.

કરો પરમાર્થનું કામ, ટળી જશે પાપો તમામ. કરો.
વાવ કુવાઓ વ્હાલે બંધાવો, લાવો અંતરે વિચાર;
અંધ અપંગોને અન્ન વસ્ત્રો આપી, ઉતરી જાઓ ભવપાર,
બીડો ભાવથી એવી હામ. કરો.
પુન્યમાં ન્યુન છે જેથી પુત્ર પ્રાપ્તિ નહિ થાય;
અજ્ઞાનરૂપિ પડદો અલગ કરી દો, તો ભેટે સુંદીર શ્યામ,
ધાર્યું થાયે તમામ. કરો.

પતિના આવા બોધિક શબ્દો સાંભળી સતિ બોલ્યાં. હે નાથ, આપ કહો છો, તે વ્યાજબી છે. પણ સાંસારિક સુખતો બાળક વિના પ્રાપ્ત થાય તેમ નથી. જેમ સરિતા જળવિના શોભતી નથી. તેમ વૃક્ષ ફળવિના અને ઘર કુળદિપક પુત્રવિના શોભતું નથી. તે શું આપ નથી જાણતા.

**દામાજી**—દેવી તમો જે કહો છો એ હું સમજ્યો, પણ વિચાર તો કરો. કે રેતીને ગમે એટલી પીલાવીએ. પણ તેમાંથી તેલ નીકળશે નહિ, ધુમાડાના ગોટેગોટ નિકળતા હોય, તેના બાચકા ભરી પકડવા જઇએ તો શું આપણાથી પકડી શકાશે ? તેમ પૂર્વ પુણ્ય વગર પ્રજોત્પત્તિ થાય તેમ નથી, માટે હવે તો આ સંસારરૂપી સમુદ્ર તરવાને માટે બની શકે તે પુન્ય દાન કરવું. અને પ્રભુને ભજવા એ સિવાય બીજો રસ્તો નથી.

**સતિ**—પ્રાણેશ જો આપની એમજ ઇચ્છા છે, તો હું કોઇ રીતે આપને અકારણુ કરતા બનું એમ નથી, પણ જ્યાં સુધી આપણે કોઇ વાતનો નિયમ ધારણ કર્યો નથી. ત્યાં સુધી, કસોટી થવાનો પ્રસંગ આવશે નહિ, માટે મારી તો એવી ઇચ્છા છે, કે આપણી જ્ઞાતિમાં અગાઉ સગાળશા શેઠ હંમેશાં એક સાધુને જમાડીને જમતા હતા. તેવી રીતે મારે પણ એવો નિયમ ધારણ કરવાની ઇચ્છા છે.

**દામાજી**—ભલે તમારી તો ઇચ્છાજ હશે. પણ મારેતો આવતી કાલથી.

**મ. સાખી.**

સાધુ જમાડી જમવું નિત્યે, પ્રીતે અણું પણ એવું;
મરકટ મનને મજબુત રાખી, સંકટ પડેતે સહેવું,
રહેવું નિયમ માંય, પાપો સર્વ નાશી જાય. રહેવું.

સતિએ પણ એજ પ્રમાણે પ્રતિજ્ઞા કરી. એજ ભક્તે નિયમ ધારણ કર્યા પછી થોડો સમય વિત્યો. ત્યારબાદ

**મ. સાખી.**

કસોટી કરવા તાપજ હરવા, વરસાવ્યું ઘણું વારી,
સાતદિન અતિથિ ભોજન વિણ, વિતાવ્યા દ્રઢતા ધારી;
થયો આઠમો દીન, આવ્યો વાણોતર હતો પ્રવિન. થયો.

**વાણોતર**—ભક્તરાજ જયશ્રીકૃષ્ણ.

**ભક્ત**—આવ ભાઇ જયશ્રીકૃષ્ણ.

**વાણોતર**—શેઠજી આમ અનજળ વગર આ કળિયુગમાં જીવી શકાશે નહિ, માટે આપણા ગામના મંદિરમાં સાધુ રહેતા હતા તેતો

મરી ગયા છે, પણ તેમની સ્ત્રી છે તો તેને જમાડીને, જમો તો શું વાંધો છે.

**ભક્ત**—હા, ભાઇ હા. એતો મનેયે ખબર છે, કે આપણા ગામમાં સાધુની બૈરી છે, પણ મારેતો પુરૂષને જમાડવાનો નિયમ છે.

**વાણોતર**—ભક્તરાજ, આપ જેવા જ્ઞાનીને પણ ભેદ બુદ્ધિ છે એવું તો મેં આજેજ જાણ્યું. કહો વારૂ પુરૂષમાં ને સ્ત્રીમાં શો તફાવત છે. પ્રાણુતો એક સરખાજ છેને ?

**ભક્ત**—વાહ ભાઇ વાહ ! તેં પણ આ પ્રસંગ ઠીક લાવીને મૂક્યો પ્રાણ તો એક સરખાજ છે, પણ ઉંચ નીચ કર્મો વડે કરી દેહ બંધાય છે. વળી સ્ત્રીયો કરતાં નરદેહ એ વધારે પુન્ય વડે બંધાય છે. અને તેને સ્ત્રીઓ કરતાં સંસ્કાર વધારે હોય છે. તેથી મેં પુરૂષોનેજ જમાડી જમવું એ પસંદ કર્યું છે, હવે એ બધી વાત જવાદે કોઇ પ્રસંગે એનો ખુલાસો કરી બતાવીશ હાલ તો તું સાધુની ખોળ કરવા માટે જા. શેઠની આજ્ઞા થતાં વાણોતર ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં પોતાના ગામથી બે એક ગાઉ છેટે જંગલને રસ્તે આવ્યો ત્યાં સામેથી આવતા એક સાધુને જોયા, તેમની નજીક આવીને નમ્યો. પછી તેણે હાથ જોડી કહ્યું, મહારાજ મારા શેઠને હંમેશાં એક સાધુ જમાડીને જમવાનો નિયમ છે તો આપ કૃપા કરી ભોજન લેવા પધારો.

**સાધુ**—ભાઇ હાલ ચાતુર્માસમાં અમે કોઇ ઠેકાણે જમવા જતા નથી માટે તું બીજા કોઇને ખોળ કરીને લઇજા.

**વાણોતર**—હા, પ્રભુ. હા, આપનો નિયમ મારા સમજવામાં આવ્યો પણ અમારાં શેઠશેઠાણીને આજે આઠમા દિવસનો અપવાસછે, માટે તેમાંથી મુક્ત કરવા માટે આપને આવવુંજ પડશે. આપથી ના કહેવાયજ નહિ, આપનો શો ધર્મ છે તે બરોબર જાણો છો, છતાં કેમ ના કહો છો ? તુલસીદાસજીએ રામાયણમાં કહ્યું છે, કે

### ચોપાઇ.

સંત વીટપ સરિતા ગીરી ધરણી, પરહિત હેતુ સબનકી કરણી.

શું આવાં વચનોથી આપ અજાણ છો ?

**સાધુ**—તે નિયમો હું જાણું છું છતાં નહિ અવાય. કારણ કે સંસારીઓનો સંગ ક્ષણભરનો પણ અમને દુઃખદાયી થઇ પડે છે.

**વાણોતર**—ભલે આપને વધારે રોકાવા ઇચ્છા ના હોય તો અમે આગ્રહ કરીશું નહિ. ફક્ત ભોજન કરીને ચાલ્યા જજો. આટલો આગ્રહ કરૂં છું છતાં નહિ આવો અને બેઉ ભક્તો મરી જશે તો તે હત્યાઓ તમારા શિર ચોંટશે.

**સાધુ**—ખરેખર તું ઘણો ચાલાક છે, કેવું ધર્મસંકટ લાવી મૂકયું. જો ભાઇ. હું તારા અતિશય આગ્રહથી આવું છું, પણ મારી મરજી વિરૂદ્ધ રોકશો નહિ. એમ વાતચિત થયા બાદ સંતને લઇ વાણોતર શેઠને ત્યાં આવ્યો તે સમયે બેઉ ભક્તોએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને ચરણ ધોઇ ચરણામૃત લીધું. બાકીનું જળ પોતાના ભુવનમાં છંટાવી ભુવન પવિત્ર બનાવ્યું. ત્યાર પછી સતિએ પતિઆજ્ઞા પ્રમાણે રસોઇ તૈયાર કરી, અને ભગવંત સ્વરૂપ સાધુને જમાડયા. સાંમી પડાળીમાં એક ઓરડી હતી તેમાં મહારાજ માટે એક પાટ ઉપર આસન કરાવી આપ્યું. આવી ભક્તની ભાવના જોઇ ક્ષણ પણ રોકાવાની ઇચ્છા ન હતી પરંતુ એ સાધુએ એક રાત્રી રહેવા ધાર્યું. સંધ્યા સમય થતાં સાધુએ વિચાર્યું કે આપણે જેનું અન્ન ખાધું તેના બદલામાં થોડીવાર તેને કથા સંભળાવવી જોઇએ. એમ વિચારી આઠેક વાગતાં કથા પ્રસંગ ચાલુ કર્યો. તેવા સમયમાં આજુબાજુ રહેવાવાળા વણીકો ત્યાં ભરાયા. આ જોઇ મહારાજને ઘણો આનંદ થયો. અને મનમાં વિચાર્યું, કે અરણ્યમાં રહીને એકલાનુંજ કલ્યાંણ કરવું એના કરતાં આ આવેલા અનેક શ્રોતાઓને બોધ કરી તારવા એ વધારે સારૂં છે. આ પ્રમાણે વિચારી ત્યાં રહેવા લાગ્યા. દામાજી ભક્તે એવો નિયમ રાખ્યો, કે કથા પૂર્ણ થયા પછી સંતચરણની સેવા કરવી, અને મનમાં એવો નીશ્ચય કર્યો હતો, કે જ્યાં સુધી મહારાજ, ના કહે નહીં ત્યાં સુધી મારે સેવામાંથી ઉઠવું નહિ. જોકે પ્રથમ દીવસે તો મહારાજને આ બીલકુલ સારૂં લાગ્યુ નહિ. તો પણ ભક્તે સંતની ઇચ્છા અનુસાર સેવા કરવા માંડી. હવે તો મહારાજને પણ ધીમે ધીમે ટેવ પડવા લાગી. કોઇ દિવસ સહજ વાર થાય તો પગમાં ઘણું કળતર થતું. એ પ્રમાણે ૭ મહીના વીત્યા બાદ, મહારાજ એકવાર ભક્તને ના કહ્યા સિવાય નિંદ્રાવશ થયા. ભક્તતો પુરા ભાવિક હતા, જેથી સવાર થતાં સુધી પગ દાબતાં બેસી રહ્યા. આવો અનહદ ભાવ જોઇ સંતે અંતઃકરણ પૂર્વક આશીરવાદ આપ્યો. તે શ્રી હરીએ સ્વીકાર્યો. અને એથીજ

## મરાઠી સાખી.

ભાવીક ભક્ત ભગવંત સમજીને, કરતા સાધુ સેવા.
ભક્તને આશીરવાદ મળ્યાથી, રીઝ્યા દેવાધી દેવા.
આપ્યો પુત્ર એક, દામાજીની રાખી ટેક. આપ્યો. ૧

તે પુત્ર જ્યારે પાંચ વર્ષનો થયો ત્યારે એવો પ્રસંગ બન્યો, કે ભક્તની જ્ઞાતિમાં એક ગૃહસ્થને ત્યાં લગ્ન પ્રસંગ હતો. જેથી ચાર પાંચ શેઠીયાઓ સારાં સારાં વસ્ત્રાલંકાર પહેરી સવારના પહોરમાં દામાજી શેઠને ઘેર આવ્યા.

**શેઠીયાઓ**—ભક્તરાજ જય શ્રીકૃષ્ણ છે.

**દામાજી**—પધારો પધારો જ્ઞાતિબંધુઓ બાપલાઓ જય શ્રીકૃષ્ણ આજે પધારી અતિ આનંદ આપ્યો. કહો આ દાસ સરખુ કાંઇ કામકાજ.

**શેઠીયાઓ**—દામાજી શેઠ, આજે આ શામલાલ શેઠના છોકરાનો વરઘોડો છે. માટે આપને આમંત્રણ કરવા આવ્યા છીએ.

**દામાજી**—ભાઇઓ મને માફ કરો, હું બહુ દહાડા વરઘોડામાં ફર્યો હર્યો છું. હવે તો આવા પવિત્ર સાધુના સમાગમમાં વખત વિતાવવો એ વધારે આનંદદાયક માનું છું. આ હકીકત મહારાજ સાંભળતા હતા. તેથી વિચાર્યું, કે આપણે કચ્છી કાઠીયાવાડી અરબી ને નાના ટટ્ટુઓ એમ બીજા ઘણી જાતના ઘોડાઓ જોયા છે, પણ હજુ સુધી વરઘોડો તો કોઇ દીવસ જોયો નથી. એ કેવો હશે ? ઇત્યાદી વિચારી, દામાજીને પુછ્યું, ભક્તરાજ, તમારી જ્ઞાતિના શેઠીયાઓ આટલા બધા પ્રેમથી આમંત્રણ કરે છે તો શામાટે ના પાડો છો. ચાલો આજે તો હું પણ તમારી સાથે આવીશ.

**દામાજી**--ભલે પ્રભુ આપની ઇચ્છા હોય તો હું ક્યાં ના પાડું છું. જાઓ શેઠીઆઓ પધારો. અમો સમય થતાં આવી પહોંચીશું.

શેઠીયાઓ ગયા બાદ સંધ્યા સમય થતા પહેલાં મહારાજે પહેરવાની કફની ખડાઓ વિગેરે બધી તૈયારી કરી રાખી હતી. વરઘોડો જોવાને બહુ ઉત્સાહી બની રહ્યા હતા. સંધ્યા સમય થતાં અહીં વરઘોડાની તૈયારી થવા લાગી, તે વખતે દામાજી શેઠ મહારાજને સાથે લઇ ત્યાં આવ્યા. અને મહારાજને વરઘોડામાં થયેલી શોભા બતાવવા લાગ્યા. તે શોભા જોઇને, મહારાજ

**ક્યાંથી આ સંભળાય--એ રાગ.**

ખુશી થયા અપાર મહારાજ, ખુશી થયા અપાર. ટેક.
ઝાક માળ રોષનીની શોભા, લોકના થોક ત્યાં જોવા ઉભા.
ઉડે હવાઇયોના બહાર, મહારાજ. ૧
મદમાતિ મહિલાઓ ગાતી, વાજીંત્રોની ધ્વનિ સંભળાતી,
ખ્યાતિ થાતિ તે ઠાર. મહારાજ. ૨
તે દેખી મહારાજ મલકાતા, ઉરમાં અનેક તર્કો થાતા,
પસ્તાતા તે વાર. મહારાજ. ૩
વરમુખ જોઇને એ વિચારે, સંસારીયો સમજે ન લગારે.
ગતિ વિના છે ગમાર. (મનમાં) મહારાજ. ૪

ઉપર કહ્યા પ્રમાણે થતિ ધામધુમ જોઇ છતાં, મહારાજનું ચીત સ્થીર થયું નહી. વરઘોડો ક્યાં છે તે સમજાયું નહી. ત્યારે રસ્તે જતાં જતાં દામાજીને પુચ્છયું, ભક્તરાજ અહીયાં રોષની શાંની થઇ રહી છે અને આટલું બધુ દારૂખાનું કેમ ફોડે છે. વાજીંત્રો કેમ વાગી રહ્યાં છે. ને બૈરીયો ગાતિ કેમ આવેછે. હવે ચાલોને, આપણે વરઘોડો જોવા આવ્યા છૈએ ત્યાં.

**દામાજી**--બાપજી આપને ખબર પડી નહી, આ સહુની વચમાં જે છોકરો ઘોડે બેઠેલો છે. તે છોકરાતું નામ વર, નીચે છે તેનું નામ ઘોડો એને અમે સંસારીઓ વરઘોડો કહીએ છીએ.

**સાધુ**--દામાજી શેઠ આમ કરવાનું કારણ શું? આને વરઘોડો કહેતા હશે.

**દામાજી**—કારણતો મોટામાં મોટું છે. શું? આપ નથી જાણતા, આજનો દીવસ તો એ છોકરાને લગ્નનો છે. એક કન્યા સાથે પરણી, સંસાર વહેવારમાં જોડાશે. એ ઘોડે બેસીને જાય છે. એને વરઘોડો કહો અથવા લગ્નનો દીવસ કહો.

**સાધુ**--વારૂ તે તો મહારા સમજવામાં આવ્યું, પણ વરઘોડો ચડાવવામાં કેટલુંક ખર્ચ કરવું પડતું હશે?

**દામાજી**—પ્રભુ, અમારી જ્ઞાતિમાં તો લગભગ ત્રણ ચાર હજાર રૂપિયાનું ખર્ચ થાયછે. પણ બીજી જ્ઞાતિમાં તો હજાર બારસોથી પતે. મહારાજે ભક્ત પાસેથી તમામ હકીકત જાણી, એ વખતે મનમાં વિચાર થવા લાગ્યો કે આપણે તો અત્યાર સુધીની જીંદગી જંગલમાંજ વિતાવી, જેથી આપણી પાસે પૈસાનું સાધન નથી. નહીતો આપણો પણ વરઘોડો થાત.

એવા વિચારો કરતા કરતા લગ્ન મંડપે આવી પહોંચ્યા. અને થોડી વાર ત્યાં રોકાઇને ભક્તને ઘેર આવ્યા. ઘેર આવી સુવાનું આસન તૈયાર હતું તે પર સુતા. ભક્ત ચરણ સેવા કરવા લાગ્યા. પણ મહારાજને તો શુળાં ભોંકતાં હોય એવું વસમું લાગ્યું, જેથી દામાજીને રજા આપી અને નીદ્રા લેવાને માટે આમથી તેમ આળોટવા લાગ્યા, પરંતુ ઉંઘ આવી નહી. તેથી ગીતાનું પુસ્તક હાથમાં લઇ વાંચવા બેઠા. પરંતુ પાને પાને ઘોડો જોવામાં આવ્યો. અરે, તનમા મનમાં ગીતામાં અને જ્યાં જ્યાં દ્રષ્ટી ફેંકુ છું ત્યાં ત્યાં ઘોડોજ જોવામાં આવે છે, ઘોડે બેસવું એતો ખરૂં પણ પૈસા ક્યાંથી મેળવવા. એવા મનના તરંગો ચાલી રહ્યા હતા. તેવામાં એક વિચાર સુઝયો, કે આપણે ધભરાવા જેવું નથી. કારણકે ભક્તના છોકરા પાસેથી આપણું કામ સીદ્ધ કરી લેવાય તેમ છે. એના ગળામાં સોનાનો દોરો, હાથમાં નક્કર કલીઓ, કમ્મરે સોનાનો કંદોરો અને પગમાં સોનાનાં સાંકળાં છે. તો ધારેલી રકમ કરતાં પણ વધે તેમ છે. વાહ વાહ, કેવો આનંદ શુ પ્રભુની કૃપા. આવા વિચારો કરતા હતા તેવામાં દામાજીનો પુત્ર મહારાજ પાસે આવ્યો—અને કહ્યું કે બાપજી ન્હાવા જવાને કેટલીવાર છે. જલ્દી ચાલોને આજે તો હું વહેલો ઉઠયો છું.

સાધુ—બાઇ હું તારી રાહ જોઇનેજ બેસી રહ્યો છું. એમ કહી છોકરાને સાથે લઇ નદી ઉપર નીર્જન પ્રદેશપર આવી છોકરાંનાં વસ્ત્રો અંગ-પરથી ઉતાર્યાં, અને હાથ પકડી નદીમાં લાવ્યા. છોકરાને ગળા સુધી પાણીમાં લઇ ગયા. પછી હાથ મજબુત પકડીને પાણીમાં ડુબાવ્યો, એથી પાંચ વર્ષનો નાદાન છોકરો બહુ ધભરાવા લાગ્યો, હાથ પગ તરફડાવવા લાગ્યો, ને બ્હાર નીકળવા માટે તનતોડ મહેનત કરી રહ્યો, તેથી છોકરો, પોતાનું મુખ સહજ બહાર કાઢી શકયો. તેને આકુળવ્યાકુળ થઇ ગયેલો જોઇ મહારાજનું અંતઃકર્ણ ક્રુર બનેલું હતું, છતાં દીન મુખમુદ્રાએ દયાના અંકુરો ફુટયાં, જેથી છોકરાને બહાર કાઢયો, તે વખતે છોકરો મહારાજ પ્રત્યે કહી રહ્યો, કે

## રાગ—સીંધ ભૈરવી.

જીવ ગભરાયે છે મહારો, કર્યો નથી ગુન્હો તમારોરે. પ્રભુ. ટેક.
પ્રાણથી પ્યારો મુજને વારો, એ પ્રેમને કેમ વિસારો;
જળમાં ડુબાવી આજે મુજને, શા હેતુથી મારોરે. પ્રભુ. ૧
નિત્ય પ્રીતી કેવી રાખો, કરો નહી ઘડી પણ ન્યારો,
કસાઇ જેવા ક્રુર બનો કાં, કાંઇક વિચારી ઉગારોરે. પ્રભુ. ૨

તમ દ્રષ્ટી દુષ્ટ દેખાયે, મલિન મનના વિચારો,
મુજતાતને મારા મર્ણે, જન્મ થવાનો અકારોરે, પ્રભુ. ૩

મહારાજ મને જવા દયો, હું કોઇ દહાડો તમારા સાથે ન્હાવા આવીશ નહી. મને કહો તો ખરા, તમો શા માટે મારવા તૈયાર થયા છો.

સાધુ--ઓ નાદાન છોકરા, મારે આજે તહારાં ઘરેણાં જોઇએ છીએ. જેથી મારૂં છું.

છોકરો--બાપજી મારાં ઘરેણાં જોઇતાં હોય તો સુખેથી ઉતારી લ્યો, પરંતુ મને મારશો તો નહીજ,

સાધુ--એમ કે ? તું મને પણ છેતરવા ધારે છે, હું તારાં ઘરેણાં લઇ તને જીવતો ઘેર જવા દઊં તો શું ? તું તહારા માબાપને કહી નહી દેશે કે ?

છોકરો--ઓ પ્રભુ, હું નહી કહું, અને તેમ છતાં મને મારાં માતા પીત્તા પુછશે તો, હું એવો જવાબ આપીશ, કે નદીમાં તોફાન કરતાં કરતાં મારા તમામ ઘરેણાં નીકળી પડયાં. આમ કહીશ એટલે મારા નામ પરથી તે ઘોળ્યાં કરી નાખશે. ને આપને ઘરેણાં બાબત કાંઇ કહેશે પણ નહી. મહારાજ હવે તો મને જવા દો. આ પ્રમાણે છોકરાએ ઘણા કાલાવાલા કર્યા, પણ ઘોડે બેસવાની પ્રબળ ઇચ્છાવાળા મહારાજે છોકરાની દલીલ સ્વીકારી નહી. અને છેવટે પોતાના મનનું ધાર્યું કરવાને માટે છોકરાના બે હાથ મજબુત પકડીને બીજી વાર પાણીમાં ડુબાવ્યો. તેથી પાંચ વર્ષના નાદાન બાળ કે જળમાં થોડીવાર તરફડીયાં માર્યા, ત્યારબાદ આ અનીત્ય શરીર છોડી તેનો પ્રાણ પરલોક પહોંચી ગયો. મરેલા છોકરાને પાણીમાંથી બહારકાઢી અંગ ઉપરનાં તમામ ઘરેણાં ઉતારી લીધાં અને રેતમાં ખાડો ગાળીને છોકરાને દાટી દીધો. ને ઘરેણાંની પોટલી બાંધીને તે પણ પાસે દાટી, ત્યાર બાદ મહારાજ ન્હાઇ ભગવું વસ્ત્ર અંગપર ધારણ કરીને ભક્તને ઘેર આવ્યા, અને ભોજનનો સમય થતાં દામાજીની સાથે બેસી ભોજન કર્યું. આ વખતે દામાજીને ખબર નહોતી, કે મારા વહાલા પુત્રનું મરણ થયું છે. જો એવી ખબર હોત તો. આજે ઉત્તમ પ્રકારનું ભોજન એટલે દુધપાક પુરીનું હતું, અ ભોજનને આપણે અમૃત ભોજન કહીએ છીએ. પણ ભક્તને બાળકના મર્ણની ખબર હોતતો તે ભોજન વિષ સમાન થઇ પડત. હકીકત જાણવામાં નહી આવેલી જેથી જમીને દુકાંને ગયા. પણ માતાનો પ્રેમ પુત્ર ઉપર ઘણો મમતાવાળો હોય છે.

**દ્રષ્ટાંત**—કોઇ એક ગામમાં શુદ્ર જ્ઞાતિમાં રળીયાત નામની ડોશી હતી. તેને તળસી નામનો છોકરો હતો, ડોસી ગરીબ સ્થીતીની હોવાથી કોઇનું કામકાજ કરી છોકરાને પાળી પોશી મોટો કરતી હતી, એ છોકરો ઉમર લાયક થયો ત્યારે પોતાના ગામથી ચારેક ગાઉ છેટે તેનું લગ્ન કર્યું, લગ્ન થયા પછી છોકરાની વહુ બે ત્રણ આણાં વળી ગઇ, તે વહુને જ્યારે ને ત્યારે રળીયાત ડોસી કામકાજને માટે કહે ત્યારે સાસુ ઉપર ઘણી ચીડાઇ જતી, અને મનમાં એવો વિચાર કરતી કે આ પાપ ઘરમાંથી કયારે દુર થાય. આ પ્રમાણે પ્રસંગ ચાલતાં ચાલતાં લગભગ છએક માસ વિતાવ્યા ત્યારબાદ એક દીવસે ઘરના કામ માટે વહુને ઘણો ઠબકો દીધો. તેથી છોકરાની વહુએ પોતાના પતિને કહ્યું, કે તમારી માં જ્યારે ને ત્યારે મને આ પ્રમાણે પજવે છે. તો એ દુઃખ મહારાથી સહન નહી થઇ શકે. હું તો મારે પીએર ચાલી જઇશ.

**તળશી**—અરે ઘેલી એમ તે જવાય, કે માસી માતા તને જે કાંઇ કહેતાં હશે? તે તારા હીત માટેજ. માટે તું મનમાં માઠું લગાડીશ નહી. અને જવાનું નામ દેતો તને મારા સમ છે.

**પું૦જી**—તમો કહેનાર કહી રહ્યા. હું તો મારે પીએર જવાની અને તેમ છતાં તમારે જો મને અહીયાં રાખવા વિચાર હોય તો. તમારી માને મારી નાખો, તોજ હું રહીશ, નહીતો બીજાને ચાલી જઇશ, આ પ્રમાણે સ્ત્રીના શબ્દો સાંભળી તળશી મનમાં ગભરાયો. અને વિચાર્યું, કે જો આ રાંડને હું જવા દઇશ તો આ જીંદગીમાં મારી ગરીબ હાલતને લીધે કોઇ કન્યા આપશે નહી.

**તળશી**—અરે નાદાન બુદ્ધીનિ કાંઇક તો વિચાર કર, મારી જનેતાએ મારે માટે અનેક દુઃખો સહન કર્યા છે, તે માતાને મારતાં મારો હાથ કેમ ઉપડશે. એવું કસાઇનું કામ કોણ કરશે? મારા જેવો તો પાપી હોય નહી. કે સ્ત્રીનું કહેણુ માંની આવું નીચ કૃત્ય કરે.

**પું૦જી**—હવે જોયું જોયું તમારૂ જ્ઞાન લવારોજ કરતાં સીખ્યા છોને. મારે એ તમારા શબ્દો સાંભળવા નથી. હું તો મારે આ ચાલી.

**તળશી**—ઉભીતો રહે, આમ છોકરમત શું કરે છે. આજ રાત્રે મારી માતાને જરૂર હું મારી નાખીશ, આવી વાતચીત થયા બાદ રાત્રીના વખતે બરાબર મધ્ય રાત્રીના સમયે છોકરાએ પોતાના હાથમાં છરી ધારણ કરીને માતાના ખાટલા નજીક આવ્યો, પણ શરીર કંપી ઉઠયું

હૃદયમાં ગભરાટ થઇ રહ્યો છે. પણ લાચાર, કે દેવીના કોપ આગળ પોતાનું ચાલ્યું નહી. જેથી ગળામા છરી મારી, તેથી ડોશી બેભાન બની ગઇ, કે તુરતજ ગાંસડી બાંધી જંગલમાં ફેંકવા જવા માટે માથે લઇ ચાલતો થયો. રસ્તે જતાં ચોકીદારે રોકયો.

**ચોકીદાર**—અલ્યા! એ શું લઇ જાય છે? ચોકીદારના શબ્દથી એકદમ ગભરાઈ ઉભો રહ્યો, અને ધ્રુજતો ધ્રુજતો કહેવા લાગ્યો, કે આ ગાંસડીમાં મારી માતા છે. એ શબ્દ સાંભળી ચોકીદારે લાકડીનો પ્રહાર કર્યો. ને કહ્યું, કે હરામી. કાંઇપણ ચોરીને જતો હોય એમ સમજાય છે. ઉતાર નીચે ગાંસડી. નીચે ઉતારી, કે તે ગાંસડી આમથી તેમ હાલતી જોઇ, એથી ચોકીદારને વહેમ પડતાં ગાંઠયો છોડી. એટલે તળશીની માતા ધીમે રહી બેઠી થઇ, ને હાથ જોડી ચોકીદારને અરજ કરી કહેવા લાગી, કે ભાઇ મારા દેખતાં મારા પુત્રને મારશો નહી.

**ચોકીદાર**—અરે ડોસી આતે તમારો પુત્ર છે કે કોઈ કસાઇ.

**ડોસી**—ભાઇ, મને કાંઇ થયું નથી, નાદાન બુધીના છોકરે એની રાંડના કહેવાથી છરીનો ધા ગળામાં કર્યો, પણ મારી આયુશ્યની દોરી લાંબી હોવાથી મને થોડુજ લાગ્યું છે, તો તમો તેને મારશો નહી. અહા? શું માતાનો પ્રેમ, આવી પ્રેમાળ માતાઓનો બદલો આપણે કોઇ રીતે વાળી શકીએ તેમ નથી. તો એવીજ રીતનો પ્રેમ દામાજીની સ્રીનો પોતાના પુત્ર પર હતો.

લગભગ ચારેક વાગ્યાનો સમય થતાં સુધી છોકરો ઘેર આવ્યો નહી. તેથી ભક્તનાં પત્ની અત્યંત અકળાઇ ગયાં હતાં. તેવામાં કાંઇ કામ પ્રસંગે દુકાનેથી એક વાણોત્તર ઘેર આવ્યો, તેને શેઠાણી કહી રહ્યાં, કે—

**શેઠાણી**—મોહન તું જરા છોકરાની તપાસ કર, હજુ સુધી સ્રીને ઘેર આવ્યો નથી. શેઠાણીના હુકમથી મોહને આમતેમ બેચાર જગ્યાએ જોયું પરંતુ કોઇ ઠેકાણે પત્તો લાગ્યો નહી. એથી શેઠના ઘેર આવી ખબર આપ્યા કે માજી આપનો પુત્ર આટલામાં કયાંઈ નથી. મુનીમના આવા શબ્દો સાંભળી શેઠાણી મોહનને કહેવા લાગ્યાં, કે તું જલ્દી દુકાને જા. અને તારા શેઠને ખબર આપ, કે અત્યાર સુધી છોકરો ઘેર આવ્યો નથી. તો તમો જાતે તપાસ કરવા જાઓ. મોહને ભક્ત પત્નિના કહેલા શબ્દો દામાજીને અથઇતિ કહ્યા. તેથી શેઠે તુરત દુકાન બંધ કરાવી. અને તપાસ કરવા નીકળી પડયા. આ વખત સંધ્યા સમયનો હતો. તે વખતે સુર્યનારાયણ

અસ્તાચળ પર જવાની તૈયારીમાં હતો. પક્ષીઓનો કલરવ બંધ થવા આવ્યો હતો, ધીમે ધીમે રજનીચર પ્રાણીઓ પોતાના રાફડાઓમાંથી બહાર નીકળતા હતા, એવામાં ભક્ત ઉદાસ થઇ આમતેમ જોઈ રહ્યા હતા, તે વખતે એક અઢારેક વર્ષનો મુસલમાનનો છોકરો, ગામ લોકના ઘોડા ચારી આવતો હતો, તેણે શેઠને જોયા, જોતાની સાથેજ દુરથી ધાંટા પાડી રહ્યો.

**રાગ—માલકોષ. તા. ત્રીતાલ.**

શેઠજી ઝટ અહીંયાં આવો, મારી વાત પર લક્ષ લગાવો. શેઠજી. **ટેક.**

**દામાજી**—કેમ ભાઇ મને એકદમ બોલાવે છે, શું કાંઇ પૈસાની સગવડ કરી છે કે શું ? તારા બાપ પાસે બસો રૂપિઆ માગુ છું, તેનું વ્યાજ પણ તને આપવા મળ્યું નહીં. પણ હવે કાંઇ સગવડ કરી છે.

**છોકરો**—ભક્તરાજ, તમો જાણો છો, કે ગામ લોકોનાં પાંચ સાત ઘોડાં ચારૂ છું. તેમાં પરાંણે અમારો નીરવાહ ચાલે છે. એમાં તમારા પૈસા ક્યાંથી અપાય. પણ આપના પૈસા આજે વ્યાજ સાથે વસુલ કરવાનો વખત મળ્યો છે.

**દામાજી**—બોલ, કેવી રીતે વાળી આપે છે ?

**છોકરો**—શેઠ આ મારી નાંની સરખી કુહાડી તેની ધાર સાંમે જરા ધ્યાંન કરો, એનાથી તમારા મહારાજનું હું ગરદન કાપી નાંખુ અને તમે ખતનું કાગળીયું ફાડી નાખો.

**દામાજી**—અરે અધમ. મારે ત્યાં રહે છે, એ પવિત્ર અને પુજ્ય મહા-રાજને તુ મારી નાખે, અને હું પૈસા વસુલ કરૂ, પાપી એ સંતને હું ભગ-વંત સમાન સમજુ છું, તો તારા આ બોલેલા બોલની તને સખત સજા થશે ?

**છોકરો**—શેઠ સાહેબ માફ કરો, ગુસ્સે થશો નહી. મારી વાત તો સાંભળો.

**રાગ—ચાલુ.**

પ્રાંણ પ્યારો પુત્ર તમારો, આ દુનીઆંથી થયોજ ન્યારો;<br>
તેનો તપાસ કરવા નવ જાવો. શેઠજી. ૧<br>
કુર બનીને ચુર કર્યો છે, એ પાપી અધમ શું આવો,<br>
હુકુમ હોયજો આપ તણો તો, મારૂ તમારો બાવો. (હું) શેઠજી. ૨<br>
પહેલાં મુજને ખબર હોત તો, પ્રસંગ આવત નહી આવો;<br>
મૃત પુત્ર હું બતાવું તમારો, ત્વરાથી કર મુજ સ્હાવો. શેઠજી. ૩

ભક્તને લઇ મુસલમાનનો છોકરો નદી ઉપર આવ્યો. અને જે ઠેકાણે ભક્ત પુત્રને દાટયો હતો તે જગ્યા બતાવી. તેથી દામાજીએ નીચે બેસી રેત આઘી પાછી કરી અંદર રહેલું પુત્રનું શબ બહાર કહાડયું. શબ રૂપે પોતાના પુત્રના મુખને જોતાં ભક્ત ગ્નાંની છતાં ભાન ભુલ્યા, કારણ કે જેટલો સ્નેહ તેટલુજ દુઃખ. અહા, મારા પુત્રનું મુખ ગુલાબના પુસ્પ જેવું ખીલેલુ રહેતું તે આજે કરમાયેલુ જોઉં છું. એની આંખડી ખીલતા કમળની પાંખડી બરોબર હતી, તે આજે મીંચાઇ ગઇ જોઉં છું. વાહ શું આનું મારા પ્રત્યે વહાલ, હું જ્યારે દુકાંનેથી ઘેર આવતો ત્યારે બાપુ બાપુ કહી સ્મીત હાસ્ય કરતો. અને કાલાવાલા, મીઠા મધુરા શબ્દો સંભળાવી મને ઘણોજ આનંદ ઉપજાવતો હતો. એ પુત્રનું મુખ અત્યારે નીસ્તેજ જોઉ છું, પ્રભુની અકળલીલા જાણવાને કોઇ શક્તીવંત છે નહી, ઘડીમાં રાયને રંક બનાવે અને રંકને રાય બનાવે છે. થોડીવાર ભક્તને આ પ્રમાણે સ્નેહના લીધે મોહ ઉત્પન થયો. પણ પાછો ગ્નાંનને લીધે વિચાર આવ્યો, કે અરે હું આ શા વિચારો કરૂં છું. બસ, મન, બેસ બાજુ પર,

## ભજન.

ચીત્તતું શીદને ચીંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે; ટેક.<br>
તું અંતર ઉદવેગ ધરે, તેથી કારજ શું સરે;<br>
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણ. ૧<br>
થનાર વસ્તુ થયાં કરે જેમ, શ્રીફળ પાંણી ભરે<br>
જનાર વસ્તુ એણી પેર જાશે, જેમ ગજેંદ્ર કોઠું ગળે. કૃષ્ણ. ૨

ઇત્યાદી વિચારો કરી મુસલમાનના છોકરાને પુછયું. ભાઇ, આ હકીકત તું કેવી રીતે જાણી શકયો ?

છોકરો—શેઠ સાહેબ, આ સામેના ઝાડ ઉપર હું મારા હર હમેશના રીવાજ મુજબ બેઠો હતો, એ સમયમાં મહારાજ તમારા પુત્રને લઇને આવ્યા ને, વસ્ત્રો ઉતારી નદીમાં લઈ ગયા, ત્યાં સુધી મે જોયું, પછી હું ઝાડ પર નીચે ઉતરી મારા અશ્વો, જે કોઇના ખેતર તરફ જતા હતા તેને લેવા ગયો, લઇને પાછો આવ્યો. અને ઝાડ ઉપર ચડયો; તે વખતે મહારાજ છોકરાને મારી નાંખી દાટવાની ક્રીયા કરતા હતા. જો, કે એ બનાવ મારાથી સહન થાય તેવો નહોતો, પણ મેં વિચાર્યું, કે જો હું ત્યાં જઇશ તો જે દશા તેની એજ દશા મારી થશે. એ દશા થશે, એમ વિચાર આવવાથી ગયો નહી. કદાચ મને પ્રથમ ખબર પડી હોત તો તમારા પુત્રને મરવા દેત નહી.

**દામાજી**—છોકરા ભલે ગમે તેવી રીતે મારો પુત્ર મરણ પાંમ્યો તેની મને દરકાર નથી. પણ આ વાત ગામમાં કોઇને કહીશ નહી. અને તું કહીશ તો એટલુ યાદ રાખજે, કે મારા પુત્રને મારનાર મહારાજ નહી, પણ તું પોતેજ છે. આવો આરોપ મુકાવી ફાંસીના લાકડે લટકતો કરાવીશ.

**છોકરો**—વાહવાહ શેઠ ઉપકારનો બદલો અપકાર સાથે વાળશો કે શું ? મે તમને તમારા પુત્રના મરણ સંબંધી ખબર આપ્યા, એના બદ-લામાં આપે મને ઇનામ આપવું જોઇએ. એ તો રહ્યું પણ મને મારી નાંખવા તૈયાર થાઓ છો.

**દામાજી**—ભાઇ ગભરાઇશ નહી, હું તને મારી નાંખવા ખુશી નથી પણ મારા છોકરાને મહારાજે માર્યો છે. તે વાત તું કોઇને કહેતો નહી. નહી કહે તો, તારા બાપને ધીરેલા રૂપૈયા બસોનું ખત ફાડી નાખીશ, અને સો રૂપિયા બીજા બક્ષીશ આપીશ, પણ યાદ રાખજે, કે આ વાત કોઇના જાણવામાં આવે નહી. એમ સમજાવી વિદાય કર્યો. આ સમય રાત્રીનો હતો એ, સમયમાં ભક્તે પોતાનો પુત્ર નદી ઉપરથી ઉઠાવી ગામમાં લાવ્યા અને બજારમાં પોતાની દુકાંનમાં મુકયો. અને ત્યારબાદ સ્નાન કરી ભીને વસ્ત્રે ઘેર આવ્યા.

**શેઠાણી**—નાથ આપણા વહાલા પુત્રનિ ભાળ મળી, કે નહી.

**દામાજી**—સતી પુત્ર પુત્ર. શું થઇ રહ્યાં છો, દુનિઆમાં તમામ લોકોને ત્યાં પ્રજા છે. પણ તમારે તો એનિ અનહદ મમતા. અત્યાર સુધી જમયા નથી, એવી હદપારનિ લાગણી છોડી દો. છોકરો તો એના મોસાળ ગયો છે.

**સેઠાણી**—મને પુછ્યા શીવાય તે દહાડે પણ, મારો ભાઇ તેડી ગયો હતો, અને આજે પણ એમને એમ લઇ ગયો. કેવો મુર્ખો છે, નાહક આટલી બધી અત્યાર સુધી ચીન્તા કરવી પડી. તો પુછીને તેડી ગયો હોત તો. ખોળવો પડત નહીને ! વારૂ. આપે બધાં કપડાં શામાટે પલાળ્યાં.

**દામાજી**—દેવિ, છોકરાની ખોળ કરવા જતો હતો, ત્યાં રસ્તે જતાં જતાં એક અંત્યજ અડી ગયો. જેથી નદી ઊપર જઇ નહાવું પડયું.

શેઠ શેઠાણીનિ થતી વાત મહારાજ ધ્યાન પુર્વક સાંભળતા હતા. તે સાંભળી બહુ ખુશી થયા, કે વાહ, વાહ, છોકરો એના મોસાળ ગયો છે. એ વાતનું કોઇએ ઠીક ગપ્પું માર્યું છે, હવે ભક્તે ભીંજાએલાં વસ્ત્રો

બદલી નાંખીને પોતાનિ ટેક જાળવા માટે મહારાજ પાસે આવ્યા. અને નમીને ચર્ણ દાબવા બેઠા, અહા. ધન્ય છે, આવા ટેક ધારી ભકતને, કે જે સાધુએ પોતાના છોકરાને મારી નાખ્યો, છતાં તેનિ દરકાર કર્યા શીવાય, પુર્ણ ભાવથી સેવા કરવા લાગ્યા. શું? આ જેવી તેવી શાંન્તી કહેવાય. એવા વિરલાતો લાખોમાં એકજ નિકળે છે. જનુનિ જણતો ભક્ત જણજે, કાં દાતા કાં સુર; નહીતો રહેજે વાંઝણી મત ગુમાવજે નુર. આ વખતે મહારાજ દામાજી પ્રત્યે કહી રહ્યા, કે

**રાગ કલ્યાણ.**

રહેવું નથી આંહી આજે, જાવું છે યાત્રા કાજે
સેવા કરી જેવી છાજે, હું થયો નથી નારાજે.

**દામાજી**—કૃપાળુ આપને આમ અચાનક જવાનિ ઇચ્છા થઇ, તો હું કયાં ના પાડું છું. પણ, અહીઆ હમેશાં કથા શ્રવણ કરવા આવનાર શ્રોતાઓ જે કાંઇ ભેટ પુજામાં દ્રવ્ય આપે, તે લઇ સુખેથી એકાદ દીવસ પછી પધારજો.

નહી જોઇએ કાંઇ મારે, રોકીશ નહી તું આવારે;
કેમ કરે નવ વિચાર મનતારે, છું મીજબાન એવું ધારે.

દામાજી જેમ કોઇ વેવાઈ આવ્યો હોય, અને અતીશે આગ્રહ કરવામાં આવે, તેમ મને પણ તું આગ્રહ કરે છે, હું મારી ઇચ્છા હતી ત્યાં સુધી રહ્યો, હવે નકામો આગ્રહ કરીશ નહી, સવારે જવાનો છું, એ નિસ્ચય કોઈથી બદલાશે નહી.

**દામાજી**—આપને જવાને માટે તીવ્ર લાગણી થઇ છે. તો તે લાગણી બંધ કરવા માગતો નથી. પણ પ્રભુ અમારો કાંઇ દોશતો બતાવો ? અમારાથી સેવા કરતી વખતે અનાચાર પણે કાંઇ બન્યું હોય તો ક્ષમા કરો. અને તે દોશ અમને બતાવો, તો એ ભૂલ સુધારીએ. વળી આપની એમજ ઇચ્છા હોય, કે આ સમૃધિવાળું ભુવન છોડી ચાલ્યા જાઓ, તોપણ અમે જવા તૈયાર છીએ. વીશેષમાં આપનો દાસ જણાવું છું, કે તમે આજ્ઞા કરો તો અમારાં બેનાં મુસ્તક ઉતારી આપના ચર્ણમાં ધરીએ. પ્રભો આટલા કાલાવાલા કરૂં છું. તે એટલાજ માટે, કે આપ જેવા સંતની સેવાનો લાભ લેવા માટે. ભક્તના આવા ભાવ ભરેલા શબ્દોથી, સાધુનું હૃદય પીગળ્યું. એથી કહ્યું, કે ભક્ત જો તારા પુર્ણ પ્રીતી હોય, અને મારી સેવા કરવાનો લાભ તારી જીંદગી પર્યંત લેવા ધારતો હોયતો, મારો વરઘોડો ચડાવ.

**દામાજી**—ભલે આપની એવી ઇચ્છા હોયતો એમ કરીએ. પણ આપ સાધુ છો, કે બાવા.

**સાધુ**—દામાજી. સાધુ છો. કે બાવા, એ તારી આંખે દેખાતું નથી.

**દામાજી.** **દોહરો.**

બાવા મોક્ષ જઇશ જો. બાવી નહી પરણીશ,
બાવો થઇ બાવી વરે, તો એ બગડે બાવીશ. સીયાવર રામચંદ્રકી જેય.

બાપજી, આપનું જીવન બગડવા બેઠું છે, કારણ, કે આજદીન સુધી પ્રાણથી પ્યારૂં, કોઇથી નહી સચવાય તેવું, બ્રહ્મચર્ય જાળવ્યું, તેની કીંમત આ રસ્તે કરવા ધારો છો, વીચારો મહારાજ, હજુ કાંઇ વિચારો, આપ સાધુ છો. તો તમોએ શું સાધ્યું? સંતતો એને કહેવામાં આવે છે, કે જેણે દશ ઈંદ્રીરૂપી રથને સાધ્ય કર્યો હોય. અને અગીઆરમું મન, જે મદોન્મત હાથી જેવું. તે મનને જ્ઞાનરૂપી અંકુશવડે કબજામાં લીધેલું હોય, તે સાધુ પુરૂષ કહેવાય. પરણવામાં સાર નથી, એ તો લક્કડકા લડુ ખાયગા સોઇ પસ્તાયગા. નાહી ખાયગા સોઇ પસ્તાયગા, વાંઢો જાણે કે પરણીએ. અને પરણેલો જાણે, કે સાધુ થઇએ એવી ઇશ્વરી માયાં પ્રબળ છે, તો આ દાસની અરજ સ્વીકારી લગ્નની ઇચ્છા છોડી દો.

**સાધુ**—ઠીક ઠીક દામાજી, એ તો હું બધુએ જાણું છું, તારા કરતાં મે ઘણા પુસ્તકોનો અનુભવ કર્યો છે, માટે એવી પંચાત મારી પાસે કરીશ નહી. મને તારે ઘેર રાખવાની ઇચ્છા છે, કે કેમ?

**દામાજી**—પ્રભો. મારેતો આપ જેવા સંતની સેવા પ્રાણાંન્ત સુધી કરવા પ્રેમ છે.

**સાધુ**—જો તેમજ હોય તો આવતી કાલે મારો વરઘોડો (થવાદે.) ચડાવ.

મહારાજને પરણાવવાનું વચન આપી તુરતજ વાંણોત્તરને બોલાવ્યો. અને અથઇતિ વાત કહી સંભળાવી. ત્યારે મુનીમે જવાબમાં કહ્યું, કે શેઠજી મહારાજની ઇચ્છા હોયતો, આપણા ગામમાં જે પેલા સાધુ મરી ગયા છે. એની કન્યા તેર વર્ષની થઇ છે. તો તે કન્યાની માતા પાસે જઇ વિવાહ સબંધી વાત કરૂં.

**દામાજી**—હા ભાઇ હા. જલ્દી જા, અને તેને ગમે તે રીતે સમજાવ, અને કહે જે, કે તંહારી કંન્યાનું કંન્યાદાન શેઠ દેશે અને તે

કંન્યાદાનમાં જેટલુ ખર્ચ થશે તેટલુ તને શેઠ તરફથી મળશે. શેઠની કહેલી હકીકત સાંભળી વાંણોત્તર મંદીરે સાધુની સ્ત્રી પાસે આવ્યો. અને શેઠના કહેલા શબ્દો કહીને કબુલ કરાવ્યું. અને શેઠની પાસે આવી ખબર આપ્યા.

બીજે દીવસે સવારના પહોરમાં મહારાજના પંચકેશ ઉતરાવ્યા, ત્યાર બાદ શરીરે પીઠી ચોળાઇ અને ગીતો ગવરાવા લાગ્યા. એ વખતે મહારાજના અંગપર હજારો રૂપીયાના દાગીના ધારણ કરાવ્યા. અને આખો દીવસ આનંદમાં વિતાવ્યો, સંધ્યા સમય થતાં વરઘોડો ચડાવ્યો. આ વખતે આગળ પાછળ રોષની ઝાકઝમાળ થઈ રહી હતી. દારૂખાંનું ફુટતું હતું, વાજીંત્રો વાગી રહ્યાં હતાં, અને પાછળ બઇરીઓ મધુરા કંઠથી ગીતો ગાતી જતી હતી. સમાજના મધ્ય ભાગમાં મહારાજ, અશ્વારૂઢ થયા હતા. તેમના ગળામાં સુગંધીદાર પુષ્પોની માળાઓ પહેરાવી હતી. હાથમાં શ્રીફળ ફોફળ પાન સાથે આપ્યાં હતાં. આ બધી ધામધુમ જોઇ, મહારાજ મનમાં મલકાતા હતા, કે વાહ વાહ આજે આપણો (વરઘોડો થયો) ચડયો.

આ પ્રમાંણે ધામધુમથી મંડપે આવી પહોંચ્યા, તોરણ આવી ઉભા રહેલા વરરાજાને પોખવા માટે, સાધુની સ્ત્રી પાસે જઇ ભક્તરાજે કહ્યું, ત્યારે સ્ત્રીએ જવાબ આપ્યો, કે

## મેરાઠી–સાખી.

જાઓ જાઓ ઘેર તમારે, મારે નથી લેવા દેવા,
કન્યા મહારી નથી તમારી, શું જોઇ આવ્યા કહેવા.
શીદ કહો કથી, વિચાર મારે હાલ નથી. શીદ. ૧

સાધવાણીના આવા તિરસ્કાર ભરેલા શબ્દ સાંભળી, દામાજી એક-દમ ઝંખવાંણા પડી પાછા વળ્યા, કે તુરતજ શેઠાંણી સામાં મળ્યાં. અને ભક્તનો ચ્હેરો ઉદાસ જોઇ પુછ્યું, કે કેમ નાથજી, પોખવા આવવાની કેટલી વાર છે? ને આપ ઉદાસ કેમ થઇ ગયા છો?

**દામાજી**—ઉદાસ થવાનું તો કારણ એટલુંજ છે, કે કન્યાની માતા એમ કહે છે, કે તમારા મહારાજને જેવી રીતે લાવ્યા તેવી રીતે પાછા લઇ જાઓ.

**શેઠાંણી**—ભક્તના એવા શબ્દો સાંભળી અત્યંત ગુસ્સે થઇ એક-દમ સાધુની સ્ત્રી પાસે આવ્યાં. કેમરે સાધુડી, તારા મનમાં તું શું સમજે છે. અમારૂ નાક કાપી નાંખવું છે. તારી કન્યા પરણાવવાની ના, શામાટે પાડે છે?

**સાધુની સ્ત્રી**—બેન તમે મારા ઉપર આટલાં બધાં આકળાં કેમ થાવ છો. કાંઇક વિચાર તો કરો, તમો મારી કંન્યાનું કંન્યાદાન આપો છો પણ, એ કન્યા માટે પલ્લાનું ધરેણું મને-આપ્યું નથી, તો હું મારી કન્યાને એવી રીતે નહી પરણાવું.

**શેઠાંણી**—અરે વાહરે વાહ બાઇ. એટલા માટે શેઠજીનું અપમાન કર્યું. લે આ પાંચસો રૂપીયાનું ધરેણું, હું તારી કન્યાને શ્રીકૃષ્ણાર્પણ આપું છું. અને પરણીને મારે ત્યાં આવ્યા પછી બીજું કરાવી આપીશ. ધરેણું મળવાથી સાધવાણી ધણી ખુશી થઇ, અને હાથમાં પોખવાની સામગ્રી લઇ, તોરણ ઉભેલા મહારાજ પાસે આવી. પ્રથમ પહેલી બળદની કાંધપર મુકે છે, એવી ધુંસરી ફેરવી મહારાજના માથા ઉપર નજરે કરી બતાવી, કે જુઓ, આજથી આ સંસારરૂપી સકટ ( ગાડુ ) છે તેની ધુંસરી તમારી કાંધપર મુકવામાં આવે છે. બોલો તમારાથી ભાર વહન થઇ શકશે? જવાબમાં મહારાજે માથુ નમાવ્યું, કે હા, પછી મુશળ ( સાંબેલું ) બતાવ્યું શામાટે. આ સંસારમાં જેમ ડાંગરને ખાંડી ને તેનાં છોડાં છોતરાં જુદાં કરે છે તેમતમે પણ માલમસાલા ખાઇ, આખલા જેવા થઇ રહ્યા છો. તો તમારી પણ ડાંગેરની માફક દશા થશે. એટલે, કે ગોટલાં છોતરાં વેરાઇ જશે, માટે સમજીને પાછા ફરો, ત્યારબાદ છાસ કરવાનો રવૈયો માથા ઉપર ફેરવી નજરે કરી કહ્યું, કે આ સંસારમાં અનેક ઉપાધીથી વલોવાઇ જશો, જેમ ગોળીમાં દહી નાંખી મંથન કરે છે, અને છાસ માંખણ જુદાં થઇ જાય છે. તેમ તમારા લોહીનું પાણી થઇ જશે, માટે સમજો. છેલ્લે લોખંડની અણીવાળી ત્રાક બતાવી કહ્યું, કે જરા આ ત્રાક સામી નજર કરો અને સમજી પાછા ફરો, નહી ફરશો તો મારી કન્યા મહોડે ચઢાવેલી છે. વળી થોડુ ભણી પણ છે, તો આધુનીક સમયની ફેશન પ્રમાણે જરા વાંકી ટેડી બાબરી ઓળશે, અને કબુતર પેસી જાય એવાં પોલકાં પહેરશે, અંગ દેખાય એવા આછા શાળુઓ ઓઢશે, મજેની નાજુક બંગડીઓ લાવી આપવી પડશે, કોઇ વખત આ ત્રાકની તીક્ષણ અણી જેવા શબ્દોથી સારશે. એ બધુ સહન કરવાની શક્તી છે?

**સાધુ**—હા હા, જે કહેશો તે હું કબુલ કરીશ. પણ પરણવા આવેલો પાછો નહી ફરીશ. ઉપર કહ્યા પ્રમાણે મહારાજને ઇશારત કરીને સમજાવ્યા છતાં સમજ્યા નહી, ત્યારે સાસુએ નાક તાણી કહ્યું, કે નકટા ચાલ્યો આવ. એ બધા સંસ્કર થઇ રહ્યા બાદ, મહારાજ મંડપમાં આવ્યા. અને લગ્નની

શરૂઆત થઈ, તે વખતે, દામાજીની સ્ત્રી એકાન્તમાં જઇને પોતાના ગાલ ઉપર હાથ રાખી ઉંડા વિચારમાં પડયાં હતાં. એવામાં બેચાર સ્ત્રીઓ ત્યાં આવી, અને ભક્ત પત્નિને ઉદાસ જોઇ કહી રહી. બેન, તમારા પતિ તો મહારાજના લગ્નમાં કમરકસી પ્રેમપુર્વક આમતેમ દોડધામ કરી રહ્યા છે. પણ! તમો ઉદાસ જણાઓ છો, એથી એમ સમજાય છે, કે લગ્નમાં ખરચાતા પૈસાને માટે તમો ખુશી નથી, એમ જણાય છે.

**શેઠાણી**—બહેનો એવું કાંઇપણ નથી. પણ,

**રાગ—રખેવાળ થાશે મારો રામના જેવો.**

મારો, પ્યારો પુત્ર નથી મારી પાસરે, મનનો માન્યો મોસાળે ગયો. ટેક.
ભાઇ મારો ભુંડો થયો, પુછ્યા વિના તેડી ગયો, ( ૨ ) ભાઇ.
તેથી થઇ છું હું ઉદાસરે, મનનો માન્યો મોસાળે ગયો. ૧
મંડપની શોભા સારી, નીરખે જન ધારી ધારી. ( ૨ ) મંડપ.
પુત્ર વિના છુટે મને ત્રાસરે, મનનો માન્યો મોસાળે ગયો. ૨

**૧ સ્ત્રી**—શેઠાણી, આમ ચીંન્તા કરવાથી શો દહાડો વળવાનો છે? તમારા ભાઇનું ગામ અહીથી કયાં દુર છે. હાલનેહાલ ઘોડેસ્વાર જાય તો કેટલીકવાર લાગે તેમ છે;

**૨ સ્ત્રી**—હા બેન હા? ચંચળબેન કહે છે તે રસ્તો ઠીક છે, કારણ કે તમારો પુત્ર આવશે તેના સાથે તમારા ભાઇનેય તેડતો આવશે. પણ, બળ્યું બેન, તમને આખો દીવસ આ વાત યાદ આવીજ નહી.

**દામાજીની સ્ત્રી**--ના બેન ના, હું તો આખો દહાડો કામકાજમાં છોકરાને સાવ ભૂલી ગઇ, પણ હવે શું થાય. મારો પુત્ર આવે ત્યાં સુધી મહારાજના લગ્ન બંધ રહે ખરા.

**૩ સ્ત્રી**—તે તો આપણે શું જાણીએ. એતો ગોરને બોલાવી પુછોને. સ્ત્રીઓ સાથે આ પ્રમાણે વાત થયા બાદ ગોરને બોલાવી પુછવા લાગ્યા.

**દા. ની. સ્ત્રી**--કહો બાપજી, મહારાજના લગ્ન પ્રસંગમાં મારા પુત્રની કાંઈ જરૂર પડશે.

**ગોર**—હા. શેઠાણી બા, લાજ્યા હોમ કરતી વખતે એટલે જવ તલ આપતી વખત કન્યાના ભાઇની જરૂર પડે છે. પણ એતો એના મોસાળ ગયો છે. જેથી બીજા કોઇ છોકરાને ઊભો કરી કન્યાનો ભાઇ ગણી કામ ચલાવીશું.

**દા. ની. સ્ત્રી**—ગોર એમ કેમ કહો છો, કે બીજા છોકરાથી કામ ચલાવીશું. શું ? મારો પુત્ર નથી.

**ગોર**—અરે રામ રામ રામ. એ શું બોલ્યાં. તમારો પુત્ર નથી એમ હું ક્યારે કહું છું, છે, પણ એના મામાને ત્યાંથી આવતાં વખત વધારે વિતી જાય એથી કહું છું.

**દા. ની સ્ત્રી**—ભૂદેવ વખતની વાત મારી પાસે કરશો નહી ભલે એકાદ કલાક ખોટી થવું પડે, પણ મારા પુત્રને હાથેજ જવ તલ અપાવો, તો એને લ્હાવો વિતેને, માટે એમજ નિશ્ચય રાખો, જાઓ મહારાજ હું તમને સો રૂપીઆ દક્ષણા આપીશ.

**ગોર**—વારૂ બેન વારૂ હું સમજ્યો, હવે તમારે કોઈ વાતે ચીંન્તા કરવી નહી. તમારો પુત્ર નહી આવે ત્યાં સુધી લગ્ન અટકાવી રાખીશું.

શેઠાણી સાથે વાત થઇ રહ્યા પછી, ગોર મંડપમાં આવ્યા ને તુરતજ કન્યાના ભાઇની જરૂર છે એમ કહ્યું, ત્યારે દામાજી શેઠ ગોર પાસે આવી સમજાવી રહ્યા, કે.

**દામાજી**—કૃપાળુ દેવ, એતો એના મોસાળ ગયો છે તે હાલ બે દિવસ રોકાશે તેથી અત્યારે કોઇ છોકરાને ઊભો કરી કામ ચલાવી લો.

**ગોર**—ભક્તરાજ, તમે અમોને ભણેલા વિદ્વાન બ્રાહ્મણો જાણી બોલાવ્યા છે, તો અમારાથી શાસ્ત્ર વિરૂદ્ધ કાંઇપણ કામ કરાવી શકાશે નહી. સમજ્યા શેઠ.

**દામાજી**—હા પ્રભુ હા, આપનો દાસ સમજ્યો, (પણ હું કરૂં શું) કરૂં શું એતો અત્યારે ઘાડ નિદ્રામાં પોઢયો હશે માટે તેને બોલાવવાની હઠ છોડી દો, લ્યો આ પાંચ રૂપીઆ દક્ષણાના આતો સાધુનું કામ છે. માટે જેમ તેમ કરી ઉકેલી દો.

**ગોર**—તમારા પાંચ રૂપીઆ અમારે હરામ બરોબર છે; અમારાથી શાસ્ત્ર વિરૂદ્ધ કામ કરાવી પાપની ગાંસડી અમારા શીરપર નહી રાખીએ.

**દામાજી**—વધારે હઠ કરશો તો હું બીજા બ્રાહ્મણોને બોલાવીશ.

**ગોર**—બોલાવોતો ખરા. કહ્યા વિદ્વાનનો દીકરો અમારી પાસે શાસ્ત્ર વિરૂદ્ધ કામ કરાવે છે. તે અમે જોઇએ.

આ પ્રમાણે રગઝક થતી જોઇ બે ચાર શેઠીઓ કહેવા લાગ્યા, કે ભક્તરાજ હઠ શામાટે કરો છો, એકાદ ઘોડેસ્વાર દોડાવી મુકો, એટલે તમારા પુત્રને, અને તમારા સાળાને તેડી લાવશે. બધાઓનો એકમત થયેલો

જોઈ. દામાજી ઘભરાયા, કારણ એવું હતું. કે છોકરો ત્યાં ન્હોતો, એનું મૃત શબ દુકાનમાં મુક્યું હતું, જેથી દામાજી એકાંતમાં આવી આરતનાદથી અનંત બ્રહ્માન્ડના અધિપતિને પ્રાર્થના કરીને કહી રહ્યા.

**રાગ--આશાવરી તા. ત્રીતાલ. ( કયાંથી આ સંભળાય. )**

જાણો જગદાધાર, વહાલા, જાણો જગદાધાર.
હું પ્રણમું વારમવાર, વહાલા. ટેક.
ઇંદ્રનું રક્ષણ કરવા કાજે, ગયા બળીને દ્વાર,
વામન રૂપ ધર્યું કર્યું કામ કેવું, ધરી પ્રીત પારાવાર. વહાલા. ૧
શ્રીમાન થવું નથી કાંઇ મારે, હરો હેતે આ જંજાલ,
બાળ બચાવા પ્રાર્થું નહી પ્રભુ, માગું હઠ છોડાવા હાલ. (વિપ્રોની) વહાલા. ૨

આ પ્રમાણે દામાજી ભગવાનનિ પ્રાર્થના કરી રહ્યા હતા, અને એક તરફ નોકર અશ્વને લેવા અશ્વશાળા તરફ ગયો હતો તે હજુ ઘોડારપાસે પહોચ્યો નહી હતો એટલામાં ભગવાન ભક્તની ભીડ ભાંગવા તૈયાર થયા.

**દોહરાના જેવો.**

દુનીઆ કે રૂઠેસેં કયા હોતાહેં, નહી રૂઠા ચાહીએ માલીકજી,
એ હોવે મહેરબાન સબ ચુમે અંગુઠાજી.
જીતને તારે ગગનમે, ઇતને શત્રુ હોય,
કીપા હોવે શ્રી રામકી, બાલન બાંકા હોય—

આપણી ઉપર ગમે તેટલી આપ્દત આવી હોય, પરંતુ જે મનુસ્ય પોતાના નિશ્ચયથી ડગે નહી, તો એના ઉપર ભલે શત્રુઓ હોય, તોપણ તેને કોઇ રીતે વાંધો આવતો નથી. ભક્તની પ્રાર્થનાથી ભગવાન મધ્ય રાત્રીએ ઓચિંત્તા જાગ્યા જેથી લક્ષ્મીજીએ હાથ પકડી પુછ્યુ. પ્રભુ આજે આમ અચાનક કયાં જવા તૈયારી કરો છો.

**વિષ્ણુ**—દેવી અત્રે મને રોકશો નહીં. મારે મારી બ્હેનને ત્યાં લગ્ન પ્રસંગમાં જવું છે.

**લક્ષ્મી**—તમારી બ્હેન તો મારી નણંદ નહી, કે હું પણ ત્યાં આવીશ.

**વિષ્ણુ**—તમારે આવવા જેવું નથી. કારણ, કે ભક્તો ત્રીવીધ તાપથી બળી જળી રહેલાં હોય તે વખતે કાંઇ બોલે તો તમારાથી સંભળાય નહી.

**લક્ષ્મી**—મહારાજ તમે સાંભળશો તો મને શો વાંધો છે.

**વિષ્ણું**—ભલે ત્યારે ચાલો આપણી ક્યાં ના છે. એકથી બે ભલા ?

**ગઝલ.**

ભક્ત ભીડ ભાંગવા કાજે,પધારે પ્રેમથી પ્યારો.
પધારે પ્રેમથી પ્યારો-પધારે પ્રેમથી પ્યારો. ભક્ત. ટેક.

વણીક વેશ બેશ ધારીને, મણીપુર ગામમાં આવ્યા,
સીંધુ તનયાનછે ન્યારા-પધારે પ્રેમથી પ્યારો. ભક્ત.

હતો મૃત પુત્ર દુકાને, જીવાડયો છે ધરી વ્હાલે,
મંડપ લઇ આવિયા હાલે-પધારે પ્રેમથી પ્યારો. ભક્ત.

ભક્તનિ ભીડ દુર કરવા હરી દામાજીના મૃત પુત્રને લઇ મંડપમાં આવી બધાને જયશ્રીકૃષ્ણ કહ્યા. ભક્ત પત્નિને પોતાનો ભાઇ આવ્યાની ખબર પડતાંજ પાસે આવ્યા, અને ગુસ્સે થઇ બોલ્યાં, કે કેમરે નષ્ટ, નિરલજ તને બીલકુલ શરમ હોય એમ સમજાતું નથી. તે દહાડે મને પુછ્યા વગર તેડી ગયો હતો, ત્યારે પણ મેં તારૂં નાક કાપ્યું હતું, તોપણ પાછો ભૂલી ગયો. કાલે કેટલી બધી આખો દીવસ ચીંન્તા ભોગવવી પડી, વારંવાર ઠપકો સાંભળે છે તોય તને લાજ બળી નથી.

**પ્રભુ**—મ્હોટી બેન, તમે ગમે એટલી વખત ઠપકો દેશો, પણ હું બધું ભુલી જઇશ કારણ, કે શ્રીહરી કૃપાથી સાઠ વરશે. તમારે ત્યાં આ ભાણા ભાઇનો જન્મ થયો છે, તે એવો તો ચાલાક અને ટીખળી સ્વભાવનો છે, કે એના પ્રેમના આવેશમાં તમે જેટલા વખત મારૂં નાક કાપી નાખછો એટલા વખત ઊગી નિકળે છે. જેથી ભુલી જાઉં છું ?

**દામાજી. ની સ્રી**—ઠીક ઠીક ચાવળા. બહુ ડહાપણ છે તે જાણ્યું છોકરો ક્યાં છે.

**પ્રભુ**—પાછળ એની મામી તેડીને આવે છે.

**દા. ની સ્રી**—મુર્ખા, તારી બુદ્ધી ક્યાં બળી ગઇ છે. આવી અંધકારવાળી રાત્રીએ, એ છપ્પર પગીને સાથે શામાટે લાવ્યો.

**લક્ષ્મી**—પ્રભો, આ તમારો ભાણો મારાથી આવા અઘટીત શબ્દો નહી સંભળાય, તમોને નિરલજ અને નાકકટા કહ્યા. મને છપ્પર પગી કહી. વાહવા. શો તમારી બેનનો પ્રેમ છે. મહારાજ હુંતો વૈકુંઠમાં પાછી ચાલી જવાનિ. મારાથી સંભળાશે નહી.

**પ્રભુ**—જો જો એમ કરતાં એમ કરશો તો બધો કસબ ફીકો પડી જશે.

ભગવાને છોકરાને માયાવડે ભુલાવી દીધો હતો. તેથી મહારાજ ઊપર અનહદ પ્રેમને લીધે પોતાની માતાને મળી, અને મહારાજ પાસે આવ્યો.

છો.—કેમ બાપજી શું કરો છો ?

છોકરો જીવતો થઇ અહી આવ્યો એથી સાધુનું તો રૂધીર હાલતું ચાલતું બંધ થઈ ગયેલું, જેથી જવાબ આપ્યો નહી. પુનઃ બાવાજીની ડાઢી પકડી પુછી રહ્યો, મહારાજ કહો તો ખરા, તમોએ આજ ભગવું વસ્ત્ર કેમ કાઢી નાંખ્યું છે ? અને તમારૂં પેલું ઘાસના પુળા જેવું ડાઢીએ હતું તે કયાં ગયું. અરે આ કપડામાં મુખ છુપાવી કોનિ છોડી પાસે બેસારી છે, તમે કેમ મારી સાથે બોલતા નથી. હું તમોને પુછ્યા શીવાય મારા મામાને ઘેર ગયો, એથી રીસાઆ છો, જો એમ હોય તો હવેથી તમોને પુછ્યા શીવાય જઇશ નહી. આ પ્રમાણે અનેક શબ્દો બોલી રહ્યો હતો. ત્યારે ગોર મહારાજે જવાબ આપ્યો. ભાઇ આ મહારાજ પાસે કપડામાં મુખ છુપાવી બેઠેલી કન્યાને છોડી છોડી ના કહેવાય.

છો—ત્યારે શું કહેવાય ગોરમહારાજ તમે કહો.

ગોર—ભાઇ એને તો બેન કહેવાય.

છો—ઠીક ઠીક. ઓ બા. ઓ બા જરા અહીંઆં તો આવો, અને આપણા મહારાજનિ નાની સરખી બેન તો જુઓ.

ગોર—ભાઇ, મહારાજનિ બેન કહેવાય નહી. એ તો આપણી બેન કહેવાય. છોકરો આવ્યા પછી લગ્નનું કામ પુરૂં કર્યું અને વરકન્યા કંસાર જમવા ગયાં એ સમયમાં ભક્ત દામાજીને કોઈ એક શેઠીઆએ ભજન કરતા હતા ત્યાં જઇને કહ્યું, કે ભક્તરાજ, તમે અહી ભજન ગાઓ છો, પણ તમારો સાળો તથા તમારો પુત્ર બેઊ આવ્યા છે તેમને મળો તો ખરા. મહારાજના લગ્ન તો ક્યારનાએ થઇ ગયા અને એતો કંસાર જમવા ગયા છે.

દામાજી તે હકીકત સાંભળી, અજાયબીમાં ગરકાવ થઇ ગયા. અરે હું મારા મૃત પુત્રને દુકાને સુવારીને આવ્યો છું. તેને સજીવન કરી લાવનાર કોણ? એ જોવા માટે ત્વરાથી મંડપમાં આવ્યા, એને સાળા સ્વરૂપે પરમાત્માને

નિરખી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી પુછવા લાગ્યા, કે પ્રભો, આપ આ વેશમાં કોણ છો, તે કૃપા કરી કહો.

**પ્રભુ**—કેમ દામાજી શેઠ, તમો મને નથી ઓળખતા. હું તમારો સાળો.

**દામાજી**—રાધેશ્યામ, રાધેશ્યામ કહો, આવા શબ્દો બોલી મને પાપમાં નાખશો નહી, મારા સાળામાં મારા મૃત પુત્રને સજીવન કરીને અહી સુધી લાવવાની શક્તિ નથી, મારી અલ્પ બુદ્ધિથી ઓળખું છું, કે આપ કોઇ દેવ છો. ભક્તના શબ્દો સાંભળી—

**મ. સાખી.**

પ્રગટ થયા પ્રીયતમ પોતે, જોત જોતે તે વાર
શંક્રચક્ર ગદાપદ્મ ધર્યા. શોભા અપરંપાર
નિરખે વારંવાર, લાભ મળ્યો સહુને અપાર-(દર્શનનો) નિરખે.

દામાજીના પ્રતાપે મંડપમાં હાજર હતા તેઓને દર્શનનો અમુલ્ય લાભ મળ્યો. તેવામાં વરકન્યા કંસાર જમીને બહાર આવ્યા, એ વખતે મહારાજને પુર્વ પુન્યાય વડે દર્શનનો લાભ મળ્યો, તેની સાથે પ્રભુએ સ્વમુખે સાધુને કહ્યું, કે બાળહત્યાનું પાપકર્મ કરી આ કન્યાને વરી તો તેનુ ફળ એવું મળશે, કે આ સાંસારી સુખના બદલામાં અસહ્ય દુઃખો ભોગવશો. એમ કહી ભક્તને આશીર્વાદ આપી અંતરધ્યાન થયા. કરેલાં કર્મનું ફળ ભોગવ્યા વગર છુટકોજ નથી, ભક્તરાજે અપકાર કરનાર ઉપર ઉપકાર કર્યો તો અંતે એનો બદલો પ્રભુજીના દર્શન રૂપી સારોજ મળ્યો, એનો આ એક પુરાવો છે.

પરહીત કરીને પુર્ણ ભાવે, વરવું શ્રીવરને વહાલે,
નેક ટેક છેક સુધી રાખો દાખો જ્ઞાન-દ્રષ્ટીથી હાલે.
અગમ્ય અગોચર અવની પતિને, આરાધી લો આ ભવમાં,
પાપ તાપ ત્રીવીધતણા જે, દુર કરશે એક લવમા—(નિમીશમા)
કહે વિજયશંકર, અઘહર આપે સારો વર. કહે.

**શ્રી રણછોડ રાયકી જય.**

---

હરિઃ ૐ

# નરસિંહ મહેતો.

રાગ ધનાશ્રી.

સંતનો કરોને સંગ સદા સહુ, સંતનો કરોને સંગ,
આપે નિજનો રંગ સદા સહુ—સંતનો—
આરે જગતમાં સાધુસંગતું, મળ્યું નિર્મળ ગંગ—સદા.
નાટકની ભૂમિ પર જુઓ, મચે છે જુઠો જંગ—સદા.
વજ્રેશંકર કહે માયાજાળને, સત્સંગવડે કરો ભંગ—સદા.

દુનિયામાં દુર્લભ, એવી ચીજો ઘણી છે. તે ચીજોમાં જે માયાવી ચીજો છે તેને મેળવવાને મનુષ્યો અનેકાનેક ઉપાયો યોજે છે. ઘણા પ્રયત્ને તે દુર્લભ વસ્તુ પણ મેળવે છે અને તેથી આનંદ માની પોતાને કૃતાર્થ માને છે. રાજપાટ વૈભવ, ધન, વગેરે ચીજો માયાવી કહેવાય છે. મહા મુશ્કેલીએ આ ચીજોની પ્રાપ્તી કરવામાં આવી હોય છે પરંતુ પ્રાપ્ત થયા પછી મનુષ્યને આ ચીજો આડે રસ્તે દોરી છેવટે અધમ અવસ્થાએ પહોંચાડે છે. પરંતુ 'સત્સંગ' એ ચીજ મહાન અમૂલ્ય છે તે ચીજ તો પૂર્વના સુકૃત હોય અને પૂર્ણ પુણ્યશાળી મનુષ્ય હોય છે તેનેજ તે પ્રાપ્ત થાય છે, તેથીજ એક કવિએ કહ્યું છે, કે—

કવિત.

માત મીલે પુની તાત મીલે, સૂત ભ્રાત મીલે જુવતી સુખદાઇ,
રાજ મીલે ગજબાજ મીલે, સબ સાજ મીલે, મનવાંચ્છિત પાઇ.
લોક મીલે પરલોક મીલે, બિધિ લોક મીલે, વૈકુંઠહી જાઈ,
સુંદર ઓર મીલે સબહી, પન સંત સમાગમ દુર્લભ ભાઇ.

સત્સંગનો આટલો બધો પ્રભાવ કવિએ શામાટે વર્ણવ્યો હશે, તેવી શંકા ઉત્પન્ન થાય છે તેનું સમાધાન એ છે, કે ખાળકુંડીઓ અને ગટરોનાં મેલાં પાણીનો નિર્મળ એવી ગંગાના પાણીમાં સમાગમ થતાં તે શુદ્ધ થઇ પવિત્ર બને છે, કે જેનું આપણે આચમન કરીએ છીએ અને તેમાં નાહી પવિત્ર બનીએ છીએ. તેવી રીતે દુષ્ટ પુરુષોનો સંત પુરૂષો સાથે સમાગમ થતાં તેનાં દુષ્ટ કર્મોનો લોપ થઇ પવિત્ર બને છે. અને તેનાજ

પ્રતાપ વડે તે પોતાના આત્માને ઓળખી કલ્યાણ સાધી શકે છે અને આ સંસારમાં બનતા બનાવોને તે નાટકભૂમિ ઉપરનાં પાત્રોના રૂપમાં જોઇ શકે છે. એવું મીથ્યા જાણનાર કળીયુગમાં અનેક ભક્તો થયા છે. તેમાંના આ એક પરમાત્માના અનન્ય ભક્ત નરસિંહરામનું ચારીત્ર છે.

૩૪

# હારમાળા.

## ગીતિ.

જુનાગઢની માંહે, નાગર જ્ઞાતિમાં થયા નરસિંહ મહેતા,
ભક્ત શિરોમણી એતો, ભૂધર સેવી ભજનાનંદે રહેતા. ॥ ૧ ॥

જુનાઘઢની પવિત્ર ભુમિમાં નાગર જ્ઞાતિમાં ઉત્પન્ન થયેલા, પરમાત્માના અનન્ય ભક્ત નરસિંહ મહેતાનો જન્મ સંવત ૧૪૭૦ ની સાલ લગભગ થયો હતો. તે ભક્તનાં માતા પિતા પરલોકવાસી થયા બાદ ભક્ત પોતાના જેષ્ટ ભ્રાતા વણુસીધરને ત્યાં રહીને દિવસો વિતાવતા, તેમને હંમેશાં વણુસીધરનાં પત્ની ઘણો ત્રાસ આપતાં હતાં. તેમણે એક દિવસે ભક્તને બહુ મહેણું માર્યાં. જેથી ભક્ત રીસાઇ જંગલમાં ચાલ્યા ગયા, ત્યાં પોતાના ઇષ્ટદેવ ગોપનાથ મહાદેવનું અપૂજ્ય લીંગ જોવામાં આવ્યું, તે જોઈ હર્ષ પામી. સાત દીવસ સુધી તે મૂર્તિનું અડગ ધ્યાન ધર્યું, તેથી મહાદેવજી પ્રગટ થઇ વર માગવા કહ્યું, ત્યારે નરસિંહ મહેતાએ મનમાં વિચાર્યું, કે આ જગતમાંની તમામ વસ્તુઓનો નાશ છે. અવિનાશી વસ્તુ તો ભોળાનાથને પ્રિય હશે તેજ હોવી જોઇએ, એમ વિચારી માગ્યું કે આપને વહાલામાં વહાલુ હોય તે આપો. ભોળાનાથ ભક્તનું વચન સાંભળી બહુ આનંદ પામી, નામીનાથ શ્રીકૃષ્ણચંદ્ર રાસલીલાનો આનંદ આપી રહ્યા હતા ત્યાં લાવ્યા. અને ભક્તને ભાન કરાવવા માટે હાથમાં મસાલ આપી મંડળવચ્ચે ઉભા રાખ્યા કૃષ્ણ પરમાત્મા નવા નવા રંગો બદલવા લાગ્યા. રંગો બદલાતા જોઈ નરસીંહ મહેતા ભ્રમણામાં પડયા. અને દેહનું ભાન ભુલ્યા, પોતાના હાથમાં મશાલ હતી તે મશાલ જોયા વિના તેલ પુરવાથી થોડા થોડા છાંટા પોતાના અંગરખાની બાંહ્ય પર પડતા હતા, મંડળ સવળું ફરતું હતું અને ભક્ત અવળા

ફરતા હતા કારણકે તેમના મનમાં શંકા હતી, કે મંડળ ઘણું મોટું છે જેથી અર્ધાનો લીલો રંગ હશે, અને અર્ધાએ લાલ રંગનાં વસ્ત્રો પહેરેલાં હશે. જેથી લાલરંગ દેખાય છે. આવા અનેક તર્કો થતા હતા, પરંતુ છેવટે, પોતાના મનની શંકાનું સમાધાન થયું, કે મારી અજ્ઞાનદષ્ટીના માયાવિ પડદા અલગ કરવા અર્થે આનંદઘન આવા અવનવારંગો બતાવે છે. તે મારી અજ્ઞાનતા દૂર કરવા અર્થે. એમ વિચારી ઝપાટાબંધ દોડતા હતા, જેથી મશાલની ઝાળ અંગરખાને અડી એટલે હાથ સળગવા લાગ્યો, તેવામાં પ્રભુનું ધ્યાન પડતાં હાથમાંથી મશાલ લઇ લીધી. ત્યારપછી ભક્તને જુનાગઢ જવા સુચના કરી, પ્રભુના શબ્દો સાંભળી ભક્ત સ્તબ્ધ બની કહેવા લાગ્યા, કે કૃપાળુ, આ દાસને તો સદાને માટે અહીંજ રાખો.

**શ્રીકૃષ્ણ**—ભક્ત હું તારી પાસેજ છું. લે આ કેદાર રાગ જે મને ઘણો પ્રિય છે. તે તું જ્યારે ગાઇશ ત્યારે હું પ્રગટ થઇશ, કેદાર રાગ આપી ભક્તને જુનાગઢ ઉતારી મૂકયા. નરસિંહ મહેતા ઘેર જતી વખતે રાધા તથા કૃષ્ણને થયેલા સંવાદનું પદ ગાતા ગાતા ઘર તરફ આવે છે.

### ભજન—રાગ-સારંગના જેવો.

નાગર નંદજીનાલાલ, રાસ રમતાં મારી નથની ખોવાણી,
કાના જડી હોય તો આલ, ( ૨ ) નાગર. ટેક.
એક એક મોતી માંહી, સોના કેરો તાર,
સોળસેં ગોપીમાં મોહન, રાખો મારો ભાર, ભાર, ભાર, નાગર. ૧
નાની નાની નથનીને, માંહે ઘણેરા હીરા,
નથની આપોને મારી, સુભદ્રા બાના વીરા, વીરા, વીરા, નાગર. ૨
નાની નાની નથનીને, માંહી જડેલાં મોતી,
વૃંદાવનની કુંજગલીમાં, હાલું હું તો જોતી, જોતી, જોતી, નાગર. ૩
આંબે બોલે કોયલડીને, વનમાં બોલે મોર,
રાધાજીની નથનીનો, સામળીયો છે ચોર, ચોર, ચોર. નાગર. ૪
નાનેરી ઘડાવો મારે, નાકે નવ સોહાય,
મોટેરી ઘડાવો મારા, મુખપર ઝોલાં ખાય, ખાય, ખાય. નાગર. ૫
નથનીને કાજે મેંતો, ઢુંડી વૃંદાવન,
નથની આપોને મારા, પ્રાણજીવન, વન, વન. નાગર. ૬
નથની આપોને પ્રભુ, શીદ કરો છો વાર,
નરસૈયાના સ્વામી ઉપર, જાઉં બલીહાર, હાર, હાર. નાગર. ૭

રાસ રમતી વખતે રાધાજીએ શ્રીકૃષ્ણના ગળામાં ઉપરણો નાખી ઉભા રાખી નથની માગેલી તે વખતે નરસિંહ મહેતાએ જે સંવાદ સાંભળેલો તે લીલાનું બનાવેલુ પદ ગાતા ગાતા ઘેર આવ્યા, ત્યારપછી બીજું મંદિર સ્થાપન કરી હરિ સ્મરવા લાગ્યા. લોકોમાં પ્રશંસા સારી થવાથી પોતાની જ્ઞાતિના આગેવાનો ઈર્ષા કરવા લાગ્યા.

એવામાં કોઇ એક બ્રાહ્મણ ટેલ નાખવા આવ્યો, નાગર ગહસ્થોના સટાક ચોરા પાસે આવી ટેલ નાંખી, તે વખતે, એક ગહસ્થે તેને પાસે બોલાવી કહ્યું, કે બાપજી આ ગામ છે તો પૈસાપાત્ર, પરંતુ દત્યં સત્યં દયા નાસ્તિ ટેલ નાંખીને તમારો ઘાંટો બેસી જશે. પણ તમને કોઈ પૈસો દત્તે તેમ નથી માટે તમોને હું એક રસ્તો બતાવું, એ કે આ ગામમાં ધનાઢય અને આબરૂદાર વળી પરમાત્માના અનન્ય ભક્ત એક નરસિંહ મહેતા છે. તેમને ઘેર જશો તો તુરતજ તમને જોઇશે તેટલા રૂપીયા મળશે, ગૃહસ્થનું કહેણ માનીને બ્રાહ્મણ ભક્તને ત્યાં આવ્યો. નરસિંહ મહેતા તો સાધુ બ્રાહ્મણને શાક્ષાત્ પ્રભુસ્વરૂપે સમજતા હતા. તે ભક્તને ત્યાં પેલા ટેલીયા ભૂદેવ આવ્યા, કે છેટેથીજ જયશ્રીકૃષ્ણ કહી રહ્યા. અને સાંમા જઈ પધારો પધારો કહી હાથ પકડી મંદિરમાં લાવી આસન પર બેસાડયા, અને હાથ જોડી કહ્યું. પ્રભુ, આ દાસ સરખું કંઇ કામકાજ ? ટેલીયો બ્રાહ્મણ, ભક્તની આવી ભાવવાળી વાંણી સાંભળી બહુજ પ્રસન્ન થયો. અને કહેવા લાગ્યો કે, ભક્તરાજ હું આપનું નામ સાંભળીને આવ્યો છું. મારા પુત્રને ઉપવીત ધારણ કરવાનું છે. તેથી મને સાઠ રૂપીયાની જરૂર છે. તો કૃપા કરીને આપો.

**નરસિંહ**—અરે પ્રભુ આ અજાણ્યા બ્રાહ્મણને મસ્કરી કરીને મારી પાસે મોકલ્યો છે. તે કામ મારા જ્ઞાતિબંધુઓનું હોવું જોઇએ, હરિહરિ જેવી આપની ઇચ્છા, આંગણે આવેલો અતિથિ નિરાશ થઇને જાય, તો મહાન પાપ થાય. એમ વિચારી ટેલીયા મહારાજને કહ્યું, કે આપ અહીયાં પાંચેક દીવસ રોકાઓ તો હું તમોને રૂપીઆ લાવી આપું.

**ટેલીઓ**—ભલે ભક્તરાજ એમ કરો, હું અહીયાં રોકાઇશ. ત્યારપછી ભક્તરાજ તલાજે આવ્યા, અને ધરણીધર મહેતાની પાસે માગણી કરી. કે મને તમે સાઠ રૂપીઆ અંગ ઉધાર ધીરો. મારે એક બ્રાહ્મણના પુત્રને ઉપવીત દેવા માટે આપવાના છે.

**ધરણીધર**—ભક્તરાજ, આ રૂપીઆ તમારે પરમાર્થ અર્થે આપવાના છે. તો સુખેથી લઇ જાઓ, પણ મને પાછા આપવાના છે, માટે સંભારીને આપી જજો.

**નરસિંહ**—અહા ઠીક થયુ, કે તમોએ મને યાદ આપ્યુ. લાવો ખડીઓ કાગળ અને કલમ, મંગાવી લખ્યુ, કે મેં તમારી પાસેથી રૂપીઆ સાઠ લીધા છે. તેના બદલમાં પ્રભુએ આપેલો કેદાર રાગ, હું આપને ત્યાં ઘરેણે મૂકુ છું. રૂપીઆ ભર્યા પછી મારાથી કેદાર રાગ ગવાય. અને તોજ પ્રભુથી અવાય. તળાજામાં ધરણીધર મહેતાને ત્યાં કેદારો ધરેણે મૂકી રૂપીયા લાવી બ્રાહ્મણને આપ્યા. એ વાત ભક્તના જ્ઞાતિબંધુઓએ જાણી તેથી—

## સાખી.

નવરા લોકો નીંદયા કરવા, ભક્તની અપરંમપાર,
પાખંડીને પુરો કરવો, એમ ધારી આવ્યા દરબાર. રામા રામા.

પાંચ સાત નાગરો મળી રાજા મંડળીક પાસે આવી, ફરીયાદ કરી કે અમારી જ્ઞાતિમાં નરસિંહ મહેતાએ પાખંડી પંથ સ્થાપન કર્યો છે. જો આપ ધ્યાન નહી રાખો તો, એ ભગતડો આ જુનાગઢના લોકોને એના જેવા ભગતડાં બનાવી દેશે. કારણ, કે વાતો એવી કરે છે, કે

## સાખી.

લાંબા લાંબા તીલક કરી કહે, પ્રગટે છે ગોપાલ,
ભોળા લોકો એ પંથે પડીઆ, બનાવી દીધા બેહાલ. રામા રામા.

**નાગર**—ગૃહસ્થોના આ પ્રમાણેના શબ્દો સાંભળી, મંડળીક રાજા ક્રોધિત થયા. શું આવો પ્રપંચ કરે છે? એવા પાપીને પાર કરી દેવો જોઇએ, એજ વખતે નોકરને હુકમ કર્યો, કે તું હાલને હાલ જઇ નરસૈયાને ગરદન મારી નાખ. ભુપતિની આજ્ઞા થતાંજ સીપાઇ જવા તૈયાર થયો. એટલામાં પ્રધાનજી આવી મંડળીકને સમજાવી રહ્યા. મહારાજા, આપે શો ન્યાય કર્યો. આવેલા ગૃહસ્થો એવું કહે છે, કે ભક્ત ભજન ગાય છે ત્યારે પ્રભુ પ્રકટ થઇ હાર આપે છે. એમાં એક પણ આચરણ અનીતિ ભરેલું ભાસતું નથી. પણ આપે આજ્ઞા કરી તે અનીતિ ભરી છે, આપ એમ કરો, કે એક રાત્રી આ સભામાં ભક્તને ભજન ગાવા માટે બોલાવો, ને આખી રાત્રીમાં હાર ન મળે તો, સવારે જોઇએ તે શિક્ષા કરજો, પ્રધાનના શબ્દો પ્રમાણે વિચાર રાખી નોકરોને હુકમ

કર્યો, કે જાઓ એક દૂત નરસિંહ મહેતાને ઘેર જઇને કહો. કે તમારા મંડળ સાથે, મહારાજા ઉપરકોટના કિલ્લામાં ભજન ગાવા બોલાવે છે, તો રાત્રીએ આઠ વાગતાં હાજર થજો, બીજા નોકરને એવો હુકમ કર્યો, કે ગામમાંથી મહાજન, પુરજન, સંન્યાસી, બ્રહ્મચારીઓ એ બધાને રાત્રે આઠ વાગે સભામાં બોલાવવા. ત્રીજા નોકરને એવું કહ્યું કે નરસિંહ મહેતાનું મંડળ અંદર દાખલ થાય, કે તુરતજ દરવાજા બંધ કરી ભોગળ તાળાં દઇને ખુલ્લી તરવારથી સવાર થતાં સુધી પહેરો ભરવો. મારી રજા સિવાય અંદર કોઇને દાખલ થવા દેવું નહિ. આ પ્રમાણે કહીને વિદાય કર્યા. ત્યારબાદ સમય થતાં સહુ સભામાં આવી પ્હોંચ્યા. એ વખતે રાજા મંડળીકનાં માતાએ પોતાના પુત્ર મંડળીકને કહ્યું; કે જુઓ ભાઇ નરસિંહ મહેતા પ્રભુના અનન્ય ભક્ત છે, માટે તેમને દુભવશો નહિ. જો દુભવ્યા તો એમના રક્ષક શ્રી હરિ તમારૂં શ્રેય કરશે નહિ.

**મંડળીક**—માતા. સાચો હશે તો તેને કોઇ વાતે વાંધો નથી. અને જુઠો હશે તો સવારે મારા હાથથી તેની ગરદન કાપી નાખીશ. આ પ્રમાણે વાત થઇ રહી હતી. ત્યાં ભક્તમંડળી આવી પહોંચી, કે તુરતજ મંડળીકે નરસિંહ મહેતાને કહ્યું; કે ભક્તરાજ મેં એવું સાંભળ્યું છે, કે તમો જ્યારે ભજન ગાઓ છો ત્યારે પ્રભુ પ્રગટ થઇને તમારા ગળામાં હાર આરોપે છે, જો હાર મળશે. તો તમો જીવતા રહેશો, નહિ તો એમ કહી દો, કે આજથી આ પાખંડીપંથ હું નહિ ચલાવું, હાર મળ્યો નહિ ને આખી રાત્રી બધાને ઊજાગરો થયો તો મારા હાથેજ તમારી ગરદન કાપી નાખીશ.

**નરસી**—ભલે મહારાજા આપની મરજીમાં આવે તે સજા કરજો. પણ આખી રાત્રીમાં હું ભજન ગાતો હોઉં ત્યારે કોઇપણ માણસે વિઘ્ન કરવું નહિ. એવો બંદોબસ્ત કરાવી. ભજનો શરૂ કર્યાં. એ વખતે ભજન સાંભળી બે રસ ઉત્પન્ન થયા પહેલો રસ એવો કે નરસીંહ મહેતાને પ્રભુ હાર નહિ આપે તો રાજા મંડળીક મારી નાંખશે, એ રૂપ અસ્વાદ; અને પરમાત્માના ભજનરૂપી સ્વાદઃ પણ અજ્ઞાનતા ભરેલા અબુજ લોકો, એકે રસને જાણુતા નથી. જ્યાં સભા ભેગી થાય ત્યાં ચાર પ્રકારના શ્રોતાઓ આવે છે, પહેલા નંબરના શ્રોતા કે જે એક ચિત્તથી કથા શ્રવણ કરે. બીજા નંબરના શ્રોતા કે જે ધસધસાટ ઉંઘ્યાજ કરે છે. ત્રીજા નંબરના શ્રોતા તે ચર્ચા જોવાવાળા, કે આમાં શું સાચું અને શું જૂઠું

તે પણ સારા, બીજાને વિઘ્ન કરે નહિ. પણ ચોથા નંબરના ખોટા. પોતે ન સાંભળે અને બીજાને સાંભળવા દે નહી, અને વચમાં ગરબડાટ કરીને આખી સભાની મજા બગાડે, એવા ચોથા નંબરના શ્રોતા ભીમભક્ત નામનો હતો, તે નરસિંહ મહેતાનું ભજન પુરૂ થતામાં કહેવા લાગ્યો.

## કાલીંગડો. તા. ત્રી.

ભીમ ભક્ત કહે નરસૈને, શું મુખે વદો છો નામ દઇનેરે. (કૃષ્ણનું) ભીમ.
ભક્ત તમે તો ભોળાનાથના, ભજન કરવું ઘટે તેનું,
વેદ શ્રૃતિનો સાર લીધા વિના, નામ દેવું જોઇએ ન એનુંરે. (કૃષ્ણનું) ભીમ.

**નરસી**—હે હરિ, પ્રથમ પહેલું પદ ગાયું ત્યાંજ વિઘ્ન આવ્યું, તો આખી રાત્રી મારે તમારૂં ભજન કરવું કેવી રીતે, અરે આ મારી ભૂલ છે. ભીમભક્તને સંતોષકારક જવાબ આપવોજ જોઇએ. ભીમભાઇ ! તમારૂં કહેવું તમને ઠીક લાગતું હશે. પણ મારા મનથી મેં તો માની લીધું છે, કે મારા ઇષ્ટદેવ શંકર ને શ્રીકૃષ્ણ એમાં કાંઇ તફાવત નથી. બેઉનું એકજ સ્વરૂપ છે. વેદઅને શ્રુતિ એજ કહે છે, કે હરિઃ ૐ એટલે, કે હરિહરમાં બીલકુલ ભિન્નતા છે નહિ. પણ એ રસ કેવો છે અને તે જાણે છે કોણ કે વેદ, વૈષ્ણવો, વૃજની ગોપીઓ, અને કાંઇક એ રસને લાયક આ દાસ થયો છે. નરસિંહ મહેતાના આવા શબ્દો સાંભળી નરસિંહઆશ્રમ નામના સંન્યાસી કહેવા લાગ્યા.

## રાગ. આશા. તા. દીપચંદી.

નરસિંહ આશ્રય નામે સન્યાસી, ભજ્યા ભાવે મે કાશીવાસી. નર.
પંચાણું વર્ષ સુધી રહ્યો નેમીષારણ્યે, તપ મારૂં જાયે ન વરણવ્યું એ. નર.
ગોવિંદ ગુંણ ગાયે તુ જેના, એના ધામે રહ્યો હું ન કામે (૭૫) નર.
નાચી કુદી તારે લેવો છે હારે, પુષ્પની પાંખડી મળશે ના લગારે. નર.

હે પાખંડી તું તો મારી આગળ આજકાલનું છોકરૂં છે. મેં કેટલું તપ કર્યું તે તું સાંભળ, છવીશ વર્ષ કાશીમાં રહ્યો પંચાણું વર્ષ અયોદ્ધાની નેમીષારણ્યમાં રહ્યો, અને પોણોસો વર્ષ તારા ગોવિંદની મથુરાંમાં ગાળ્યાં. ચાલી ચાલીને મારા પગ ઘસાઈ ગયા, પણ સ્વપ્નમાંય તારા પ્રભુને જોયો નહિ. તારે તો એક રાત્રીમાં નાચી કુદીને હાર લેવો છે. તારો હાર તો એક બાજુ રહ્યો. પણ મને તો એક પુષ્પની પાંખડી પણ મળી નથી. તો જા હું તને કહું છું કે ભગવાન તને બીલકુલ હાર આપશે નહિ.

**નરસિંહ**—હે હરિ, હે પ્રભુ, આ અનેક થયા અને આપનો દાસ

એકલો રહ્યો. એક પછી એક આ પ્રમાણે ઉભા થઇ વિઘ્ન કરે, તો મારાથી તમારૂં ભજન શી રીતે થઇ શકે! નાથ, મને તો આપનોજ આધાર છે.

**રાગ સીંધ ભૈરવી.**

આપ તણો છે આધાર, વગોવાઓ જગદાધાર. વહાલા આપ. ટેક.
પરચા પુર્યા પ્રેમે પ્રીતમ, દાસ તણા ઘણીવાર;
નગ ધાર આધાર આપનો, દુઃખની નથી દરકાર, વહાલા આપ. ૧
ભૂપતિ અતિ ક્રોધ કરી હરી, સતાવે મને આ વાર;
બીરદ બાપલા જાશે તમારૂં, મારૂં કાપે મુસ્તક આ વાર, વહાલા આપ. ૨

પ્રભુજી, આપે ઘણા પરચા પુર્યા, પણ લોકો નિંદા ચર્ચા કરે છે. મંડળીક રાજા આ પંથને ઉછેદન કરવા તૈયાર થયો છે. તો વહાલાજી, શા માટે વિલંબ કરો છો. જલદી આવી હાર આપો હવે હું સમજ્યો કે મને હાર તમે શી રીતે આપો જ્યારે તમને હું મહેણાં દઇશ ત્યારેજ આપવાના, એમ કહી નરસિંહ મહેતા પ્રભુને કહેવા લાગ્યા, કે—

**રાગ–ચાલુ.**

ગોવાળા તારા ચાળા કેવા, જાણું છું હું તો બધાય,
કાંના કદમ પર વસ્ત્રો હરીને બેઠો, લાજે નહી જરાય. વહાલા આપ.
ગોપી લાજ લોપી નજરી, ઉભી ઉભી ત્યાં ગભરાય;
કાલા વાલા તુજને કરતી, ડરતી દર્શને નવ ધરાય. વહાલા આપ.
મહી માંખણ લુંટયાં મહીયારી, ચારી વૃંદાવન ગાય.
માત પિતાને કેદ રખાવ્યાં, એવું ભાગવતે ગવાય. વહાલા આપ.
મોરલીવાળા કાનજી કાળા, લટકાળા ઘનસ્યાંમ;
વજેશંકરના વહાલા આવો, ધાવો હાર લઇ આમ. વહાલા આપ.

ભક્તના એવા શબ્દો સાંભળી, ભાવાર્થમાં સમજ્યા તે તો બેશી રહ્યા અને નહી સમજ્યા તેઓ રાજા મંડળીક પાસે આવી કહેવ લાગ્યા, કે મહારાજા નરસૈયાના આવા શબ્દો સાંભળવાના હતા તો અમને સભામાં બોલાવવા ન હતા, કારણ કે અમારા શ્રવણને અપવિત્ર કરી નાંખ્યા. પ્રભુ અદ્વૈત બ્રહ્મ છે. કોઇ દુર્ગુણને લાયક છેજ નહી. છતાં પોતે જેવો લંપટ કામી છે તેવા પરમાત્માને પણ બનાવે છે.

**પ્રધાનજી**—આપ સહુ શાન્ત થાઓ, હાલ હું ભક્તની પાસે જઇ સમજાવું છું, એમ સર્વેને કહીને પ્રધાનજી, નરસિંહ મહેતા પાસે આવ્યા.

ભક્તરાજ! તમે ખાલી ઉજાગરો શા માટે કરાવો છો! તમારા પ્રભુજી

ક્યાં છે? હોય ત્યાંથી બોલાવી હાર મંગાવી લો, નહિ તો સવાર થતાં રાજા મંડલિક તમને ગરદન મારશે તેની પણ ભીતી નથી?

**નરસિંહ**—પ્રધાનજી, તમારા રાજા ક્યા નરસૈંયાને ગરદન મારશે.

**પ્રધાન**—તમો ઊભા તેને.

**નરસિંહ**—શું? આ દેહને તમે નરસીંહ મહેતો કહો છો, એતો પંચ મહાભૂતોથી બનેલું એક માટીનું પુતળું છે, એને અને, આત્માને કાંઈ પણ સબંધ નથી. એતો જુદો છો. વળી ગીતામાં પણ શ્રીમુખેજ કહ્યું છે, કે—

**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक,**
**नचैनं क्लेदयं त्यापो न शोषयति मारुत.**

આત્મા શસ્ત્ર અસ્ત્રથી કપાતો નથી. વાયુથી શોષણ થતો નથી. પાણીથી કહોવાતો નથી. અગ્નિથી બળતો નથી એવો અજર અલેપ આત્મા છે. તેને તમારો રાજા મારી શકે તેમ નથી.

**પ્રધાન**—જવા દો જવા દો ભક્તરાજ. તમારૂં બ્રહ્મજ્ઞાન જવા દો. શાંતિ રાખી મુગે મુંગા રહીને ભજન કરો તો શું નહીં થાય?

**નરસિંહ**—પ્રધાનજી, મુખે મુંગા રહીને કોણ ભજે, કે જેને જન્મ થતાં ભગવાને જીભ આપીજ નથી, તે મનમાં ભજે. અમને જીભ મળી છે તે કોઇની નિંદા ચર્ચા કરવા માટે નહિ. જુઓ પુરાવા માટે ભકત મીરાંબાઇનું પદ.

## ગરબી.

બોલમા બોલમા બોલમાં રે, રાધાકૃષ્ણ વિના બીજુ બોલમા.
સાકર શેલડીનો સ્વાદ તજીને, કડવો લીંમડો ઘોળમારે. રાધા.
ચંદ્ર સુરજનું તેજ તજીને, આગીઆ સંઘાતે પ્રીત જોડમારે. રાધા.
હીરા માણેક ઝવેર તજીને, કથીર સંઘાતે મણી તોળમારે. રાધા.
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, શરીર આપ્યું સમ તોલમારે. રાધા.

તમારા મનમાં એમ સમજતા હશો, કે સામે મંડળીક રાજા બેઠા છે તેની પણ શરમ રાખતા નથી, અરે તમારા રાજા મંડળીકને તો એક બાજુ રાખો, પણ અમે તો અનંત બ્રહ્માંડના અધિપતિ પાસે નાચતા કુદતા શરમ રાખતા નથી, તો તે કોણ માત્ર, નરસિંહમહેતાના ઉપર પ્રમાણે શબ્દો સાંભળી રાજાનું ક્ષત્રિ લોહી તપી આવ્યું એથી સિંહાસન પરથી કડકડાટ નીચેઉતરી અસિ હાથમાં ધારણ કરી મહેતાજીને મારવા માટે દોડયા, એ વખતે, મંડળીક રાજાની માતા વૈષ્ણવ હતાં, જેથી ચક દૂર કરી દોડતાં આવ્યાં અને પોતાના પુત્રનો તરવારવાળો હાથ પકડયો.

**માતા**—ભાઇ આટલું બધું સાહસ શામાટે કરો છો. કાંઇક તો વિચારો. એ તમારી તરવારને યોગ્ય નથી. કારણ પરમાત્માનો અનન્ય ભકત છે અને બ્રાહ્મણ છે. હરિજનને મારવાથી શ્રીહરિ દુભાશે.

**મંડળીક**—માતા, માતા. એ હરિજન નથી પણ દુરીજન છે. તમોએ સાંભળ્યું હશે, કે એણે મારૂં બે વખત સખત અપમાન કર્યું, એ પોતાની હઠ છોડે એવો નથી. માટે મને એનો સંહાર કરવા દો, નરસિંહ મહેતો, આવો બનાવ જોઈ, ગદગદ કંઠે થઇ ગયા. અને પોતાના મંડળમાં ઉભેલાં કુવરબાઇ ઉપર ધ્યાન પડયું, એટલે તો વધારે દીલગીર થઇ તેમને પાસે બોલાવી કહેવા લાગ્યા, કે

**નરસિંહ** **છંદ લલિતના જેવો**

પુત્રી પરવરો. નિજસાસરે. મંડળિક મુજને મારશે ખરે.
યાદ આવશે. માતતાહરી. ઘાત ભ્રાતનો આંવે સાંભરી.
નિરધનતા અતી. છેરેમાહરી. રડવું આવશે દીલે જશે ડરી.

કુંવર બાઇ, બેન તું હાલ ને હાલ સભામાંથી બહાર નીકળી ઘેર જા. અને ઘેર જઇ આવતી કાલે તારે સાસરે જતી રહેજે. જો અત્યારે અહીં ઊભી રહીશ તો તારાથી, રાજામંડળિક મારી ગરદનપર તરવારનો ઘા કરશે, તે જોવાશે નહિ. નરસિંહ મહેતાને ગભરાએલો જોઇ કુંવર બાઇ કહેવા લાગ્યાં. બાપુ.

**કુંવરબાઇ.** **કાનરો. ત્રાત્રી**

વધા કુંવર બાઇ કાંઇ સોચ કરોના
છો ભક્ત વિરક્ત તે જાણે બધું જગ્ત
પ્રકત નિંદાળુ લોકો ઊચરેના......વધા

વશ કીધા વ્હાલોજી વહાલે. હાલે એ આવી શું. હાર આપેના—વધા પિતાજી. આપ શોચ શા માટે કરો છો. શાન્તી સખા. શ્રીહરિ સહુ સારાં વાના કરશે હું જાણું છું, કે આગળ પડી પડી તમે ભજન ગાઓ છો, તેથી ભજન ગાઇ ને ગળું બેશી જવા આવ્યું છે. માટે તમે નીચે બેસી થોડીવાર વહાલાજીનું ભજન કરો. અને મારી ચિંન્તા છોડી દો. અમે બધું સખીમંડળ ભજન ગાઇ ભગવાનને રીઝવીએ છીએ. એમ કહીને રતનબાઇ. પાનબાઈ. શુરસેના. રતનબાઇ, જુઠીબાઇ વગેરે. ભજનગાવા લાગ્યાં.

**રતનબાઇ** **ભજન. તા. લા.**

ઝટ આપો હાર શામળા. પ્રભુ મૂકી દોને મનના આમળા. ઝટ.
વૃંદાવન માંહી પ્રસન, પ્રગટી પ્રભુ દિધાં દરશન;
તેવી રીતે પુરોને મન. વિનવે સખી રતનરે. ઝટ.

રતનબાઇ ઊપર પ્રમાણે ભજન કહી રહી. ત્યારપછી બીજી સખા ભજન ગાવા લાગી.

**કાનબાઇ** **ભજન. તા. લાવણી,**

શામળીઆ સ્નેહીરે હરિ અમ ઘેરે આવજો હોજી.
કહું મારા મનડા કેરી વાત. હાં. હાં....... શામ.
મોગરાની માળારે પ્રભુ લટકતી લાવજો હોજી.
હરે રસીઆ જોને વિતી બધી રાત. હાં. હાં. શામ.
મહેતાજીને મંડળીક, મારશેરે......જી.
સભા વિષે જાશે તમારી લાજ. હાં. હાં. શામ.
હાર નવ આપ્યોરે હરિ, અમે તો હળવા પડયાં હોજી;
હરિ અમારા નોધારાના છો આધાર. હાં. હાં. શામ.
કાનબાઇ કહે છે વહાલા, મોહન અરજી માનીએ.. ...જી.
દામોદર દેવા દેવા આવોને ઝટ હાર. હાં. હાં. શામ.

આ પ્રમાણે સખીઓ એક પછી એક ભજનો ગાઇને વહાલાજીને વિનવી રહી હતી. તે વખતે નરસિંહ મહેતો ઊભા થઇ કહેવા લાગ્યા, કે

**નરસિંહ**—સખીઓ શાંન્ત થાઓ. હવે આ કળિયુગનાં ઝુંપડાં છોડાવીને, એમના દિવ્ય ધામમાં લઇ જવાની ઇચ્છા થઇ છે. માટે હવે નિષ્કામ ભાવથી ભજો. મનમાં જે કાંઇ કામનાઓ હોય તેને દૂર કરી હરિના નામની ધ્વનિ મચાવો, એમ કહીને ભક્ત ભગવાનને કહેવા લાગ્યા.

**રાગ—ભૈરવ. ના. જેવો. તા. ત્રી.**

છે અદ્ભુત લીલા તમારી. વારી વારી જાઉં બલિહારી. છે
સુરોનાં સંકટ. કાપી કર્યું કાજે, એવી ધરો અમ પર દાઝે. છે
અનિત્ય શરીર છોડી આવું તમ ધામે. વગોવાશે પ્રભુજી નામે. છે
મધ્ય રાત્રી થઇ માવા, વાહવા, શું બેઠું બીરદ જાવા. છે

**કુંવરબાઇ**—બાપુ ભગવાનને તમે ગમે એટલા કઠણુ શબ્દો કહેશો; પણ તે નહી આવે, કારણ કે તમારી સાથે વચનથી બંધાયા છે. કે તું જ્યારે

કેદાર ગાઇશ, ત્યારે જ હું પ્રગટ થઇશ. તો ઝટ કેદારો ગાઓને કેદારો. શા સારૂ વિલંબ કરો છો.

**નરસીંહ**—કુંવર બેટા એતો સાઠ રૂપીઆમાં ધરણીધર મહેતાને ત્યાં ધરેણે મૂકયો છે; તેથી તે રાગ પૈસા ભર્યા વગર મારાથી નહિ ગવાય.

**કુંવર**—પિતાજી તમારાથી નહી ગવાય, તો પરમાત્માથી પણ નહિ અવાય.

**નરસીંહ**—કાંઇ ફીકર નહિ બેન, એક વખત તો નહિ, પણ આવા મારા અનેક જન્મો થાય, અને પ્રાણ જાય. તોપણ તેની મને દરકાર નથી, પણ બેટા મારૂં વચન તો સત્યજ થાય, એવી મારી દ્રઢ ભાવના છે.

આ સમયે શ્રી હરિ સૂઇ ગયા નહોતા, જે હરિને ન વીસારે તેને, હરિ ના વીસારે. એટલે કે આપણે ભગવાનનું ભજન ભુલીએ નહિં, તો દીનબંધુ, ભક્તોની ભીડ ભાવથી ભાગવા આવે છે. જો કે આપણે તો આ સાંસારિક અનેક વિંટબણાને લીધે ઇષ્ટઆરાધન અલગ મૂકી દઇએ છીએ, છતાં પણ પ્રભુ આપણી સંભાળ લેછે. એવા પ્રભુ, ભક્ત માટે કેદારો છોડાવવા મધ્ય રાત્રીએ તળાજા ગામમાં ધરણીધર મહેતાને ત્યાં આવ્યા. તેમના દ્વારની સાંકળી ખખડાવી બૂમો પાડવા માંડી, કે ધરણીધર મહેતા જાગો. જાગો.

એ વખતે ધરણીધરની પુત્રવધૂ, શરીરે ભયંકર રોગને ભોગ થઇ પડેલી તેથી તે જાગતી હતી. કારણ કે,

> સુખ કે માથે સીલ પડો, હરી હૃદયસેં જાય;
> બલીહારી વહા દુઃખ કટે પલપલ રામ ભજાય.

સુખમાં શ્રી હરિનુ ભજન કરવા માટે પ્રીતિ થાય, ત્યારે તો સમજી લેવું, કે આપણા પૂર્વનાં પુણ્ય સારાં છે. અને પગમાં વાળો નીકળ્યો હોય. ત્યારે દવા કરીને થાકી જઇએ છતાં દરદ દૂર ન થાય, ત્યારે આર્ત નાદથી કહીએ, કે હે હનુમાન દાદા તેર સનિવાર કરીશ. મને આ પગનો વાળો મટાડી દેજો. વાળો દુઃખતો મટી જાય ત્યાર પછી એજ હનુમાન જ્યાં બીરાજતા હોય. ત્યાં એમના સામે નજર કરવાનો વખત પણ આપણને ભાગ્યેજ મળે છે. આપણી આવી સ્વાર્થી ભાવના છે. અસ્તુ આપણે તો અહી એ કહેવાનું છે, કે ધરણીધરના પુત્રની વહુ બીમાર હતાં જેથી તેમને ઊંઘ આવતી નહોતી તેણે જવાબ આપ્યો, કે અત્યારે કોણ ઘાંટા પાડે છે?

**પ્રભુ**—એતો હું નરસિંહ મહેતો.

આ શબ્દ સાંભળી ધરણીધર ગાઢ નિદ્રામાં હતા. પણ એકદમ જાગી ઉઠયા, અને દ્વાર ઊઘાડી શ્રીહરિ સાથે ભેટયા. અહા! કેવો આનંદ! કેવાં પુર્વનાં પુણ્ય!

**ધરણીધર**—ભક્તરાજ આમ અચાનક મધ્યરાત્રીએ કેમ આવવું થયું.

**નરસિંહ**—મહેતાજી તમારા સાઠ રૂપીઆ લો અને મારૂં કેદારાનું ખત પાછું આપો. મને મારા પ્રભુજીનો ઘણા વખતનો વિયોગ છે તેથી ક્ષણ પ વિલંબ કરશો નહિ.

ભગવાનના શબ્દો સાંભળી વિશ્વાસુ ધરણીધર મહેતાએ નરસિંહ મહેતા સ્વરૂપે આવેલા ભગવાનના શબ્દો સાંભળી તુરત પેટીમાંથી ખતનું કાગળીઉં કાઢી આપ્યું. તે ખત લઈ ભગવાન જવા તૈયાર થયા, તે વખતે પ્રભુએ વિચાર્યું, કે મારા ભક્તને ધરણીધરે રૂપીઆ આપ્યા અને હું ખુદ એને ત્યાં આવ્યો, તો તેનો બદલો મારે આપવો જોઇએ એ પ્રમાણે વિચાર કરી ધરણીધર મહેતાની પુત્રવધૂ પાસે આવ્યા, ને મુસ્તક ઊપર હાથ રાખી કહ્યું, કે પુત્રી, તારૂં દુઃખ હવે ગયું. એમ કહેતામાં સુવર્ણ સમાન શરીર થઇ ગયું, ધરણીધર નરસિંહ મહેતાને વળાવી ઘેર આવ્યા ત્યાર પછી તેમનાં પુત્રવધૂ ત્યાં આવી સસરાજીના ચરણમાં નમ્યાં.

**ધરણીધર**—બેટા તમે તો ખાટલામાંથી બેઠા પણ નહોતાં થઇ શકતાં, અને અહીં ચાલીને કેવી રીતે આવ્યાં?

**વધુ**—સસરાજી આપની વાત સત્ય છે, પણ નરસિંહ મહેતાએ મારા મુસ્તક ઉપર હાથ રાખી કહ્યું, કે પુત્રી તારૂં દુઃખ ગયું, કહેતામાં આવું શરીર બની રહ્યું, ધરણીધર મહેતા સમજ્યા, કે ન હોય એ નરસૈયો એના વેશમાં વહાલોજી જ પધારેલા. પણ હું કેવો અભાગી, કે અંતરજામીના દર્શન પુરાં પામી શકયો નહિ, આવો પશ્ચાતાપ કરતા પાછળ દોડયા. ભગવાને એક ક્ષણમાં તેમને જુનાગઢ પહોચાડી દીધા. નરસિંહ મહેતાને ત્યાં આવી પૂછતાં માલુમ પડયું કે એતો રાત્રીના આઠ વાગે મંડળિક રાજાની સભામાં ભજન ગાવા ગયા છે, એવું એક સાધુ પાસેથી જાણ્યું.

**નરસિંહ**—વહાલા હરિજનો, હવે કામના રહિત થઇ જાઓ. અને પ્રેમભાવથી ધુન મચવો.

**ધુન.**

રાધે ગોવિંદ શ્યામ, રાધે ગોવિંદા,<br>
વૃંદાવન ચંદ્ર ભજો, રાધે ગોવિંદા.

માધવ મુકુંદ ભજો, રાધે ગોવિંદા;
નરસૈયાનો નાથ ભજો, રાધે ગોવિંદા.

ધુન કરતા દેહભાન ભૂલી, પ્રેમમાં ડુલી રહ્યાં હતાં, એવે ભગવાને કેદાર રાગનુ ખત ઓચીંતું પડતું મૂક્યું, તે ખત નરસિંહ મહેતાને અંગે અથડાઇ નીચે પડયું, તે ખત ભકતે વાંચ્યું. એથી કહેવા લાગ્યા, કે ગોરીઓ ગમાણે આવ્યો મારો, વૃષભ ગમાણે આવ્યોરે.

ગોરીઓ એટલે બળદ ત્યારે શું, નરસિંહ મહેતો ભગવાનને બળદની ઉપમા આપે એતો અયોગ્ય કહેવાય. પણ આપણે અર્થ સમજવામાં પુરતું ધ્યાન આપવું જોઇએ.

મહેતે માન્યું કર્યું નાવડું, હવે હરિ તે નવ બોળે. એવા શબ્દો પણ એક કવિ લખે છે, તો નરસિંહ મહેતા કયાં સમુદ્રમાં ડુબતા હતા, કે નાવડાની ઉપમા આપી? ખુલાસો એ છે, કે ભક્તરાજ કલંકરૂપી સમુદ્રમાં ડુબવાની તૈયારીમાં હતા. તે વખતે, ભગવાને નૌકા તરીકે ખત મોકલ્યું જેથી નરસિંહરામે કહ્યું કે, ગોરીઓ ગમાણે આવ્યો એટલે મારો વહાલોજી એની ગરજે ઠેકાણે આવ્યો. ભકતો કયા ભાવાર્થથી ભગવાનને શબ્દો કહે છે. તે ભાવનાનુ રહસ્ય સમજવું જોઇએ. અંતરીક્ષથી ખતનું કાગળ પડેલું જોઇ દ્વેષીલા એક બીજાને કહેવા લાગ્યા, કે ભાઇઓ આ કાગળીઉ કોણે નાખ્યો. બીજે જવાબ આપ્યો કે ભાઇ એતો અંતરીક્ષથી પડયો. ત્યારે એ નાખનાર કોણ? નાખનાર નરસૈંયાનો રક્ષક–ત્યારે આપણા શા હાલ થવાના. આપણે બધા મરવાના–ત્યારે બચવાનો ઉપાય–ઉપાય એકે ભક્તરાજને ચરણે જઇ નમવું ત્રીજે કહ્યું, અરે એ પાખંડીને તે નમાય–નહી નમાય તો મરાય બીજું શું થાય હવે નથી એનો એક ઉપાય–ચોથો બોલ્યો–તમે ગભરાઓ છો શા માટે નરસૈઆનો અને એના રક્ષક બેઉનો એક સાથેજ ગોટો કાઢી નાખું તો કેમ–વાહ વાહ ઘણો આનંદ.

દુર્જન લોકો પોતાના પ્રાણાંત્ત સુધી દુષ્ટતા છોડતા નથી જેમકે, સોનાની ભુંગળીમાં કુતરાની પુંછડી સો વરસ ભોંયમાં રાખીએ, અને ત્યાર પછી બહાર કાઢીએ, તોપણ વાંકીને વાંકીજ. તેમ ખળ પુરૂષોના હૃદય પણ એવા મલીનજ હોય છે. કે ગમે એટલો બોધ સાંભળે સંત સમાગમ કરે પણ તેની તેને બીલકુલ અસર થાય નહિ. માણસ માણસનો તો ગોટો કાઢી નાખે પણ ભગવાનનો એ ગોટો કાઢનારા લોકો છે. કેટલી બધી અજ્ઞાનતા એ વખતે એક માણસે ઉભો થઇ મંડળિક રાજા પાસે આવીને કહ્યું.

મહારાજા, આ પ્રપંચી નરસૈંયો, મરતાં સુધી લીધેલી હઠને છોડે એવો નથી. તેથી આપને હું ઉત્તમ સલાહ આપવા આવ્યો છું. હાલ કળિયુગમાં કોઇને પણ ભગવાન પ્રગટ થઇ દર્શન આપે નહિ. તો તેને હાર પણ ક્યાંથી મળશે? અને હાર નહી મળે એટલે તો તમારી પ્રતિજ્ઞા છે, કે મારા હાથથી નરસૈયાનું ગરદન કાપવું. જો ધડથી મુસ્તક જુદું કરશો, તો બ્રહ્મહત્યાનું પાપ લાગશે. તેથી હું આપને રસ્તો એ બતાવું છું, કે પાખંડીને દેશ પારની સજા કરો, એટલે અહીથી પાપ ગયું ઉપર પ્રમાણે વાત થતી હતી તેવામાં રામાનંદ નામના કોઇ એક સંત ભગવાનની ઇચ્છાએ પ્રગટ થઇ કહેવા લાગ્યા. અરે મુઢ રાજા "તેં ભગવાનની ધરી ન બીક" એ કાર્ય કર્યું ન ઠીક તું ધારે છે, કે ભક્તનો રક્ષક નથી, અરે પાપી રાજા ભક્તનો રક્ષક હમણાં પ્રગટશે અને એને હાર મળશે, એના હારને દેખી દ્વેષીજનો રડશે.

મંડળિક રાજા તો સ્તબ્ધ બની ગયા, કે આ સંત અચાનક ક્યાંથી પ્રગટ થયા. આ દેખાવ નરસિંહ મહેતા જોતા હતા. તે જોઇ કહ્યું, કે બાપલાઓ ખાલી શા માટે તકરાર કરો છો, હમણાંજ મારો વહાલોજી મને હાર આપશે. આ દાસ કેદાર ગાય એટલીજ વાર છે. એમ કહીને કેદાર ગાવો શરૂ કર્યો.

રાગ-કેદાર.

જાગ્યને જદુપતિ રજનિ વિતિ ગઇ, જાગ્ય.
અરૂણ ઉદય જુવો હરણીઓ આથમી, મંડળિક મુજને બિરદાવે. જાગ્ય.
ગોવાળો ગાયો છોડે, વેદ બ્રાહ્મણો ભણે, દ્વેપીલાઓ મહેણાં બોલે,
મુદત થઇ પુરી. જાગ્ય.
જાગે કુંભકરણ જાગેમુચકંદ, એથી અધીક નિદ્રા,
ક્યાંથી આવી. જાગ્ય.

માત્ર કેદાર ગવરાવવાનીજ જરૂર હતી. કેદાર ગાયો, કે તુરતજ દામોદરનાથ હાર આપવા તૈયાર થયા.

**રાગ ભૈરવી. તા. લાવણી. અથવા-આશાવરી.**

હાર લઇ આવ્યા છે જગરાય, દ્વેષીઓ બહુ ગભરાય. હાર.
ભોગળ તાળાં ભાગ્યા ભૂધરે, દરવાજા ખુલ્લી જાય. હાર.
મેઘ સમી સંભળાઇ ગર્જના, હરિજનો ગુણો ગાય. હાર.
દુષ્ટ બુદ્ધિવાળાને દર્શન થયાં, સ્વરૂપે યમરાય. હાર.
આવી ઉભા ભક્તની ભીડે, હાર દીધો દામોદરરાય. હાર.

ભક્તને હાર આપ્યો, એ વખતે ભગવાને મોર પીંછનો મુગટ મુસ્તક પર ધારણ કર્યો હતો. મકાકૃત કુંડલ કાનમાં પહેર્યાં હતાં. ગળામાં કૌસ્તુભ માળા ધારણ કરી હતી, જરકસી જામો, કેડમાં કડી મેખળા, અને પીળું પિતાંબર પહેર્યું હતું. પગમાં નૂપુર પહેર્યાં હતાં. એવા પરમાત્માને નિરખી નરસિંહ મહેતો. સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ઉભા રહ્યા.

અનન્ય ભાવથી ભક્તને ભગવાને કહ્યું, કે

ધન્યતું ધન્યતું એમ કહે શ્રીહરિ, નરસૈયા તું મારો ભક્ત સાચો;
મુજમાં તુજમાં ભેદ નહિ નાગરા, તારૂં મારૂં એક રૂપે.
ભણે નરસૈંયો મીઠું બોલી રીઝવે, કરજોડી કૃષ્ણજી સમ ખાએ.

ભગવાને ભક્તને હાથ જોડયા. શા માટે? પ્રભુને શું ઓશીઆળ હતી? કાંઇ નહી, પણ ભક્તોના સત્ય પ્રેમે ભગવાન અકળાઇ આધીન થાય છે. હવે ભક્તને હાર કઇ સાલમાં આપ્યો તે જોઇએ.

## રાગ ભૈરવી. તા. ત્રી.

સવંત પંદસે બારની સાલે, પહેરાવ્યો હાર જગરાય;
માગશર સુદી પંચમીને દીને, મંગળવારે વાર કરી ન જરાય. હાર.
હાલ કળિયુગે પ્રગટ પ્રીયેતમ, નિશ્ચય હોય જો મનમાંય;
દશ ઇંદ્રિઓ રાખી કબજે તો, વજેશંકર વ્હાલો વશ થાય. હાર.



શ્રી ગણેશાય નમઃ

# સતી નર્મદા.

## ગીતિ.

ગૌરીસુત ગણનાયક, સહાયક છો સહુના સુખદાતા;
કાર્ય આરંભુ પ્રેમે, જીવ્હાગ્રે વસો સરસ્વતી માતા.

દ્વાપરયુગમાં અયોધ્યા નામની નજીક સરયુ નદી તટ નિકટ ઘણા સાત્વીક શાંડિલ્ય ઋષિ પોતાનાં ધર્મપત્ની સાથે પરમાત્માનું ભજન કરતા હતા. તેમને કૌશિક નામનો મહાન તોફાની પુત્ર હતો. ઋષિ તેને ભણાવવામાં બહુ ધ્યાન આપતા; પરન્તુ તેના તોફાની સ્વભાવને લીધે શાંડિલ્ય ઋષિનો શ્રમ નિષ્ફળ જતો. આમ થવાથી ઋષિજીએ તેને સખત ઠપકો આપ્યો અને કહ્યું, કે ' તારા કઠોર સ્વભાવને લીધે તું કંઇ શીખી શકીશ નહિ. ' આ શબ્દો સાંભળતાં જ કૌશિકને ઘણું ખોટું લાગ્યું, અને રડતો રડતો તેની માતા પાસે આવ્યો, અને પોતાના પિતાના ઠપકાની વાત પોતાની માતાને કહી. જેથી વાત્સલ્ય ભાવને લીધે માતાનું મન કંઇક ઉશ્કેરાયું, અને પોતાના પુત્રનો પક્ષ લઇ પતિ પ્રત્યે બોલ્યાં.

સત્યા-- આશાવરી.

નવ બોલો નાથ આવું, નવ બોલો નાથ, હું કહું છું જોડી હાથ વહાલાઃ
વૃદ્ધ થઇ ગઇ વય તમારી, છતાં ન આપે મમતા મારી.
હવે છોડો ને પ્રીતિ સાથ વહાલા...........નવ બોલો નાથ (ટેક)
બાલુડો મુજ બોલે બોલ કાલા, વારે વારે નઠારો કહોછો ઠાલા;
ગયા શ્રાદ્ધ કરી પિંડ દે હાથ વહાલા...........નવ બોલો નાથ.

હે નાથ જેમ જેમ વયોવૃદ્ધ થતા જાઓ છો, તેમ તેમ તમારી બુદ્ધિમાં ફેરફાર થતો જાય છે. કંઇપણ વિચાર કર્યા સિવાય માત્ર પુત્રના દોષોજ જુઓ છો; અને છોકરો તોફાની છે, નઠારો છે એમ કહીને તેને હલકો પાડે છો, તે ઠીક કરતા નથી વિચાર કરો, કે લોકો પત્થર એટલા દેવ પૂજીને પુત્રની ઇચ્છા રાખે છે તો પણ પૂર્ણપુણ્ય સિવાય પ્રજોત્પત્તિની ન્યુનતા રહે છે, જેના ઘરમાં કુળદિપક પુત્ર નથી તેમ જ તેણે બાળકની કાલી કાલી અને તોતડી વાણી સાંભળવાનો લાભ લીધો નથી, તેનો જન્મ આ સંસારમાં વૃથા જાય છે. શાસ્ત્રકારો પણ કહી રહ્યા છે, કે " પુ

નામના નર્કથી ત્ર નામ તારનાર તેનેજ પુત્ર કહેવામાં આવે છે." એ આપ જેવા જ્ઞાતાને ક્યાં અજાણ્યું છે ! આ પ્રમાણે પુત્રપક્ષ ખેંચવાવાળી માતાના શબ્દો કૌશિકને રૂચ્યા, પરંતુ અંતિમ પરિણામ એ આવ્યું, કે મોટી ઉંમરે કૌશિક—

**સાખી.**

[૧]દ્રુતવેગે દ્રવ્ય લઇને, પળ્યો અયોધ્યા માંહે;
તેવે જુગારીનો સંગ થયો છે, તે બાળકને ત્યાંહે.

પિતા વનફળ લેવા ગયા, અને માતા જળ ભરવા ગયાં, આવો અનુકુળ વખત મળેલો જોઇ કૌશિક, પોતાના પિતાએ સંગ્રહ કરેલું દ્રવ્ય લઇ અયોધ્યા નાશી ગયો. આ નગરની સુંદર અને અલૌકિક રચના તેને ઘણી પસંદ પડી. અને ત્યાંજ રહી પોતાની પાસેના દ્રવ્યનો ગમે તેમ ઉપયોગ કરવા લાગ્યો. કેટલેક દિવસે તેને જેમ દલપતરામ કવિ કહે છે તેમ 'જેને જેવો સંગ રંગ બહુ તેવો બેસે.' એ પ્રમાણે એને કેટલાક બદમાસ અને [૧]ઉછૃંખલ જુવાનીઆનો સંગ થયો આ સંગતથી તે વ્યસની, વ્યભિચારી અને ઘણો ઉડાઉ બાન્યો. તેના બદમાસ મિત્રો તેને ફોલીફોલીને ખાવા લાગ્યા, તેથી પોતાની પાસેનું દ્રવ્ય ધીમે ધીમે કમી થવા લાગ્યું. છેવટે તેની પાશે કોપિન સિવાય કંઇપણ રહ્યું નહિ. આમ થવાથી પોતાના પેટને પોષણ આપવાનો રસ્તો કંઇ કરવો જોઇએ. એમ વિચારી છેલ્લામાં છેલ્લો ઉપાય એ કાઢ્યો, કે ગામમાં રખડી રખડી માગી ખાવું. આમ કરવાથી પોતે કરેલાં પ્રથમનાં કુકર્મોની યોગ્ય શિક્ષા થતાં આખા શરીરે વિસ્ફુટકનો ભયંકર રોગ ઉત્પન્ન થયો, જેને લીધે તેના શરીરમાંથી પરૂ અને રૂધિર [૨]દ્રવવા લાગ્યાં. આ સ્થિતિમાં જેમ મહાત્મા તુળસીદાસ કહે છે, કે ' સુર નર મુનિકી એહી રીતી, સ્વાર્થ લગી સબ કર હૈ પ્રીતિ ' તેમ તેના આ બદમાસ મિત્રો કંગાલ બનેલા કૌશિકનો સંગ છોડી ચાલતા થયા. આથી નિરાશ બનેલો કૌશિક—

**સાખી.**

ખાન પાનના ન ભાનથી તેને, વિકાર થયો બહુ ભારી;
જ્ઞાતિજ્ઞાન હેવાનને આવ્યું, લાચાર બની ભરે વારી.

અવી સ્થિતિમાં આવ્યો ત્યારે તેને ભાન થયું, કે જે કોઇ માતાપિતાની આજ્ઞા પાળતો નથી, ગુરુનું કહ્યું માનતો નથી મનસ્વી પણે ચાલી વ્યસની, વ્યભિચારી, ઉછૃંખલ અને જુગારી બને છે, તેની આવી માઠી

---

૧ દ્રુત=ઉતાવળે.

૧ ઉદ્ધત. ૨ વહેવા.

દશા પ્રાપ્ત થાય છે. આ દશાને પામેલો કૌશિક ઉદર ઉપાધિ ટાળવા માટે ભીખ માગતો માગતો શહેરના બજારમાં આવી ચઢયો. શરીરે અશક્ત થઇ ગએલો હોવાથી બેહોશ થઇ બજાર વચ્ચે અચાનક ધરણી પર ઢળી પડયો. તેને થએલા રોગથી તેના શરીરમાંથી ઘણીજ દુર્ગંધ ફેલાતી હતી, તેથી તેની પાસે જઇ તેની આગતાસ્વાગતા કરવી મુસ્કેલ હતી. તેમ છતાં ત્યાંના દળાળુ વેપારીઓ, અને બીજા લોકો ભેગા થઇ ગયા. તેમણે તેને ધીરજ આપી પાસેના દવાખાનામાં મોકલી આપ્યો.

**સતિ નર્મદાનો જન્મ**—ઉત્તર હિન્દુસ્તાનમાં અયોધ્યા નગ્રની નજીક પ્રસન્નપુર નામનું એક ગામડું હતું. ત્યાં જયદેવ શર્મા નામે સાત્વીક બ્રાહ્મણ રહેતા હતા. તેમને સંસ્કૃત ભાષાનું સાધારણ જ્ઞાન હતું. તેમની સ્થિતિ સામાન્ય રીતે ગરીબ હતી, તેથી ભિક્ષાવૃત્તિ ઉપર પોતાના કુટું-બનું પોષણ ચલાવતા હતા, તેમને ત્યાં પ્રભુકૃપાથી ચંદ્રચુડ નામનો પુત્ર થયો. બાળવયથીજ ચંદ્રચુડનાં ચારિત્ર ઘણાં ઉત્તમ પ્રકારનાં જણાવા લાગ્યાં. આઠમે વર્ષે [1]ઉપનયન સંસ્કાર કર્યા પછી તેમને અયોધ્યામાં જ વિદ્યા-ગુરૂને ત્યાં ભણવા મોકલ્યા. ત્યાં પણ બધા વિદ્યાર્થીઓમાં તેઓ પ્રથમ સ્થાન લેવા લાગ્યા, એથી ગુરૂની કૃપા દીન પ્રતિદીન તેમના તરફ વધવા લાગી. એ કૃપાની પ્રસાદીથી તેમજ પોતાના બુદ્ધિબળ વડે કરીને ઉત્તરોત્તર દરેક વિષયમાં તેઓ આગળ પડવા લાગ્યા. સંસ્કૃત વ્યાકરણનો સંપૂર્ણ અભ્યાસ થયા બાદ તેઓએ છેલ્લે શ્રુતિ, સ્મૃતિ, પુરાણો અને ઉપનિષદાદિનું પુરેપુરૂં જ્ઞાન મેળવ્યું. આ પ્રમાણેનો પોતાનો અભ્યાસ ચાલતો હતો તે વખતમાં પણ ચંદ્રચુડ પોતાનાં માતા પિતાને ભૂલી ગયા ન હતા. તેઓ વખતો વખત ગુરૂની આજ્ઞા લઇ પોતાના માતાપિતાની સંભાળ લેવા પોતાની જન્મભૂમિમાં જતા. માતા પિતાને પણ આવા સપુત દીકરાનાં દર્શનથી અત્યાનંદ થતો. તેમજ ચંદ્રચુડ પણ તેમની હંમેશાં શુભાશિષ મેળવતા. આ તરફ અયોધ્યામાં પણ તેમના જ્ઞાનની પ્રસંશા થવા લાગી. સત્પાત્ર અને વિચારશિલ પુરૂષોના સમાગમમાં તેઓ ધીમે ધીમે આવવા લાગ્યા, તેથી પોતે મેળવેલા જ્ઞાનનો ઉપયોગ કરવાનું તેમને ઠીક પડયું. બરાબર ૨૫ વર્ષની ઉંમરે પોતાનો અભ્યાસ પૂર્ણ થતાં ગુરૂએ તેમને હંમેશને માટે ઘેર જવાની આજ્ઞા આપી. આથી ચંદ્રચુડ પોતાને વતન જવા તૈયાર થયા. પરંતુ તેમના મિત્રો અને તેઓ જેના જેના પરિચયમાં વારે વારે આવતા તે બધા સજ્જનો તેમને પોતાને વતન જવાની તૈયારી જોઇ ઘણા ઉદાસ થઇ ગયા.

---

૧ જનોઇ.

તેઓએ નિશ્ચય કર્યો, કે ગમે તેમ થાય તોપણ ચંદ્રચુડને અત્રેથી જવા દેવા નહિ, તેથી તેઓ બધા ભેગા થઇ તેમને ત્યાં ગયા અને તેમને પોતાને વતન નહિ જતાં અયોધ્યામાંજ રાખવા માટે વિનવવા લાગ્યા. તેમજ ચન્દ્રચુડ પણ આવા સજ્જનોનો સમાગમ મૂકી એક નાના સરખા ગામડામાં જીવન વ્યતીત કરવું ઠીક લાગ્યું નહિ. તેથી તેમણે પોતે અયોધ્યામાંજ રહેવાનું છેવટે પસંદ કીધું અને પોતાનાં વૃદ્ધ માતા પિતાને ત્યાં લાવીને રાખ્યાં. માતાપિતાની તેઓ શ્રવણની પેઠે ભક્તિ કરતા. તેમની આગતાસ્વાગતા તેઓ બધાં કામ પડતાં મૂકીને ઉઠાવતા. એમ કરતાં કરતાં પાંચ વર્ષ વીતી ગયાં ત્યારપછી એટલે લગભગ ૩૦ વર્ષની પાકી ઉંમરે સત્યા નામે એક ૧૬ વર્ષની ઉંમરનાં બ્રહ્મકુમારી સાથે તેમનાં લગ્ન થયાં. પ્રભુકૃપાએ આ ચંદ્રચુડને યોગ્યજ સત્યા સતિ મળ્યાં હતાં, તેઓ ભણેલાં અને એક ઉત્તમ કુળવાન મા બાપની [1]તનયા હતાં. તેઓ પોતાના પતિને પરમેશ્વર તુલ્ય માની તેમની આજ્ઞા ઉઠાવતાં, એટલુંજ નહિ પણ પોતાનાં સસરા સાસુને તેઓ માબાપ કરતાં અધિક માનથી ચાહતાં હતાં. પોતાના પુત્રનો સુખી સંસાર જોઇને અને સત્યા જેવાં સદ્‌ગુણી સ્ત્રીનો સબંધ થએલો જોઇ વૃદ્ધ માતાપિતા અતિ હર્ષઘેલાં થઇ જતાં. પરન્તુ દૈવની ગતિ ન્યારી છે થોડે દિવસે વરસ વરસનો અંતરે માતા પિતા આ અસાર સંસારની વેદનામાંથી મુક્ત થઇ સ્વર્ગે સીધાવ્યાં. આથી ચંદ્રચુડ તથા સત્યાને ઘણું લાગી આવ્યું. તેમની તેમને મોટી ખોટ જણાવા લાગી. પરંતુ 'દુઃખનું ઓસડ દહાડા ' એ કહેવતાનુસાર ધીમેધીમે દિનપ્રતિદિન એ દુઃખ ઓછું થવા લાગ્યું. ત્યાર પછીનાં સાતમે વર્ષે તેમને કન્યારૂપી રત્ન પ્રાપ્ત થયું. એ કન્યા, એજ આ કથાનાં સતિ નર્મદાજ હતાં.

### ભજન.

( સત્યા ) ( રાગ—ઘેલી તો થઇરે. )

હર્ષઘેલી તો થઇરે માતા, ઘેલી તો થઇ બાલા બુદ્ધિશાળી જોઇ માતા......

સરખી સખીઓ સાથે નિત્ય નિત્ય રમતીરે ( ૨ )
અનેક ચેષ્ટાઓ કરતી માતાને તે ગમતીરે. બાલા......

નિજ જનક પાસે ભણે પ્રેમ ભાવેરે ( ૨ )
વિવિધ પુસ્તક વાંચે આળે ન અભાવે રે. બાલા......

જોઇ પુત્રિ માતા, ચિંતાતુર ભારેરે ( ૨ )
મળે પતિ યોગ્ય તો તે આનંદ અમારેરે. બાલા......

---

૧. પુત્રી.

ચંદ્રની કળા દિવસે દિવસે જેમ વધતી જાય છે તેમ નર્મદા વધવા તથા ખીલવા લાગ્યાં. તેમની નાનપણની નિર્દોષ રમત ગમતો જોઇ માતા-પિતા ઘણાં આનંદ પામતાં. સાત વર્ષની ઉંમરે ગૃહશિક્ષણ ઉપરાંત પોતાના પિતા પાસે તેમણે ધર્મશિક્ષણ ચાલુ કર્યું. લગભગ બીજાં સાત આઠ વર્ષમાં તેમણે ઘણાં શાસ્ત્રોનું અધ્યયન કરી એક [1]વિદુષિ બાઇ તરીકે જાહેર થયાં. તેમની યોગ્ય ઉમ્મર થએલી જોઇ, માતાપિતાને તેમના લગ્નને માટે ચિંતા [2]ઉપસ્થિત થઇ. એક કુળવાન અને વિદ્વાન બ્રાહ્મણના દીકરા સાથે અયોધ્યામાંજ તેમનું [3]વાગ્દાન કરવામાં આવ્યું, પરંતુ દૈવવશાત્ વાગ્દાન કર્યા પછી બરાબર ત્રીસમે દિવસે તે છોકરો પરલોકવાસી થયો, તેથી બીજા છોકરા સાથે તેમનો વિવાહ કરવામાં આવ્યો, તો તેની પણ ત્રીસમે દિવસે તેવીજ દશા થઇ. આ બે છોકરાઓના મરણથી આખા અયોધ્યામાં કોઇ પણ બ્રાહ્મણનો દીકરો નર્મદા સાથે લગ્નથી જોડાવા ખુશી ન હતો, તેથી બિચારા ચંદ્રચુડે બહાર ગામ તેમનો એક પછી એક એમ ત્રણ જગાએ વિવાહ કર્યા, તો તે ત્રણે જગાના છોકરા પુરા ત્રીસ ત્રિસ દિવસે સ્વર્ગવાસી થયા. આવા બનાવને લીધે અયોધ્યાથી ફરતા પચાસ પચાસ કોશ સુધીમાં કોઇ પણ નર્મદા સાથે લગ્નથી જોડાયું નહિ. નર્મદાના વિવાહના સંબંધમાં જ્યારે નિષ્ફળ નીવડયા ત્યારે તેમને ઘણી મુંઝવણ થવા લાગી—

( ચંદ્રચુડ ) રાગ, ભૈરવી.

મુંજ બાળાના લાળા મનમાં, નવ રહેવું ગમે આ ભુવનમાં,
શું મુખ બતાવું હું જનમાં, લાચાર બન્યો આ જીવનમાં...ટેક. મુજ.
પાંચ સ્થળે સગપણ કરીને, વરાવવા ઉમંગ ધરીને;
તે સહુ ગયા શર્ણ હરિને, આજાર બન્યો છું દીલ ડરીને...મુજ.

ચંદ્રચુડને નર્મદા માટે પુષ્કળ ચિંતા થઇ અને તેને લીધે શરીર કૃષ થવા લાગ્યું. પરિણામે ક્ષયરોગ લાગુ પડયો; વિદ્વાનો કહે છે કેઃ—**चिता चिंता समायुक्ता, बिन्दुमात्र विशेषतः सजीवं दहते चिन्ता, निर्जीवं दहते चिता.**

છેવટે આ ચિંતામાં ને ચિંતામાં તેમની માંદગી વધી પડી અને તેમણે પોતાના પ્રાણ છોડયા. તે પછી સત્યા પણ તેની તેજ ફિકરમાં સ્વર્ગવાસી થયાં.

---

૨. ઉત્પન્ન. ૩. વિવાહ

**( નર્મદા )** **રાગ ચાલુ.**

માતાપિતા પહોંચ્યાં પરલોકે, ઉદાસિન બાળા આલોકે;
કરવું શું એ મનમાં શોકે, વારે વારે વિચારતી જોકે.
નિશ્ચય અંતર એ ધાર્યો, ન જન્મ થાય મુંજ અકારો;
ઇશે અવસર આપ્યો સારો, મનુષ્ય નાવ મળ્યું તે ઇસારો.
સરયુ તટ નિકટ એ વનમાં, હવે ન રહેવું છે આ જનમાં;
તપોબળથી તરવું ત્રિભુવનમાં, ધારી દૃઢતા એવી મેં મનમાં.

આ પ્રમાણેનો નિશ્ચય કરી ઘર ગામ, આપ્તવર્ગ અને જનસમૂહનો ત્યાગ કરી આ પવિત્ર બાળા પોતાનું કલ્યાણ કરવા માટે સરયુ નદીપર આવી.

**ગીત.**

તન મન ખાળી બાળી, વાળી વૃત્તિ શ્રી હરિ પદામ્બુજે,
શ્રીવર સ્થાપ્યા સ્નેહે, તિમિર ગયું ને ત્રિલોકમાં સુઝે;

એ રીતે તે બાળાએ મહાન ઉગ્ર તપ આદર્યું. જેના તપોબળથી સમસ્ત દેવો પ્રસન્ન થયાં. અને તેજ તપોબળના પ્રભાવ વડે સદેહે તેને સુરેશ્વરની સભામાં જવાની પ્રાપ્તી થઇ; અને તે પણ પોતાના જ્ઞાનનો પ્રકાશ પાડવા લાગ્યાં. આ તેનું જ્ઞાન જોઇ દેવસમુહ ઘણો આનંદ પામતો. દિવસે દેવોની સભામાં બીરાજતાં, પરંતુ સાયંકાળ પડતાંજ પોતાના સ્થાનકે પાછાં ફરતાં હતાં. એક સમયે તે પોતાને સ્થાનક આવવા પાછાં ફરતાં હતાં તેવે પ્રસંગે ઇન્દ્ર રાજાએ નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો, કે--

**( નર્મદા )** **દોહરો.**

પહોંચે પ્રતિદિન પ્રેમથી નેમથી આવે ઘેર;
સુરપતિએ પૂછ્યું કહો, જીવ શિવ શી પેર ?

ઇન્દ્રરાજા પ્રત્યે દેવી નર્મદા કહેવા લાગ્યાં, કે આપના પૂછેલા પ્રશ્નનો ઉત્તર હું આવતી કાલે આપીશ. કારણ, કે હું માતાપિતા રહિત છું, તેથી મારો આપ્તવર્ગ મને અત્રે મોડું થઇ જતાં મારા પ્રત્યે શંકાની નજરે જોશે. માટે હાલ તો હું જવાની રજા માગું છું. એ પ્રમાણે કહીને તેઓ સભામાંથી બહાર નીકળ્યાં. થોડેક છેટે આવ્યા પછી વિચાર થયો, કે મારે ઇન્દ્રે પૂછેલા પ્રશ્નનો ઉત્તર તરતજ આપવો જોઇતો હતો. કેમકે વિદ્વાનજનો[1] પ્રશ્નના ઉત્તર કદી પણ મુલતવી રાખતા નથી. વળી હું આવતી કાલે પ્રશ્નનો ઉત્તર આપીશ તો સર્વ દેવોના મનમાં શંકા ઉત્પન્ન થશે...એમ વિચારી ત્યાંથી પાછા

૧. વિદ્વાન.

ફરીને સભામાં આવ્યાં, તો ત્યાં પોતાના બેસવાની જગા ખોદાતી જોઇ તેઓ ઘણાં ખિન્ન થયાં, અને આમ કરવાનું કારણ સુરેશ્વરને પૂછવા લાગ્યાં, કે શું મારા બેસવાથી આ ભૂમિ અપવિત્ર થાય છે!? ત્યારે દેવન્દ્ર કહેવા લાગ્યા, કે હે બ્હેન તમે પતિરહિતા છો, તેથી બેસવાની જગા તો અપવિત્ર બને છે એટલુંજ નહિ પરંતુ તમે જે જે જગાએ પોતાનું પગલું મૂકો છો તે જગાને પણ અપવિત્ર કરો છો. આ શબ્દો સાંભળતાંજ નર્મદાને ઘણુંજ માઠું લાગ્યું અને ગદગદિત કંઠે તેઓ ઇન્દ્ર પ્રત્યે કહેવા લાગ્યાં, કે--

( નર્મદા ) ભૈરવી.

> સુણો સુરરાયા દુઃખનું, [1]નિદાન, નિર્ભાગી હું અબળા જાતિ.
> પતિ[2]હિન ઉરમાં અકળાતી, ભાગ્ય ગતિ નથી કોથી કળાતિ
> તેથી ભૂલી ભાન. સુણો..........................
> જે નર મમપતિ થવાને સ્વીકારે, માસ પછી યમપુરે પધારે;
> [3]દુસહ દોષ આ કોણ નિવારે, આપો જ્ઞાન દાન. સુણો.

ઉપર પ્રમાણેના બાળાના બળાપા સાંભળી ઇન્દ્રરાજા ધીરજ આપી કહેવા લાગ્યા, કે હે બ્હેન બીલકુલ ગભરાતાં નહિ. જાઓ હું તમને રસ્તો બતાવું છું કે—આજથી ત્રણ દિવસ સુધી રાત્રિ દિવસ તમારા નગરમાં તમે પોકાર કરજો ને કહેજો, કે મારૂં કોઇ પણ પુરૂષ પાણિ ગ્રહણ કરો. આ પ્રમાણે પોકાર કર્યા છતાં કોઇ પુરૂષ તમારૂં પાણિ ગ્રહણ કરનાર ન મળે, તો તમને બીજો યોગ્ય રસ્તો બતાવીશ. આ પ્રમાણે કહીને તેમને તેમનાં સ્થાન ભણી વિદાય કર્યાં.

( નર્મદા. ) કાલીંગડો. મદન પડયો કેડેરે ના જેવો

> ફરતી જાતો જાતરે, દેવી છે સાક્ષાતરે, ટેક.
> માન મરજાદ મૂકી મહિલાનું, મનમાં એવું ધારે;
> ઇન્દ્ર વચન પર વિશ્વાસ રાખી, ઉમંગી છે ખરેખાતરે. ફરતી...
> સતિ શબ્દો સુણતા સહુ લોકો ભયભીત થાયે ભારે;
> પતિવિહિન અકળાઇ આજે, જેથી મેળવવા ભલી ભાતરે. ફરતી...
> જે કોઇએ સંકલ્પ કર્યો તો, મરશો મહિલા માટે;
> દુર્ભાગીને દૈવ કોપ્યાથી, દિન નથી રળીઆતરે. ફરતી...
> ત્રિરાત્રી તિમિર સમયમાં, ફરી ફરીને થાકી;
> છેલ્લા અવાજે શાંડિલ્ય પુત્રે, કરવા ધારી ઘાતરે.........ફરતી...

૧ કારણ. ૨ વગર. ૩ અવિદ્યા રૂપ કુકર્મોનો ત્યાગ કરવાથી.

નર્મદા ત્રિજી રાત્રિના બાર વાગતાંના સુમારે જ્યાં શાંડિલ્ય પુત્ર કૌશિકનો દવાખાનામાં નિવાસ છે ત્યાં છેલ્લો અવાજ કરી નિરાશ થઈ પાછાં ફરે છે; તેજ વખતે કૌશિક આ અવાજ સાંભળી ચમક્યો. તેણે વિચાર્યું, કે આવી ઘોર રાત્રિને સમયે કોઇ મનુષ્ય બાળાનો અવાજ હોઇ શકે નહિ, પરન્તુ કોઇ રાક્ષસી, યક્ષિણી, વ્યંત્રી કે ચૂડેલનો અવાજ હોવો જોઇએ. હું મારા શરીરની વ્યાધિથી ઘણો અકળાઈ રહ્યો છું. હવે જીવવું એ માત્ર દુઃખી થવાને માટેજ છે, તો તેને બોલાવી મારા શરીરનું બળીદાન આપી દઉં એવી ધારણાથી—

( કૌષિક ) ગીતિ.

સુર શ્રવણે જ્યાં આવ્યો, દુખિત દીલે પણ અતિશે ભાવ્યો;
અશક્ત કર લંબાવ્યો, જાણે દુઃખથી વિધિએ છોડાવ્યો.

આ પ્રમાણેનો નિશ્ચય કરી કૌશિકે પોતાનો અશક્ત હાથ ઉંચો કરી ઘણાજ મંદ અવાજથી નર્મદાને પોતાની પાસે બોલાવ્યાં. નર્મદા ત્યાં આવીને જુએ છે તો કૌશિકના શરીરમાંથી ઘણીજ દુર્ગંધી નીકળતી હતી. તોપણ તે કૌશિકની પાસે આવ્યાં અને તેને કહેવા લાગ્યાં કે,--

( નર્મદા ) દોહરો.

ઉર અકળાએલી અતિ, બોલી મુખે વાણ;
કૌશિકને કહે શું, અહો છો મમ [1]પાણ ?

બાળાનું સુંદર પ્રતિભાવાળું સ્વરૂપ જોતાંજ તથા તેનો પ્રશ્ન સાંભળતાંજ કૌશિકની ભ્રમણા દૂર થઇ. અન્યોઅન્ય બ્રાહ્મણનાં સંતાન છે તેવી ખાતરી થયા પછી તે કહેવા લાગ્યો, કે હે બાળા તમે મારી પાસે જે માગણી કરો છો, તે માગણીને લાયક હું રહ્યો નથી. તમે જુઓ છો, કે હું એક રક્તપિત્તના ભયાનક રોગવડે પીડાઉં છું. અને શરીરે એવો અશકત બની ગયો છું, કે ઉઠીને ઉભા થવાની અથવા તો ચલનવલન કરવાની શકિત મારી નાશ પામી છે. વળી મારા શરીરમાથી નીકળતી દુર્ગંધીને લીધે કોઇ મારી પાસે આવવા ચહાતું નથી. આવી સ્થિતિમાં તમારી સાથે લગ્નથી જોડાઇ પતિના યોગ્ય ધર્મો હું કોઇ રીતે બજાવી શકું તેમ નથી, અને તેથી આ જન્મમાં આ સ્થિતિ ભોગવું છું, તો તમારા જેવાં કલ્યાણીને દુઃખી કરવાથી મારી બીજે જન્મે શી ગતિ થશે તે હું કહી શકતો નથી.

---

૧ હાથ.

કૌશિકના આ પ્રમાણેના નીખાલસ શબ્દો સાંભળી, નર્મદા કહેવા લાગ્યાં, કે હે બ્રહ્મકુમાર, આપના દુઃખ કરતાં મારા દુઃખની કહાણી અતિશય કઠણ છે. મારા પિતાએ મારૂં પાંચ જગોએ વેવિશાળ કર્યું, પરંતુ મારા દુર્ભાગ્યે એ પાંચે જણે વાગ્દાન થયા પછી બરાબર ત્રીસમે દિવસે દેહ છોડયા. અને તેથી હવે કોઇપણ બ્રાહ્મણનો દીકરો મારી સાથે લગ્નથી જોડાવા માગતો નથી. તમે જો કે અશકત અને મહા ભંયકર રોગથી પીડાઓ છો, તોપણ હું તમને એક મારા પતિ તરીકે સ્વિકારવા ઇચ્છા ધરાવું છું. અને તેનો સ્વિકાર થયા પછી મને જે જે વિપત્તિઓ પડશે તે તે હું હસતે મુખે અને મારો ધર્મ સમજી પુરા ઉમંગથી વેઠી લઇશ.

કૌશિકે વિચાર્યું કે, ઘણા દિવસ થયાં મહા વ્યાધિથી પીડાયાં કરૂં છું; તોપણ શરીરનો અંત આવતો નથી, તો હવે પ્રભુએ દયા કરી છે જેથી આ બાળા સાથે લગ્ન કરી પુરા ત્રીસ દિવસે દુઃખમાંથી મુકત થાઉં એમ વિચારી બાળા પ્રત્યે કહેવા લાગ્યો, કે કલ્યાણી, તમારી જો એમજ ઇચ્છા છે તો તમારી માગણીનો હું તિરસ્કાર કરી શકતો નથી. આ શબ્દો સાંભળતાજ નર્મદા ઘણાંજ પ્રસન્ન થયાં અને કૌશિકને ઘણાજ આનંદથી અને અનહદ પ્રિતિયુકત પોતાને ઘેર લાવી તેની જોડે લગ્ન કર્યું.

**( નર્મદા ) મને ભૂલી રે ગયો છે--એ રાગ.**

શાણી વાણી બોલે પતિ પ્રત્યે પ્રેમથી રે.
પવિત્ર જળથી સ્નાન કરાવતી રે, સતિ સેવા કરે ખરેખરા લહાવથીરે;
છતાં ક્રોધિત થઇ બોલે છે મહેરબાન, ભૂલી ભાન-શાણી--ટેક.
શયનાલયે પર્યંકમાં પોઢાડતી રે, સ્વચ્છ શાલ દુશાલા ઓઢાડતીરે;
પતિસેવામાં છે અભિમાન, રાખે ધ્યાન--શાણી........
ક્રૂર કંથ મળે જો કોઇ કામનીરે, નિંદા નહિ કરી વાતો ન કામનીરે;
મળે નર્ક નહિ ફર્ક રાખો ધ્યાન, છોડી અભિમાન--શાણી......
મંગળચાહો સહુ આનંદ છે અતિરે, છોડી સેવા ન દોડો દેવો પ્રતિરે;
પતિભક્તિમાં બ્હેનો છે કલ્યાણ, રાખો ધ્યાન--શાણી..........

પતિપરાયણ સતિ નર્મદા સ્વામીની ઇચ્છાનુસાર પૂછીને હંમેશાં ભોજન તૈયાર કરતાં; અને કૌશિકના શરીરમાંથી નીકળતા પરૂ, રૂધિરથી બગડેલાં કપડાં ધોઇ સાફ કરી સ્વચ્છ કપડાંવડે બિછાનું બિછાવતા. રોગની વેદનાથી તથા તેના તામસી સ્વભાવને લીધે કૌશિક ઘણો અકળાઇ જતો અને નર્મદાને કોઇ કોઇ વખતે અસહ્ય શબ્દો કહેતો, તથાપિ સતિ યત્કિં-

ચિત્ પણ મનમાં માઠું લગાડતાં નહિ અથવા તો જરા પણ રોષ રાખતાં નહિ. એટલુંજ નહિ પરંતુ પુરા પ્રેમવડે તેમને આશ્વાસન આપતાં સ્વપ્નમાં પણ તેઓ પોતાના પતિ પ્રત્યે અભાવ આણતાં નહિ, અત્રિ ઋષિનાં પત્ની સતિ અનસૂયાએ સીતા માતા પ્રત્યે જે બોધ કરેલો તે બોધને સતિ નર્મદા પુરેપુરા આચારમાં મૂકતાં હતાં. સતિ અનસૂયાએ સીતા માતા પ્રયે કહ્યું છે, કેઃ—

ધીરજ ધર્મ મિત્ર અરૂ નારી,
આપદ કાલ પરિખિએહિ ચારી;
વૃદ્ધ રોગ બશ જડ ધન મીના
અંધ બધિર ક્રોધિ અતિ દીના
એસેહુ પતિકર કીય અપમાના
નારીપાવ યમપુર દુઃખનાના
પતિવંચક પરપતિ રતિ કરહી
રૌ રૌ નર્ક કલપ શત પરહી.

**दुशीलो दुर्भगो वृद्धो, जडो रोग्य धनोपिवा।**
**पतिः स्त्रीभिर्न हातव्यो, लोकेप्सु मिपतिका ॥**

વળી શ્રીકૃષ્ણ પાસે ગોપિકાઓ ગઇ ત્યારે એજ આજ્ઞા થઇ છે, કે—-

સતિ નર્મદાના આ ચરિત્રથી તેમજ સતિ અનસૂયાએ સીતા પ્રત્યે કાઢેલાં ઉદ્દગારો પરથી અને શ્રીકૃષ્ણચંદ્રે ગોપિઓને કરેલી આજ્ઞા ઉપરથી સમજાય છે, કે સ્ત્રીઓએ પોતાનો પતિ અંધ, બ્હેરો, મુગો, વૃદ્ધ, નિર્ધન, પાપી કે અનીતિમાન હોય તોપણ તેની તન મનથી અને પુરા પ્રેમથી સેવા કરવી, તેમાંજ તેમનું કલ્યાણ સમાએલું છે. પરન્તુ પતિની સાથે કાપટય કરનારી, જૂઠું વદનારી, તેમજ પરપુરુષ સેવનારી એવી અનાચારી સ્ત્રીએ આ જન્મે લોકસમુહમાં અપયશ મેળવી તિરસ્કારને પાત્ર બની પર-લોકમાં રૌ રૌ નરકવાસના ભોગવે છે. અને બીજે જન્મે પણ પૂર્વનાં કાળાં કૃત્યનો તેમને પુરેપુરો બદલો મળે છે. માટે પતિપરાયણ રહેવું, શરીરની મર્યાદા પુરેપુરી સચવાય તેવાં, અને સ્વચ્છ કપડાં પહેરવાં, ઘરની તેમજ ઘરના સરસામાનની અને રાચરચીલાંની પુરેપુરી સાફસુફી કરવી. રાંધવાનાં વાસણો, લોટા, પંચપાત્રો વગેરે નિત્યનાં વપરાશનાં વાસણો નિયમિત સાફ કરવાં, અનાજ અને બીજા ખાસ પદાર્થોની વખતો વખત સંભાળ લેવી. પોતાના શરીરે સ્વચ્છ રહી બાળકોને તેટલીજ કાળજીથી ચોખ્ખાં રાખવા.

તજવીજ કરવી. બાળકોની શરૂઆતની કેળવણીનું જોખમ તેની માતાને શિરે રહેલું છે. માટે પોતાનું વર્તન શુદ્ધ રાખી બાળકોને તે વર્તનનો ઉપદેશ આપવો. દરરોજ ઇશ્વર ભક્તિ સિવાય એક પણ દિવસ વ્યર્થ જવા દેવો નહિ. અને બાળકોને પણ તેજ બોધ આપવો તથા તેમને તે પ્રમાણે વર્તવાને ટેવવાં. ફુરસદને વખતે આડોશી-પાડોશી સાથે બેસી ગામગપાટા હાકવાની ટેવ છોડી દેવી, તેવે વખતે ભ-રવાનું, શિવવાનું કે હરકોઇ બીજું કામ હાથ ધરવું. હંમેશાં કામમાં રો-કાએલાં રહેવું, જેથી પરનિંદા કે ખોટી કુથલી કરવાની ટેવ પડે નહિ. પોતાનાં સદ્‌વર્તનની છાપ બીજા ઉપર પાડી બીજાને સુધારવા પ્રયત્ન કરવો—સતિ નર્મદાનો પતિ જોકે ઘણો તામસી, દુર્વ્યસની અને જુગારી જેવો હતો પરંતુ સતિના સહવાસમાં રહેવાથી સતિની તેના ઉપર પૂર્ણ અસર થઇ, પોતાનો તામસી સ્વભાવ તેણે બદલી નાંખ્યો, દુર્વ્યસની કે દુરાચારી મિત્રોનો સર્વદા ત્યાગ કર્યો, અને સતિ નર્મદાના સહવાસમાં રહ્યાથી તેની બુદ્ધિ નિર્મળ થઇ, નિર્મળ બુદ્ધિ થતાંજ તેને તેના પાછલાં કર્મોનો પશ્ચાતાપ થવા લાગ્યો અને તેથી સતિ નર્મદા પ્રત્યે કહેવા લાગ્યો, કે—

( કૌશિક ) દોહરો.

સતિ તારા સુસંગથી છુટયું છે અજ્ઞાન;
કાળાં મારાં કર્મની, હવે હકીકત તું જાણ.

**શું કહું કથની મારી......**એ રાગ.

સતિ મતિ મુઝાણી આજ, શું કહું કર્મની કહાણી;
મુજ કુકર્મથી બુદ્ધિ હણાણી, આજ શું કહું.........ટેક.
સરયુ તટ પર, શાંડિલ્ય ઋષિ રહે છે પુરી વાસ;
હું અભાગી પુત્ર એહનો, ચોરી દ્રવ્ય મન ધરી આશ—શું કહું.
આવી અયોધ્યા માંહી વસીઓ, કામ કર્યું મેં કુડું,
દુર્જન સંગથી દ્રવ્ય હું હાર્યો, થયું ન મારૂં રૂડું. આજ—શું કહું.
રક્તપિત્ત સર્વાંગે વહે છે, કર્મ કર્યાં નઠારાં;
એ પાપથી હું મુક્ત થાઉં તો, સદભાગ્ય સમજું મારાં—આજ—શું.
સતિ અતી તુજ સેવાથી, મતિ સુધરી છે મારી;
હુંપણું હવે છુટી ગયુંને, શરણે રહ્યો છું તારી—આજ—શું.

આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતો કૌશિક સતિ નર્મદા પાસે એક રંક જેવો બની જઇ ગદ્દગદ કંઠે રોઇ પડયો. અને પોતાની અથથી તે ઇતિ સુધીનો સઘળો વૃતાંત તેણે સતિ નર્મદાને કહી સંભળાવ્યો, સતિએ તેને આશ્વાસન

આપી શાન્ત કર્યો. તેજ વખતે તેણે સતિ નર્મદાને કહ્યું, કે જો આ બધાં મારાં કુકર્મોને તમે ક્ષમા આપતાં હો તો મારી એક નમ્ર માગણીનો સ્વિ-કાર કરો. પતિપરાયણ સતિએ લગાર પણ નહિ ગભરાતાં તે માગણી પુરી કરવાને પ્રસન્ન મુખથી વચન આપ્યું. ત્યારે કૌશિકે કહ્યું, કે મારાં પાછલાં બધા કુકર્મો તમારી સાથેના સંબંધને લઇને અને તમારા ઐશ્વર્યને લીધે જો કે નાશ પામ્યાં છે, તથાપિ મારી ઇચ્છા ચારે ધામની યાત્રા કરવાની છે. મારૂં શરીર આ રક્તપિત્તના રોગવડે તદન અશક્ત બન્યું છે, તો પણ મારી ખાતરી છે, કે તમે મને એ યાત્રાઓ પૂર્ણપણે કરાવી મારી ઇચ્છા સફળ કરશોજ.

( નર્મદા ) ગીતિ.

સુણી પતિની વાણી, શાણી સતિ લેષ ન ગભરાણી;
વદી પ્રેમે જોડી પાણિ, યાત્રા ઇચ્છા આપની મેં જાણી...

સતિ ગભરાયા વગર પોતાના પતિને તિર્થયાત્રા કરાવવાના વિ-ચારમાં પડયાં. પતિ શરીરે અશક્ત હોવાથી તેમને કેવી રીતે યાત્રા કરાવવી એ વિચારે તેમને પ્રથમ તો ગુચવ્યાં. કેમકે અશક્ત શરીરે યાત્રાઓ કરાવવી, એ કામ મહાન વિકટ હતું, તેમજ જો યાત્રા ન કરાવે તો પોતાના પતિવ્રતપણાને ઉણપ લાગે. છેવટે વિચાર કરતાં યુક્તિ હાથ આવી. પતિને રસ્તામાં તેમના શરીરે કંઈ પણ ઇજા થવા ન પામે તેથી તેમણે એક લંબચોરસ કરંડીઓ તૈયાર કરાવ્યો, કે જેમાં એક માણસ સુખે સુઇ શકે. આ કરંડીઆમાં રૂની સુંદર ગાદી બિછાવી તેમાં પોતાના પ્રાણેશને સુવાડી માથે મૂકી મૂખ્ય મુખ્ય યાત્રાઓ કરાવવા માંડી.

( નર્મદા ) આશાવરી.

પદપાળી ચાલી જાય, સતિ તવ પદપાળી ચાલી જાય;
આવી જાન્હવી નાય, સતિ. ટેક.
આવી જગદિશ દ્વારે આપ, પતિનાં ધોવા પાપ અમાપ;
પડી પાદ માંય. સતિ તવ.
રામ સ્થાપિત રામેશ્વર આવી, વિપ્રો પાસે પુજન કરાવી;
સ્તવ્યા શંભુરાય. સતિ તવ.
કાશી વાસી વિશ્વનાથને પ્રીતે, સ્તુતિ કરે એઠ શાસ્ત્રની રીતે;
ભજને અઘ કપાય. સતિ તવ.
દ્વારકાંવાળા કાનજી કાળા, મોરલીવાળા ને લટકાળા,
નિરખ્યા મંદિર માંય. સતિ તવ.

પ્યારા મારા નહિ કરો ન્યારા, સત્યના આધારા પ્રભુ કહે દીનદારા;
( મુજ ) પતિ અતિ અકળાય. સતિ તવ.
મુજ આધાર નગધાર, કર પાર, વ્હાર કર, વિભુ શી છે વાર;
મુજ વિજય વર્તાય. સતિ તવ.

આવી રીતે દરેક ધામમાં પ્રભુ સાનિધ્ય [1]પુલકિત હૃદયે પ્રાર્થના કરતાં હતાં. અને પોતાના પતિને પાપમાંથી મુક્ત કરી હમેશાં સદ્‌બુદ્ધિ આપવા પ્રભુને વિનવતાં હતાં. પતિની યાત્રાની ઇચ્છા પૂર્ણ કરાવી પોતાના નગર પ્રત્યે આવવા માટે સતિ દ્વારકાંથી નીકળ્યાં. પ્રભુએ સતિ નર્મદાની ઇચ્છા કેવી રીતે પૂર્ણ કરી, તે હવે આપણે જોઇએ.

અયોધ્યા નગરમાં શત્રુજીત નામના રાજા રાજ્ય કરતા હતા. આસો માસની સુદિ ૧૪ ને દિવસે મધ્યરાત્રીએ કેટલાક બદમાસ માણસોએ આ રાજાની ત્રિજોરીની લૂંટ કરી.

દોહરો.

ચતુર્દશીની રાતમાં, પડ્યા ચોર બે ચાર;
રાજકોષ લૂંટી ગયા, તદપિ ન જાગ્યા [2]ચાર.

બદમાસો ત્રિજોરી ફાડી પુષ્કળ ધન લઇ ગયા, ત્યાર પછી આ ચોરીની જાણ થઇ. જાણ થતાંજ રાજસેવકો ગભરાયા અને ગમે તેમ થાય તો પણ ચોરી તો પકડવીજ જોઇએ, એવા નિશ્ચય ઉપર આવ્યા. કેમકે રાજધન ચોરાયાથી શૂળીની સજામાંથી બચવું મુશ્કેલ હતું. તુરતજ ચારે દિશાએ જોઇતાં માણસો મોકલી તજવીજ કરાવવા માંડી. નાઠેલા ચોરોએ આ માણસોને વેગળેથી જોયા, કે તુરતજ

( માંડવ્ય મુની ) દોહરા.

આસન એકાંતે કરી, આશ ઉર ન લગાર;
સમાધિમાં બેઠા હતા, મુનિવર સરયુ પાર.
એક હાર હીરાતણો, ઘણો હતો મૂલદાર;
આરોપી મુનિ કંઠ તે, આરોપી થયા પસાર.

સરયુને કાંઠે મહાન સમર્થ અને તપસ્વી મુનિ માંડવ્ય તપ કરતા હતા. તેઓએ સમાધિ ચઢાવેલી હતી, ત્યાં ચોરો આવી પહોંચ્યા. પાછળ આવનાર માણસોના ભયને લીધે એક અમૂલ્ય હીરાનો હાર માંડવ્ય

૧ આનંદિત.
૨ નોકરો.

મુનિના ગળામાં આરોપણ કર્યો, અને બીજું દ્રવ્ય પણ તેજ ઠેકાણે મૂકી છૂટા થઇ છૂપાઇ ગયા. રાજસેવકો આ મુનિના આશ્રમે આવી પહોંચ્યા, ત્યાં પોતાનો મુદ્દા માલ તુરતજ હાથમાં આવ્યાથી તેમને ઘણોજ આનંદ થયો, અને મહાત્માને ચોર, તેમજ ઢોંગી જાણી તેમને 'હે ચોર હે ઢોંગી જાણ્યા તારા ચાળા ' આ પ્રમાણેનાં વચનો કહી તેમને બોલાવવા લાગ્યા; પરંતુ મુનિ ધ્યાનસ્થ હતા, તેથી તેમણે કંઇ ઉત્તર આપ્યો નહિ. આમ થવાથી રાજસેવકોને ખાતરી થઇ, કે ચોક્કસ ધનનો ચોરનાર આજ ચોર છે, તેથી તેમને ઉઠાવીને અયોધ્યામાં આવ્યા.

પૂર્ણિમાને દિવસે સવારે જ્યારે દરબાર ભરાયો, ત્યારે રાજસેવકોએ ગઇ રાત્રીએ બનેલો બનાવ મહારાજાને કહી સંભળાવ્યો; અને ચોરાએલો મુદ્દામાલ તેમના આગળ રજુ કર્યો. આ માલ રજુ થતાંજ મહારાજાનો મિજાજ હાથથી ગયો. તેણે વિચાર્યું જે રાજકોષ લૂંટે તે સબસ રૈયતનું શું બાકી મૂકે, માટે એવા ચોરને જીવતો મૂકવો, એ ઠીક નથી. એ પ્રમાણે વિચારી તુરતજ માંડવ્ય મુનિને શૂળી ઉપર ચઢાવવા મહાન ભયંકર આજ્ઞા કરી.

### મરાઠી સાખી.

ધ્યાની જ્ઞાની ન જાણી ભૂપે, અજ્ઞાની બની આજ્ઞા દીધી;<br>
સત્વર સેવક ચાલ્યા સઘળા, શૂળી રોપી હતી જ્યાં સીધી.

આજ્ઞા થતાંજ રાજસેવકો બિચારા ધ્યાનસ્થ મુનિને જ્યાં શૂળી રોપવામાં આવી હતી, ત્યાં લઇ ચાલ્યા; અને આ પ્રમાણેની ધ્યાનસ્થ સ્થિતિમાં તેમને શૂળી ઉપર ચઢાવવામાં આવ્યા. મુનિ સમાધિમાં હોવાથી શરીરનું કંઇ પણ ભાન તેમને નહતું. તેમજ તેમના પ્રભુ પ્રત્યેના એકાગ્રચિત્તને લીધે શૂળીના ફળથી બરાબર સવા હાથ તેમનું શરીર ઉંચું રહેવા લાગ્યું, આ જોઇ રાજસેવકોને અને બીજા લોકોને ઘણો અચંબો લાગ્યો. કેટલાક તેમને માટે તર્ક વિતર્ક કરવા લાગ્યા, કે આ પાકો ચોર હોવો જોઇએ અને જાદુ ક્રિયા પણ જાણતો જણાય છે. જેમ જેને ફાવે તેમ બોલવા લાગ્યા. પરંતુ હવે તેનું શું થાય છે તે જોવાની સૌની જીજ્ઞાસા વધી. સાંજ પડવા આવી અને સમાધિનો વખત પુરો થવા આવતાં શરીર ધીમે ધીમે નીચે સરવા લાગ્યું, અને છેવટે સમાધિ છૂટતાં શૂળીના ફળ ઉપર શરીર સ્થિત થયું. શૂળીના ફળ ઉપર શરીર આવતાં રાજસેવકોએ અને લોકોએ પોતાના ઘર પ્રત્યે પ્રયાણ કર્યું. આ તરફ બિચારા નિરપરાધી

યોગેશ્વર અને મહાન સમર્થ મુનિ મહારાજ શૂળી ઉપર આવતાં અને ધ્યાનમાંથી જાગૃત થતાંજ ચમક્યાં. અને વિચાર કરવા લાગ્યા, કે "મેં આ જન્મમાં કંઇ પણ પાપકર્મ કર્યું નથી. હંમેશાં ઇશ્વર પરાયણ રહી હું મારાં કૃત્યો બજાવું છું. છતાં આ સ્થિતિમાં શા કારણથી આવવું પડયું હશે" એમ શૂળી ઉપર રહ્યા વિચાર કરે છે. સુદિ પૂર્ણીમાની ભવ્ય અને ચાંદની રાત્રે જ્યારે આનંદનો સમય છે, ત્યારે મુનિ મહારાજ આ સ્થિતિમાં અને વિચારમાં શૂળી ઉપર ગમગીન થયા છે. તેજ અરસામાં સતિ નર્મદા પોતાના સ્વામીને કરંડીઆમાં સુવાડી માથે મૂકી હર્ષભેર પોતાના નગર પ્રત્યે આવતાં હતાં.

( નર્મદા ) દોહરો.

આવી સતિ પતિ શિર ધરી, કરી યાત્રા ધામ;
શૂળીપર મુનિવર હતા, શું બન્યું ત્યાં કામ.
કૌશિક પદ ઉંચો હતો, ઉમંગ મનમાં આપ;
સ્પર્શ્યો ત્યાં મુનિ અંગથી, ક્રોધે દીધો શ્રાપ.
દુઃખીને દુઃખ દીધું ઘણું, પાપી ક્રૂર પ્રમાણ;
ભાનુ ઉદયે ગત થશે, નિશ્ચે તારો પ્રાણ.

આ પ્રમાણેનો શ્રાપ સાંભળી સતિ ચમક્યાં. તરતજ કરંડીઓ નીચે મૂકી ઉપર જુએ છે, તો માંડવ્ય ઋષિને શૂળી પર જોયા. પોતાના પતિને ઋષિએ શ્રાપ દીધો, તેથી બન્ને હાથ જોડી ગદ્દગદ્દ કંઠે તેમને વિનવવા લાગ્યાં, કે—

**ભૈરવી; થઇ પ્રેમ વશ પાતળીઆ–એ રાગ.**

અપરાધ અજાણે અમારો, વિણુ મ્હોતે કાં અમને મારો. અપ૦
સંતજનો નિજ પ્રાણ જતાં પણ, અહિત અવરનું ન ચાહે;
બળે બીજાના દુઃખ દાહે, ઋષિ ધર્મ છે એજ તમારોરે. અપ૦

( નર્મદા )

દેવી નર્મદા દીન વચનથી ઋષિ પ્રત્યે કહેવા લાગ્યાં, કે હે મુનીશ્વર આ આપની રંક પુત્રી ઉપર દયા લાવો અને દીધેલા શ્રાપનો અનુગ્રહ કરો; કેમકે અમોએ જાણી બુજી આપનો અપરાધ કર્યો નથી. વળી મારા સુખનો સૂર્ય ઉદય થવાની તૈયારીમાં હતો તો એ અણુચિંતવ્યો તેનો અસ્ત કરી દેવો આપને યોગ્ય નથી. મારૂં કાંઠે આવેલું નાવ આ આપના શ્રાપ વડે તળીએ જઇ બેસશે, તેનો પણ કંઇક વિચાર કરો. સતિેાના

ધર્મો વિચારો. તેઓ પોતાને અસહ્ય કષ્ટ પડતું હોય તથાપિ બીજાને દુઃખ દેવા સ્વપ્નમાં પણ ઇચ્છા કરતા નથી.

વળી મહાત્મા તુળસીદાસજી કહે છે, કે--

**संत विटप सरिता गिरि धरणी, परहित हेतु उनकी करणी.**

હે મુનીશ્વર આપ જેવા સંતનું આ બધું અજાણ્યું નહિ હશે; છતાં મારા દુર્ભાગ્યે તેનું વિસ્મરણ થએલું જણાય છે. મહારાજ પૂર્વના મતંગ ઋષિનું સ્મરણ કરો. તેઓ પોતે ગંગાસ્નાનને માટે ગંગા ઉપર ગયા અને સ્નાનાર્થે કમરપુર પાણીમાં જઈ પહોંચ્યા. ત્યાં નહાતાં નહાતાં પાણીમાં તણાતા એક વીંછી તરફ તેમની દૃષ્ટિ પડી. તુરતજ તેમણે તે વીંછીને પોતાના ખોબામાં પાણી સાથે લઇ લીધો, કે લાગલોજ વીછીએ તેમને ડંખ દીધો. આથી પોતે વાળેલો ખોબો છૂટી ગયો, કે વીંછી પાછો પાણીમાં પડયો. પોતાને અસહ્ય વેદના થતી હતી છતા પાણીમાં મરતા વીંછીને બચાવવા ફરી તેને ખોબામાં લીધો તો ફરી પણ તેણે પોતાના જાતિસ્વભાવ પ્રમાણે ઋષિને બીજો ડંખ માર્યો. આ પ્રમાણે ત્રણ વખત વીંછી ડંખ્યો, છતાં છેલ્લી વારે તેને પાણી બહાર કિનારે ફેંકી દીધો. આમ ઋષિજીને ઘણી વેદના ભોગવવી પડી છતાં પણ પોતાના ભોગે તેમણે વીંછીને બચાવ્યો. આ પ્રમાણે તે ઋષિએ પોતાના ધર્મને પીછાની પોતે દુઃખ વેઠી લીધું. તો મહારાજ, મારા પતિવડે આપનો જે અપરાધ થયો છે તે તો અજાણપણેજ થઇ ગયો છે, માટે તેમને ક્ષમા કરી દીધેલા શ્રાપનો અનુગ્રહ કરો--

પોતાના પૂર્વ કૃત્યનું ફળ ભોગવવા શૂળી ઉપર ચઢેલા માંડવ્ય ઋષિને આ સતીના શબ્દોની કંઇ પણ અસર થઇ નહિ. છેવટે તેમણે સતિનો તિરસ્કાર કર્યો અને તેને પોતાને રસ્તે પાડવાની આજ્ઞા કરી. પરંતુ શ્રાપનો અનુગ્રહ કર્યો નહિ. સતિએ વિચાર કર્યો, કે હવે પ્રાતઃકાળ થતાંજ સ્વામીના શરીરનો અંત આવશે, અને તેમ થશે તો પતિસેવાનો ધર્મ બજાવવા હું નિષ્ફળ થઇશ. માટે કંઇ પણ ઉપાય કરવોજ જોઇએ,એમ વિચારી તુરતજ તેમણે ગગન તરફ દૃષ્ટિ કરી સૂર્યનું આરાધન કર્યું અને કહેવા લાગ્યાં, કે હે સૂર્યદેવતા જો મેં પ્રેમપૂર્વક અને શુદ્ધ અંતઃકરણ પૂર્વક પતિભક્તિ બજાવી હોય. અહો, રાત્ર માત્ર પતિમાંજ મારૂં ધ્યાન હોય, તેમને સુખી કરવાને મેં બનતું કર્યું હોય, તેમને દુઃખે દુઃખી અને સુખે સુખી મેં મારી જાતને માની લીધી હોય, અને મારી સ્વામીભક્તિથી આપ પ્રસન્ન હો, તો

મારા પતિના આયુષ્ય માટે અને મારી પતિસેવાની ઇચ્છા પૂર્ણ કરવાને માટે. મારી આજ્ઞા સિવાય તમારે પ્રગટ થવું નહિ. આ પ્રમાણે સતિની સૂર્યને થએલી આજ્ઞાથી.

**દોહરો.**

સતિના સત્ય પ્રતાપથી, કરે ન સૂર્ય પ્રકાશ;
ખટમાસ વીતી ગયા, વ્રજમાં રમતાં રાસ.

પતિપરાયણ સતિની આજ્ઞાથી છ માસ સુધી, સૂર્ય ઉદય થયોજ નહિ ! શ્રીકૃષ્ણ પરમાત્મા તેજ અરસામાં વ્રજમાં ગોપ ગોપિકાઓને રાસનો આનંદ આપવા લાગ્યા. અહો ! પતિવ્રતપણાનો શું મહિમા છે ! પૂર્વકાળનાં સ્ત્રિરત્નો આપણા આર્યાવૃત્તમાં કેવાં પાકેલાં છે ? તેનો આ સચોટ દાખલો છે. તેજ આર્યાવૃત્તની હાલની મહિલાઓ, હાલ પણ ધારે તો પૂર્વકાળ સમીપ લાવી શકે શું નહિ ? !

આ પ્રમાણે સતી નર્મદાએ સૂર્યને આજ્ઞા દઇ પોતાના સ્વામીના આયુષ્યમાં વૃદ્ધિ કરી; તથાપિ દુનિઆનાં સઘળાં પ્રાણી માત્ર સૂર્યદર્શન વિના અકળાઇને રૂંધાવા લાગ્યાં.

**રાગ—જુનું તો થયું.**

દીન તો થયા સર્વે દીન તો થયા, દિનકર ઉદય ન થાએ
સૌએ દીન તો થયા; ટેક.

જપ તપ કરતા જોગી, રોગી બહુ રડતારે ( ૨ )
મોત વિના મરતા રડતા, ઘણા તો ગયા. દિનકર.

[1]તમ નવ ટાળે કોઇ, ગાળે વખત રોઇ રોઇ; ( ૨ )
પ્રલય સમય જોઇ સહુ, વદે છે રત્ના; દિનકર.

જ્યારે સૂર્ય સ્થંભિત બન્યો, અને તેણે છ માસ સુધી લાગલાગટ દર્શન નજ આપ્યાં, ત્યારે તો જોગી, રોગી; ભોગી સર્વ કોઇ મનુષ્ય જાતિએ પોતાના આયુષ્યની દોરી તૂટેલી જોઇ પશુ, પક્ષી, જંતુ સર્વ કોઇ અકળાઇને વાજ આવ્યાં. યજ્ઞયાગાદિ ક્રિયાઓ થતી બંધ થઈ, અને દેવતાઓને અપાતા બલિદાનનો અંત આવ્યો. તેથી દેવતાઓ આ બનેલા બનાવથી અતિ ખિન્ન થયા. છેવટે દેવોએ તેમજ મનુષ્યોએ પ્રલય સમય નજીક જોયો, ત્યારે ઉંચ સ્વરે પરમાત્માની સ્તુતિ કરી, કે—

૧ અંધારૂં.

( દેવો ) **ભજન.**

વહાલા વિભુ સહાય કરોને અમારી;
 થશે પ્રલય સૃષ્ટિ તમારીરે.........વહાલા વિભુ. ટેક.
તમ સમ અમ દુઃખ કાપે કોણ દયાધિશ,
 દેશો આ વિપરીત વિદારી.
ખટમાસ વિત્યા જેમ તેમ જગદિશ,
 ઘડી એક હવે ન જનારીરે. વહાલાં વિભુ.
જાણુ છતાં આપ અજાણુ બન્યા છો શું,
 મહેર કરોને મુરારી.
વિશ્વના પાલક, અઘબંધ ટાળીક
 લેશો આ અરજ ઊર ધારીરે. વાહાલા વિભુ.

દીનદયાળ પરમાત્માએ આ સ્તુતિનો સ્વીકાર કર્યો; અને જોયું કે સૂર્ય વગર હવે સૃષ્ટિનો અંત સમીપ આવી ચુકયો છે, કે તુરતજ આકાશવાણીથી દેવોને આજ્ઞા દીધી કે " તમે મહાત્મા અત્રિ ઋષિનાં પત્ની દેવી અનસૂયા પાસે જાઓ અને તેમને આ તમારૂં દુઃખ નિવેદન કરો. તે મહાન્ પતિપરાયણ સન્નારી છે; વળી દયાળુ પણ તેવાંજ છે, માટે તમારી વિનતિ ધ્યાનમાં લઇ આ આવેલું તમારૂં સંકટ દૂર કરશે." દેવોને આ પ્રમાણે થએલી આકાશવાણીથી ધીરજ આવી અને તેઓ માતા અનસૂયા પાસે આવી હાજર થઇ તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, અને બન્ને હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યા, કે—

( દેવો ) **આશાવારી તા. દીપચંદી.**

સહાય કરો તમે દેવી દયાળી,
 પ્રાણી માત્રનાં દુઃખ દો ટાળી.... ... સહાય કરો.
સતિ પતિ પ્રત્યે અતિ પ્રેમાળી,
 ચરણામ્બુજમાં વૃત્તિઓ વાળી... ... સહાય કરો.
ટેક નેક છેક રાખ્યો છે પાળી,
 બાળ બનાવ્યા વિધિ હર વનમાળી ... સહાય કરો.
વિશ્વ વિપત્તિ લો માજી ભાળી,
 દયા કરી તોડો જગતમ જાળી ... ... સહાય કરો.
સમજાવો જઇ નર્મદા બાળી,
 પ્રગટાવે એ ભાનુ ભાગ્યશાળી. ... ... સહાય કરો.

આ સ્તુતિથી દેવી અનસૂયા પ્રસન્ન થયાં. બધી વાત સાંભળી લઇ તેમણે દેવોને ધીરજ આપી, કે સતિ નર્મદાના પતિવૃત્તપણાથી સૂર્યને તેમની આજ્ઞા માનવી પડી છે. તો હું તે સતિ નર્મદાને સમજાવી સૂર્યને ઉદય થવાની આજ્ઞા જરૂર કરાવીશ. તમારે તેની લગાર પણ ચિંતા હવે કરવી નહિ. એ પ્રમાણે આશ્વાસન આપતાં દેવી અનસૂયાએ કહ્યું, કે–

**(અનસૂયા) સાખી.**

શાન્ત થાઓ સૂર સહુ તમો, ઝટ જાઓ શુભ નિજ સ્થાન;
પતિ સેવ્યાથી [1]પણ ગ્રહું છું, રાખશે સતિ મુજ માન.
કરો ગુણ ગાન, પ્રસન્ન થશે શ્રી ભગવાન. કરો

એ પ્રમાણે આશ્વાસન દઇ દેવી અનસૂયાએ દેવોને વિદાય કર્યા. અને તુરતજ તેઓ, સતિ નર્મદા જ્યાં પોતાના પતિની સેવામાં તન્મય થઇ રહેલાં છે ત્યાં આવી તેમને મળ્યાં. સતિ નર્મદાએ દેવી અનસૂયાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કુશળતા પૂછી. કુશળ વર્તમાન થઇ રહ્યા પછી, દેવી અનસૂયાએ સતિ નર્મદાને બોધ કર્યો, કે હે સતિ આ મનુષ્ય જન્મમાં હંમેશાં પરોપકાર કરવાનું શાસ્ત્રકારોએ ફરમાવેલું છે. પોતાના સ્વાર્થનો ત્યાગ કરી જેમણે દુનિયાને માટે પ્રાણ આપ્યા છે, તેનું જીવ્યું સર્વદા સાર્થક વાળું ગણાય છે. તમે મહાન્ પતિપરાયણ અને દયાની વૃત્તિવાળાં હોવા છતાં સૂર્યને સખત આજ્ઞા કરેલી છે. તેને લીધે જુઓ તો ખરાં, કે કેટલો અનર્થ થવા પામ્યો છે. માણસ, પશુ, પક્ષી અને જીવજંતુ બલકે વનસ્પતિ સુદ્ધાંતની માઠી સ્થિતિ થવા પામી છે. યજ્ઞયાગાદિ ક્રિયાઓ તદન બંધ થઇ ગઇ છે. અને તેને લીધે દેવ માત્ર પણ ભયભિત દશામાં આવી રહેલા છે. આ એક તમારા પતિને માટે કરોડો પ્રાણીઓ હેરાન થાય છે, તેનો વિચાર કરો, અને સ્વાર્થ ત્યાગ કરી એકદમ સૂર્યને ઉદય થવાની આજ્ઞા આપવા હું તમને ઘણાજ માનથી તેમજ પ્રેમથી વિનવું છું.

આ પ્રમાણેનાં દેવી અનસૂયાનાં વચન સાંભળતાંજ સતિ નર્મદા ગળગળાં થઇ ગયાં. અને ગદ્ગદ કંઠે કહેવા લાગ્યાં, કે માતાજી આપનું કહેવું યથાર્થ છે, કિંતુ સૂર્યને ઉદય થવાની આજ્ઞા આપતાં તુરતજ મારા પ્રાણેશના પ્રાણ માંડવ્ય ઋષિના શ્રાપથી આ લોકનો ત્યાગ કરશે. એટલે મારે વૈધવ્ય સ્થિતિ ભોગવવી પડશે, વૈધવ્ય સ્થિતિને માટે હું કોઇ રીતે ડરતી નથી. તથાપી પતિસેવાનો ઉત્તમ લાભ જે દેવલોકમાં

[1] વચન.

પણ મળવો મુસ્કેલ છે, તે લાભનો ભોગ આપવા મારૂં અંતઃકણ બિલકુલ કબુલ કરતું નથી.

સતિ નર્મદાનાં વચનો સાંભળતાંજ તેમની પતિ પ્રત્યેની શુભ ભાવના અને સપ્રેમ ભક્તિ જોઇ દેવી અનસૂયા પ્રસન્ન થયાં. તેમણે હસતે મોઢે સતિ નર્મદાને ધીરજ આપી, અને તે સાથે વચન દીધું, કે તમે સૂર્યને ઉદય થવાની આજ્ઞા આપો અને તેના ઉદય થવાથી તમારા પતિના પ્રાણ જતા રહેશે, તો જરૂર હું તેમને સજીવન કરીશ. કેમકે તે સૂર્યોદય થવાથી કરોડો પ્રાણીઓ જ્યાં તમને આશીરવાદ આપશે. તેજ આશીરવાદના પૂણ્યના પ્રભાવે તમારા સ્વામી પુનઃ સજીવન થશે. તેની તમે જરા પણ ચિંતા કરો નહિ.

દેવી અનસૂયાએ આપેલો કોલ કદિ મિથ્યા થશેજ નહિ, એવો સતિ નર્મદાને પૂર્ણ વિશ્વાસ હતો, તેથી સૂર્યને આરાધી બોલ્યાં, કે–હે સાક્ષત્ સૂર્યનારણ પ્રભુ મારા પતિના મૃત્યુના ડરથી મેં તમને ઉદય થતાં અટકાવ્યા છે; પરંતુ તેને પરિણામે કરોડો પ્રાણીઓનો આંતરિક શ્રાપ મારા ઉપર વરસે છે, માટે હવે તેમની દયા લાવી તમને વિનવું છું, કે હવે તમારે ઉદય થઇ જગતને પ્રકાશિત કરવું.

આજ્ઞા થતાંજ સાક્ષાત્ સૂર્ય દેવતા સોળે કળા સહવર્તમાન ઉદય થયા; અને છમાસ સુધીનું અખંડ તિમિર દૂર કર્યું. તિમિર દૂર થતાંજ મનુષ્યના આનંદનો પાર ન રહ્યો. તેમને કંઠે આવેલા પ્રાણને શાન્તિ મળી. અનેક ઠેકાણે યજ્ઞયાગાદિ ક્રિયાઓ પૂર્વવત્ ચાલુ થઇ. અને આનંદ આનંદ છવાઇ રહ્યો. પશુઓ ગળામાંથી સાદો કરવા લાગ્યાં. અને પોતાનાં બચ્ચાં-ઓ તરફ વાત્સલ્યભાવથી ગેલ કરવા લાગ્યાં. પક્ષીઓ એક વૃક્ષથી બીજે વૃક્ષે જઇ બેસી આનંદથી કલરવ કરી સૃષ્ટિને આનંદ આપવા લાગ્યાં. જીવ જંતુ સર્વને અપરિચિત આનંદ થયો. વનસ્પાત લીલી કલાર જણાવા લાગી, દેવો પ્રસન્ન થયા, અને આખી દુનિયામાં લીલા લ્હેર પ્રવર્તિ રહી.

આ તરફ સૂર્ય ઉદય થતાંની સાથેજ સતિ નર્મદાના પ્રાણેશ કૌશિકના પ્રાણે તુરતજ આલોકનો ત્યાગ કર્યો; અને માંડવ્ય ઋષિનો શ્રાપ ફળિભૂત થયો. જ્યારે સૃષ્ટિ ઉપર સર્વદા અનહદ આનંદ પ્રવર્તી રહ્યો ત્યારે સતિ નર્મદાના દુઃખનો પાર રહ્યા નહી. માયાનું આવરણ કેવા પ્રકારનું છે

તે જુઓ. સતિ નર્મદાને દેવી અનસૂયાએ આપેલું વચન પણ તેમને વિસારે પડી ગયું, અને નર્મદા મૂર્છાગત થતાં તેમના પ્રાણ પણ આલોકનો ત્યાગ કરવા તૈયાર થયા. દેવી અનસૂયાએ મૂર્છા પામેલાં સતિ નર્મદાને પાણી છાંટી શુદ્ધિમાં આણ્યાં, કે તુરતજ એક નાના બાળકની માફક સતિ મહાન્ વિલાપથી રડવા અને કકળવા લાગ્યાં. આ જોઇ દેવી અનસૂયાએ બંને હાથ જોડી સર્વેશ્વરની દીન વચને સ્તુતિ કરી, કે–

( અનસૂયા ) ભૈરવી––

> પ્રભુ અરજ સ્વીકારો મારી, પ્રણમું દીન દાસી તમારી...પ્રભુ
> હતો પ્રજાપત ભક્ત તમારો, ઉગાર્યાં બાળ માંજારી,
> પ્રહલાદ કાજે સ્તંભે પ્રગટયા, નરસિંહ રૂપે પધારી રે. પ્રભુ.
> ગજને ગ્રાહથી છોડાવ્યો, પ્રિતમ પ્રીત અતિ ધારી,
> અજામેળ અધમ હતો પણ, આપે લીધો ઉગારી રે. પ્રભુ.
> ત્રેતામાં ત્રીકમજી તમે, રામ થયા અવતારી
> ગૌત્તમ શ્રાપે પત્થર થઇતી, તે તારી અહલ્યા નારી રે. પ્રભુ.
> સતિ પતીના પ્રાણ ગયાથી, વરસાવે [૧]દ્રગે વારી,
> દીનદાસીની અરજ સ્વીકારી, પ્રગટ થાઓ મોરારી રે. પ્રભુ.

આ પ્રમાણે સ્તુતિ કરી દેવી અનસૂયા વિષ્ણુ ભગવાન પ્રત્યે કહેવા લાગ્યાં, કે હે દયાળ હે વિભુ મારા પોતાના તેમજ આ રાંકડી બનેલી સતિ નર્મદાના પતિ સેવાના પૂર્ણ ભાવથી આપ, જો સહૃદય પ્રસન્ન થયા હો અને અમારા અંતઃકરણમાં પતિ પ્રત્યેની શુભભાવના પ્રદિપ્ત હોય તો હાલને હાલ કૃપાના સાગર, અમને દર્શન દઇ અમારાં દુઃખનું નિકંદન કરો. પતિપરાયણ દેવીની પ્રાર્થના સાંભળતાંજ સાક્ષાત્ નારાયણ પીતવસ્ત્ર ધારણ કરી શંખ ચક્ર ગદા પદ્મ સહવર્તમાન કૌશિકના શબ પાસે સતિ નર્મદા રૂદન કરી રહ્યાં છે ત્યાં પ્રગટ થયા. પ્રભુના હાજર થતાંની સાથેજ બંને સતિઓએ પ્રભુના ચરણમાં મુસ્તક ઝુકાવ્યાં.**અખંડ સૌભાગ્યવતીભવ**, આ પ્રમાણેના આશીર્વાદ નારાયણના મુખમાંથી નીકળી પડયા. પ્રભુએ પ્રસન્ન થઇ કૌશિકના શબ ઉપર પોતાનો કોમળ હસ્ત ફેરવ્યો, કે તુરતજ કૌશિક જેમ ભર ઉંઘમાંથી ઉઠી બેઠો થાય, તે પ્રમાણે બેઠો થયો. તેના શરીરનો અસાધ્ય વ્યાધિ પ્રભુના હસ્તસ્પર્શથી નાશ થયો. આ જોઇ સતિ નર્મદાના

---

૧. નેત્રે.

આનંદનો પાર ન રહ્યો. તેમણે બંને સજોડે સાક્ષાત્ નારાયણની મહાનુભાવથી પૂર્ણ પ્રાર્થના કરી. આ પ્રમાણે **જય જયકાર** વર્ત્તાવી નારાયણ અંતર્ધ્યાન થયા. દેવી અનસૂયાએ પણ આ સુખી જોડાને આનંદમાં રાચતું જોઇ પોતાને સ્થાને જવાની રજા લીધી. સતિ નર્મદાને આ દેવીથી છૂટાં પડવું બીલકુલ રૂચતું નહતું. તોપણ દેવીની પતિસેવામાં વિક્ષેપ ન નાંખવો, એ પોતાનું કર્ત્તવ્ય છે એમ સમજી નિરુપાયે દેવીને પ્રણામ કરી રજા આપી. નારાયણના સ્પર્શથી કૌશિકનો વ્યાધિ નાશ થયો એટલુંજ નહિ પણ કૌશિક તે અગાઉનો કૌશિકજ નહિ. તે મહાન્ સમર્થ, વિદ્વાન અને જ્ઞાની બન્યો. પતિ પત્ની પરમ આનંદ કરવા લાગ્યાં. સતિ નર્મદાની પતિ સેવાની યથાર્થ ભાવના પૂર્ણ થઇ. અહો ! આપણા ભારતવર્ષનાં સ્ત્રી રત્નોને હજારો વખત ધન્યવાદ આપીએ તે ઓછો છે. પતિ સેવાને માટે અથાગ દુઃખ વેઠયું તથાપિ પોતાની શુદ્ધ ભાવના જરા પણ નષ્ટ થવા દીધી નહિ. અરે સતિઓ તમારો પ્રતાપ અરે ! સૂર્ય ઉપર તો શું પણ આખા બ્રહ્માંડ ઉપર કેમ પ્રવર્તે નહિ ? આધુનિક સમયની બ્હેનોએ આ આખ્યાનનું ચિત્ર પોતાની આંખો આગળથી કદી પણ અળગું કરવું ન જોઇએ. અને સતિ નર્મદાની માફક ગમે તેટલાં કષ્ટ પડે તથાપિ પતિસેવાનો અલભ્ય લાભ ત્રિભુવનમાં પણ મળી શકતો નથી. એમ માનવું એજ એમનું પરમ કર્ત્તવ્ય છે. સતિ નર્મદાને આપણે સુખી થએલાં નિહાળ્યાં તેમને અંતઃકરણપૂર્વક આશીરવાદ અને ધન્યવાદ આપી, હવે માંડવ્ય ઋષિનું શું થયું, તે જોઇએ.

મહાત્મા માંડવ્ય ઋષિ શૂળી ઉપર વિંધાઇ ગયા. પોતાને થએલા અકાળ મૃત્યુથી તેમનો આત્મા યમદ્વાર પહોંચ્યો. યમદ્વારમાં આવતાંજ તેઓ યમરાજ ઉપર ક્રોધે ભરાયા, અને તેને કહેવા લાગ્યા, કે "હે અન્યાયી યમરાજ મેં કંઈ પણ **પાપ-કર્મ** કર્યું નથી, તથાપિ તેં મને શૂળીની સજા કરાવી અને મારે માટે અયોગ્ય એવા યમદ્વારે લાવી મૂક્યો તો તું પણ આ ગુન્હાનું ફળ લેતો જા. હું તને આ મહાન આસનને લાયક ગણતો નથી, અને તેથીજ તને શ્રાપ આપું છું, કે તારે તુરતજ મૃત્યુલોકમાં જન્મ લઇ દારિદ્રાવસ્થા ભોગવવી, ઋષિના તપોબળ આગળ યમરાજ નરમ પડી ગયા અને બંને હાથ જોડી ઋષિજીને કહેવા લાગ્યા, કે હે પ્રભો અપરાધ વિના કદિ પણ મારે હાથે સજા થતી નથી. તો કૃપા કરો અને જુઓ, કે આપનું કંઇ પાપકર્મ છે કે નહિ ? તુરતજ યમરાજે ચિત્રગુપ્તને ચોપડા લાવવાની આજ્ઞા કરી. ચોપડા આવતાંજ માંડવ્ય ઋષિનું પાનું ઉઘાડવામાં આવ્યું, તો માલુમ પડયું, કે ઋષિ ૩ વર્ષના હતા ત્યારે રમતમાં એક

તીડપક્ષીને તેમણે પકડયું હતું. તેને શૂળમાં પરોવી તરફડતું જોઈ રાજી થયા હતા. ઋષિએ વિચાર્યું, કે વાત તો ખરી છે. મારૂં નાનપણનું આ અસહ્ય પાપ છે. અને તેથી મને શિક્ષા કરવામાં આવી છે; પરંતુ અજ્ઞાન અવસ્થામાં થયેલા પાપની માફી મળવીજ જોઇએ. એમ વિચારી તેમણે યમરાજને કહ્યું. કે તમારી વાત ખરી છે, તથાપિ અજ્ઞાન અવસ્થામાં થએલું પાપ, તે પાપ કરનારને નજ લાગવું જોઇએ, પરંતુ તે તેના પાળકને મળવું જોઇએ ઉપર પ્રમાણેનો સુધારો તેમણે યમરાજના ચોપડામાં કરાવ્યો. યમરાજ ચરણમાં પડી કહેવા લાગ્યા, કે મેં મારી પોતાની ભૂલ સુધારી છે, તથાપિ હવે આપે મને દીધેલા શ્રાપનો અનુગ્રહ કરવો જોઈએ. ઋષિજીએ કહ્યું, કે હે યમરાજ મારો દીધેલો શ્રાપ કદિપણ મિથ્યા થઇ શકશે નહિજ, તો પણ હું એટલો અનુગ્રહ કરૂં છું, કે તમે તેજ અવસ્થામાં નારાયણ શ્રીકૃષ્ણ રુપે અવતરશે તેમના પરમ જ્ઞાની ભક્ત થશો, અને તેથી તમારી ઉજ્વળ કીર્તિ આખા જગતમાં ફેલાશે. વળી એજ દેહે તમે તમારા પૂર્વના આસને બિરાજશો. આ પ્રમાણે એકમેકનો તેઓએ નિકાલ કર્યો. એ શ્રાપિત થએલા યમરાજ તેજ મહાન ભક્ત દારિદ્રાવસ્થા ભોગવતા વિદૂર, જેમનો ઇતિહાસ મહાભારત નામે પુસ્તકમાં લખાએલો છે.

બન્ધુઓ, અને બ્હેનો, તમે જોયું, કે ગમે તેટલું પૂણ્યકર્મ કરીએ તથાપિ આ હાથે જે પાપકર્મ થયું હોયે તેની યોગ્ય શિક્ષા તો ભોગવવીજ પડે છે. તેમજ પુણ્યકર્મ સારૂં ફળ આપ્યા વિના રહેતું નથી. તો પછી કોઇનું ખુન કરીને, કે લાખો રૂપિયાની ચોરી કરીને ૨૦૦–૫૦૦ રૂપીયા ખરચી યજ્ઞયાગાદિ કરીએ તો આપણું પાપ મુક્ત થઇ શકશે ? નહિજ. માટે ઇશ્વર પરાયણ રહી પોતાના ધંધામાં છળકપટ કે દગલબાજી કરવી નહિ.

આ આખ્યાન વાંચી વિચારી દરેક બ્હેને તેને વર્તનમાં મૂકવું. તેમાંજ તેમનું કલ્યાણ છે. સ્ત્રીઓનું ખરૂં ભૂષણ તેમના વસ્ત્રાલંકારમાં નથી, પરંતુ પતિભક્તિમાંજ રહેલું છે. માટે કોઇ પણ બીજે રસ્તે નહિ દોરાતાં આ ઉત્તમ પ્રકારનું આખ્યાન વાંચી પોતાના ઉદ્ધાર માટે.

## મરાઠી સાખી.

અધમપણાથી અલગ રહીને, કરો નિજ પતિની સેવા;
સ્વામી વશ કરવા દોરા ધાગા, કરવાના છોડો હેવા,
રક્તપિત્તથી પીડાતા પતિને, સેવી સતિ સુખ પામી;
ભારત ભૂમિની ભામીનીઓએ, રહેવું પતિપદે શિરનામી.
કહે વજેશંકર સહાય કરશે વિશ્વંભર—કહે.

ॐ

॥ श्री कृष्ण शरणं मम ॥

# અનસૂયા.

કૈલાસમાં મહાદેવજી ધ્યાન ધરીને બેઠા હતા, તેવામાં તેમની પાસે સતિ પાર્વતી આવ્યાં અને ધ્યાન ધરીને બેઠાં પણ પોતાનું મન સ્થિર રાખી શક્યાં નહિ, ત્યારે ઉભાં થઇ બગીચામાં આમથી તેમ ફરવા લાગ્યાં. ફરી પાછાં આવ્યાં અને ધ્યાન ધરવા બેઠાં, પણ કોઇ રીતે તેમનું મન ધ્યાન ઉપર ચોંટયુંજ નહિ, તેથી

**પાર્વતી— આશાવરી તાલ ત્રિ. તાલ.**

પડે નહિ ચેન લગાર, મુજને–પડે.
ધ્યાન ધરૂં હું પતિનું પ્રીતે, અવનવા વિચારો આવે ચિત્તે
રોકું શી રીતે આ વાર. મુજને–પડે.
બાગ વિષે ફરવા ગઇ ભાવે, છતાં ન ત્યાં કાંઇ આનંદ આવે
સમજાયે નહિ સાર. મુજને–પડે.
ગણુવર્ગથી ગમ્મત નવ થાયે, નક્કી એમાં ભારજ જાયે (મારો)
ભવિષ્યે શું બનનાર. મુજને–પડે.
બ્રહ્મલોકે સાવિત્રી પાસ જાવું, ત્યાં મુજ મનનાં તાપ સમાવું
થશે જેહ થનાર. મુજને–પડે.

સતિ પાર્વતીના ચિત્તને કોઇ પણ રીતે ચેન નહિ પડવાથી બ્રહ્મલોકમાં સાવિત્રી પાસે આવવાનો વિચાર કર્યો. પણ મનમાં વિચાર આવ્યો, કે જે સ્ત્રી પોતાના પતિની રજા લીધા સિવાય ઘરમાંથી બહાર પગ મૂકે છે, તે સ્ત્રી સર્પના માથા પર પગ મૂકી જવા જેવું અઘટિત કાર્ય કરે છે, એમ સતિ પાર્વતી સમજતાં હતાં, પણ મનને કાબુમાં રાખી શક્યાં નહિ, જેથી વિમાન તૈયાર કરાવી તેમાં બેઠાં. વિમાનમાં બેઠા પછી લક્ષ્મીજી યાદ આવતાં બ્રહ્મલોકમાં જવું બંધ રાખી વૈકુંઠમાં પધાર્યાં. લક્ષ્મીએ પાર્વતીને પતિ વિના આવેલાં જોઇ, આશ્ચર્ય પામી પૂછયું.

**લક્ષ્મી**—પાર્વતી બેન આજે મારા ઉપર પૂર્ણ કૃપા કરી દર્શનનો લાભ આપ્યો; પણ કહો તો ખરાં, કે તમારા પતિ સિવાય તમે કોઇ

દહાડો બહાર નીકળતાં નથી, અને આજે એકલાં પધારી રંક બેનને દર્શનનો લાભ આપ્યો તેથી હું મારૂં અહોભાગ્ય સમજાું છું. વારૂ કહો મારા સરખું કંઇ કામકાજ?

**પાર્વતી**—લક્ષ્મી બેન તમે જાણો છો, કે હું કોઇ દિવસ પતિ સેવા છોડી ક્ષણ પણ બહાર નીકળતી નથી. પણ આજે તો કોણ જાણે મારૂં ચિત્ત બેચિત્ત જેવું થઇ ગયું, તેથી કૈલાસમાં કંઇ ગમ્યું નહિ, તેથી તમારી પાસે ગંમત કરવા સારૂ આવી છું.

**લક્ષ્મી**—વાહ! બેન વાહ! ઘણા આનંદની વાત, તમારા જેવાં પતિ પરાયણ સતિના હૃદયમંદિરમાં મારા જેવી રંક બેનને માટે રહેવાનું સ્થાન છે. એથી અત્યંત આનંદ માનું છું. પણ બેન, આપણે એકલપેટાં આનંદ કરવો એના કરતાં તમારી ઇચ્છા હોય તો બ્રહ્મલોકમાં સાવિત્રી બેન પાસે જઇએ.

**પાર્વતી**—બેન, હું ત્યાંજ જવા નીકળી હતી; પણ તમો યાદ આવતાં તમારી પાસે આવી. પરંતુ તમારી પણ સાવિત્રી બેન પાસે જવાની ઇચ્છા છે, તો હવે વગર વિલંબે ત્યાંજ જઇએ. એમ વિચારીબંને **બ્રહ્મ-લોકમાં** આવી પહોંચ્યાં. અનુચરદ્વારા સાવિત્રીને ખબર મળતાં હર્ષભેર તેઓ લક્ષ્મીજી અને પાર્વતીને લેવા આવ્યાં.

**સાવિત્રી**—પધારો, પધારો બેનો, આજે તમોએ મને મળવાની અવકાશ લીધી, એ ઘણી અજાયબ ભરેલી વાત છે.

**લક્ષ્મી**—સાવિત્રી બેન, હું વૈકુંઠમાં પતિ સેવામાં રોકાએલી હતી, તેવામાં આ પાર્વતી બેન આવ્યા, અને મને કહેવા લાગ્યાં, કે આજે મને કાંઇ જીવને ચેન પડયું નહિ, માટે તમારી પાસે ગંમત કરવા આવી છું.

**સાવિત્રી**—લક્ષ્મી બેન, પાર્વતી ગંમત કરવા નીકળે તેમાં કાંઇ આશ્ચર્ય નથી, પોતાને જોઇએ તેટલી ફુરસદ મળે એટલે બીજાને પણ તેવી ફુરસદ હશે એમ તે ધારેજ, શ્રીશંકરને રહેવાને પહેરવાને કે ખાવાને માટે કાંઇ જરૂર પડતી નથી, એટલે ઘરને સાફ સૂફ કરવું, લુગડાં વગેરેની સંભાળ લેવી, કે રસોઇ બનાવવી એવું તેવું કશું કામ તેમને નહિ, એટલે તો એમજ હોય.

સાવિત્રીનાં ઉપરનાં વાક્યોથી પાર્વતીને ઘણો ગુસ્સો ચઢયો, તેથી સાવિત્રી પ્રત્યે કહેવા લાગ્યાં.

**પાર્વતી**—સાવિત્રી બેન, ઘરનાં કામકાજ કરવા એતો દાસીનાં કર્તવ્ય છે. સ્ત્રીઓનું કર્મ અને ધર્મ માત્ર પતિ સેવાજ છે. માટે ખરૂં

પૂછાવો તો પતિ સેવામાં તો તમે બંને તો શું, પણ આખા બ્રહ્માંડમાં કોઇ મારી બરાબરી કરી શકે તેમ નથી.

**લક્ષ્મી**—પાર્વતી બેન, હું તમારી સાથે આવી તો મને પણ તેવી શા માટે ગણો છો? વધારે બોલવું, એ કાંઈ સારૂં નથી. હું જેવી પતિ સેવા કરૂં છું, તેવી પતિસેવામાં તો તમે બંને જરૂર પાછળ પડી જાઓ.

**સાવિત્રી**—બંને સાથે આવીને એક બીજા પ્રત્યે ઠીક વાદવિવાદ કરી રહ્યાં છો. થોડું મારૂં તો સાંભળો? હું બ્રહ્માજીની જે સેવા ઉઠાવું છું તેનો એક સહસ્રાંશ પણ તમે તમારા પતિની સેવા કરતાં નહિ હો.

આ પ્રમાણે ત્રણે જણ ગમ્મતને બદલે જ્યાં મમત પર ચઢયાં છે. ત્યાં ભગવાને નારદજીને મોકલ્યા તેમણે ત્યાં આવી પોતાની હાથમાંની વીણા અને કડતાલને જમીન ઉપર ગુસ્સાથી ફેંકી દીધાં અને બોલ્યા, કે

### રાગ કાલીંગડો—તાલ ત્રિતાલ.

માજી વર્ણન કર્યું નવ જાયે, આજે ખેદ મને ઘણો થાયે-માજી વર્ણન.
મતિ ગતિ કરે નવ મારી, બુદ્ધિ બહેર જણાય;
જાગતા અનલને હોલવવા કાજે, આજે મળીઆ આંયરે—માજી.
જાપ જપી રહી નીજ પતિનો, કરે ભાવે સેવાય; (દેખાડવા પુરતું)
બનાવ જોયો જોવાય ન એવો, વધુ મુખે શું ભણાયરે—માજી.

નારદની આવી સ્થિતિ જોઇ વાત્સલ્ય ભાવ વાળાં ત્રણે મહાદેવીઓ વૈર ભુલી ગયાં; અને તરતજ ઉભાં થઇને નારદ પાસે આવી પૂછવા લાગ્યાં.

**લક્ષ્મી**—વત્સ નારદ, ભાઈ તમને શું થાય છે? કેમ રુદન કરો છો?

**સાવિત્રી**—પુત્ર, તમે આવા યોગી પુરૂષને ક્લેષ સંભવે નહિ, છતાં આમ કેમ?

**નારદ**—માતાજી, મને મારો પોતાનો કાંઇ ખેદ નથી, પણ તમારા માટે મને ઘણોજ ખેદ થાય છે.

**પાર્વતિ**—અમારૂં એવું શું આચારણ છે, કે તમને આટલો બધો ખેદ થયો?

**નારદ**—માતા, ક્ષમા કરો. તમારૂં કર્મ ખેદ કરાવવા જેવું છે, એમ હું કહેતો નથી; પણ આજે હું મૃત્યુલોકમાંથી આવતો હતો, ત્યારે એક ઋષિના આશ્રમમાં સ્વરૂપા સ્ત્રી જોઈ. તેના ડાબા પગમાં મેં ત્રણ ઘાસનાં વણેલાં પૂતળાં જોયાં. તેને મેં તેમ કરવાનું કારણ પૂછયું, ત્યારે તે બોલી, કે મહાન પતિપરાયણ ગણાતી દેવીઓ-લક્ષ્મી, સાવિત્રી અને પાર્વતી છે

પરંતુ તે ત્રણે દેવીઓ મારી પતિસેવા આગળ તેમને હું તુચ્છ ગણું છું અને તેની નિશાની તરીકે તેમનાં પુતળાં મારા પગે બાંધી રાખું છું.

**લક્ષ્મી**—પગે પૂતળાં બાંધવાથી તેની પતિભક્તિની મહત્તા શી રીતે વધારે મનાય ?

**નારદ**—માતાજી, તમારી પતિસેવાની મહત્તા આગળ તેની મહત્તા ઓછી હશે. પણ તેને પોતાનું ગુમાન હોવાથી તે તેમ કરે છે.

આ સાંભળી ત્રણે વિચારમાં પડયાં. પોતાના અંદર-અંદરના વૈરને તિલાંજલી આપી અને આ નવીન ગુમાની સ્ત્રીને હલકી પાડી પોતાનું સર્વોપરિપણું કબુલ રખાવવા શું કરવું, તેનો ઇલાજ ત્રણે જણ નારદને પૂછવા લાગ્યાં, કે ભાઇ નારદ, હવે એ અધમનું શું કરવું.

**નારદ**—માતાજી, તમે જેને હલકી પાડવા વિચાર કરો છો, તે સ્ત્રી કાંઈ જેવી તેવી નથી. તે છાયામાંથી ઉત્પન્ન થયેલા કર્દમ ઋષિને સ્વાયંભુ મનુની પુત્રી દેવહુતીથી થયેલી એ કન્યા છે અને કપિલ દેવની તે બેન છે.

ઋષિમંડળમાં માન પામેલા અત્રિઋષિની તે અર્ધાંગના અનસૂયા નામે છે. જો કે તે જંગલમાં માત્ર એક પર્ણકુટીમાં વસે છે. પહેરવાને શોભાયમાન વસ્ત્રો નથી. ખાવાને માટે માત્ર વનફળ છે. છતાં તેમનો પતિભક્તિ ઉપરનો પ્રેમ ઉભરાઇ ગયેલો હું જાણું છું. એટલુંજ નહિ પણ તેમને ત્યાં કોઇ અતિથિ જઇ ચઢે તો તેનો ઘણો સત્કાર કરે છે, કોઇ અતિથિ ત્યાંથી નિરાશ થઇ પાછો આવતો નથી, બીજું એ ગુમાન પણ તેને છે, માટે તમારા પતિઓ જો તેના અતિથિ થઇને જાય અને એવી કોઇ જબરજસ્ત માગણી કરે, કે તરત તેનું ગુમાન ઉતરી જાય એ સિવાય મને બીજો રસ્તો જડતો નથી.

**લક્ષ્મી**—તેને ત્યાં અતિથિ થઇને જાય, અને ભિક્ષા માગે તેથી અમારૂં વેર શી રીતે વળે ?

**નારદ**—માજી, ત્રણે દેવો સંન્યાસીના રૂપે અત્રિઋષિના આશ્રમે જાય. ત્યાં ભિક્ષા માગે અને ભિક્ષા લેતાં અનસૂયા નવસ્ત્રાં ભિક્ષા આપે એટલી માગણી કરે. એ માગણી અનસૂયા કબુલ રાખે, કે તરતજ તમારી જીત થઇ, એ નક્કી જાણજો. પતિપરાયણ સતિ તો તેજ કહેવાય, કે જેના શરીરનો કોઇ પણ અવયવ પરપુરુષની દષ્ટિએ પડે નહિ. પરંતુ અનસૂયા ભિક્ષા આપતાં નવસ્ત્રાં થશે, એટલે તે પતિપરાયણ કદી કહેવાશે નહિ.

આમ જો થશે તો જરૂર તમારી જીત થઇ સમજો. એમાં કાંઇ તમને નુકસાન થતું નથી.

ઉપર પ્રમાણેના નારદજીના શબ્દો સાંભળી, ત્રણે મહા દેવીઓ ખુશી થયાં, અને એક બીજાએ પોતાના પતિને ત્યાં મોકલવા માટે આકરા સોગન લઈ, સાવિત્રી પાસેથી રજા માગી, તે વખતે નારદજી પણ પોતાની ધારેલી ધારણા સફળ થવાથી, ખુશી થતા થતા રજા લઇ ચાલતા થયા. બધાંના ગયા પછી બ્રહ્મા ઊમા રમાને મળવા આવ્યા ને જોયું તો, સાવિત્રી સિવાય કોઇને દીઠાં નહિ. તેથી તેમણે પૂછ્યું, કે દેવી અહીં આવેલાં દેવીઓ ગયાં કે ? સાવિત્રીને આ પ્રમાણે પૂછ્યું, છતાં જવાબ આપ્યો નહીં, તેથી બ્રહ્મા કહેવા લાગ્યા.

**બ્રહ્મા— કહેવું શું હવે તમને કાના. ના જેવો.**

મન મુંઝાયાં દેવી તમારે, ઊમા રમા આવ્યા અત્યારેરે. મન.
ગયાં બેહુએ અહીંથી ક્યારે, તકરાર થઇ શું તમને આવારે;
મુખાકૃતિ કરમાઈ બહુ ભારે, બનિ બીના સાંભળવિ મારેરે. મન.
શુદ્ધ પતીવ્રત ધર્મ તમારો, અપરાધ કર્યો નથી મેં તો તમારો;
રીસાવું એતો અધમનો ધારો, કાંઇ મનમાં તમે વિચારોરે. મન.

જો તમારે તેમના સાથે તકરાર થઇ હોય તો મને કહો. અથવા બીજું કાંઈ કારણ બન્યું હોય તે પણ કહો.

**સાવિત્રી**—તકરાર કાંઇ થઇ નથી. પણ કારણ તો એવું છે, કે અત્રી ઋષિની પત્નિએ અમારા નામના ઘાસના વણેલાં પૂતળાં બાંધ્યાં છે. તે એવી ઊદ્ધત નીકળશે એવું તમોએ મને પ્રથમથી સમજાવ્યું હોત, તો હું એનો જન્મ થતાંજ અટકાવત.

**બ્રહ્મા**—અરે દેવી, અનસૂયાને એવી અધમ કહેનાર કોણ ? " કે જેણે તમારા નામનાં ઘાસનાં પુતળાં પગે બાંધ્યાં છે. એવું જૂઠું બોલી ઠગનારનું નામ તો દો. તો હું સાચી વાત માનું, કે કોઈ આબરૂદાર માણસે વાત કરી છે.

**સાવિત્રી**—નાથ તમે નથી જાણતા ? આપણો વ્હાલો પુત્ર નારદ.

**બ્રહ્મા**—જે વાત નારદ કહે તે વાતમાં ખામી આવેજ નહી. વારૂ તમોને શું કહીને ગયો છે ?

સાવિત્રીએ બનેલી બધી હકીકત જણાવી અને હકીકતનું પરિણામ એ આવ્યું, કે બ્રહ્માને અનસૂયા પાસે ભિક્ષા માગવા જવાની ફરજ પડી.

સાવિત્રીની પાસેથી તમામ હકીકત જાણીને બ્રહ્માએ સાધુવેશે અત્રી ઋષિના આશ્રમ તરફ આવવા પ્રયાણ કર્યું.

બ્રહ્મલોકમાંથી લક્ષ્મી વૈકુંઠમાં આવ્યાં, કે તુરત વિષ્ણું ભગવાને પૂછ્યું દેવી ક્યાં સીધાવ્યાં હતાં ?

**લક્ષ્મી— વાહરે લાલા મોહન બંસીવાલા. ના જેવો.**

જાઓ વ્હાલા, બનાવો નહી ઠાલા, લાલા લટકાળારે;
આજે જાણ્યા તમારા મેં તો ચાળા, મોરલીવાળા કપટી કાન કાળા.
ભમાવી સીધું બાળા, વિશ્વાસઘાતવાળા;
ગોપાળા, છોગાળા, ગોવાળા, મેં ભાળ્યા. જાઓ.

**વિષ્ણું**—જેવા કહો તેવા અમે તમારે મને બીજું શું કહેવું છે ?

**લક્ષ્મી**—પ્રભો મને ખેદ એટલોજ થાય છે, કે જેમ બ્રહ્માએ ઊત્પત્તિનું કાર્ય રાખ્યું, અને મહાદેવજીએ સંહાર કરવાનું કામ લીધું, પણ તમે તો વિશ્વંભર નામ ધારણ કરી બધા પ્રાણી માત્ર ઊપર સરખીજ દયા દર્શાવો છો, એમાં કોઇ પાપી હોય તેને પણ પાળો છો. પાળવા કરતાં સંહાર કરવાનું કામ હાથ રાખ્યું હોત તો શું ખોટું હતું ? મોઢેથી મીઠું મીઠું બોલો છો અને ઊપરનું વહાલ જણાવો છો, તે આજેજ મારા જાણવામાં આવ્યું.

**વિષ્ણું**—દેવી પાલન કરવું એ તો ઘણી દયા હોય ત્યારેજ બની શકે છે, પણ તમો જે દુષ્ટ પ્રાણી બતાવો છો તેમાં કોઇ મનુષ્ય છે, કે પશુ ?

**લક્ષ્મી**—પ્રાણેશ. પશુ તે અનીતિનું આચરણ રાખે ખરૂં ? અનીતિ તો અત્રી ઋષિની પત્નીએ કરી છે અને તે એવી, કે અમારા નામનાં ઘાસનાં પુતળાં પગે બાંધ્યાં છે.

**વિષ્ણું**—અહો કોણ અનસૂયાએ ? એતો મહાન પતિ પરાયણ સતિ છે. તેમને માટે જે કાંઇ કહેશો, તેથી દોષને પાત્ર બનશો. તે તો મહાન પવિત્ર છે.

**લક્ષ્મી**—જાણ્યું જાણ્યું નાથ, એવી એવી વાતો કરી મારી વાતને વાયરે ઊડાવવા ધારો છો કે શું.

**વિષ્ણુ**—નહિ, નહિ દેવી, એમ બનેજ નહિ. પણ મને કહો તો ખરાં, કે કોણ આબરૂદાર માણસ તમને વાત કરી ગયો છે. એનું નામ તો દો.

**લક્ષ્મી**—શું તમે એને નથી જાણતા. અમારા દુઃખે દુઃખી થનાર આંખમાંથી આંસુ પાડી રૂદન કરનાર, સાદો, પવિત્ર, ભોળો, ભાવિક, ડાહ્યો ડમરો, શાણો.

**વિષ્ણુ**—હવે એવાં વિશેષણો લગાડવાં જવા દો, અને જલદી નામ કહી દોને, કે અમુક માણસ.

**લક્ષ્મી**—આપણો પ્યારો પુત્ર નારદ.

**વિષ્ણુ**—અહાહાહા! ઠીક શોધી કાઢ્યો છે. જેનું નામ નારદ. એની વાત કરેલી ક્યાંથી રદ જાય. એણે જે કામ કર્યું હશે તે કામ ચોક્સ કરીને ગયો હશે, જરૂર પાકુંજ રેણુ કર્યું હશે, અરે આપણા ઘરમાં પણ એ ફાવી ગયો. વારૂ હવે તમારે તેનું શું કરવું છે?

**લક્ષ્મી**—નાથ, કહેવાનું માત્ર એટલુંજ, કે સાધુવેશે અત્રિના આશ્રમે જઈ અનસૂયા પાસે ભિક્ષા માગો, અને તે નવસ્ત્રાં ભિક્ષા આપે એટલે મને કાંઈ તકરાર નથી.

લક્ષ્મીના ઉપરના વચનને માન આપી વિષ્ણું અનસૂયા પાસે ભિક્ષા માગવા જવા તૈયાર થયા.

સાવિત્રી અને લક્ષ્મી એ બંનેનું રીસાવું કામ લાગ્યું, કેમકે બ્રહ્મા અને વિષ્ણું એ બંને સત્વગુણી એટલે તેમાં કાંઇ વાંધો નડયો નહિ; પરંતુ શંકર તો તમોગુણી એટલે પાર્વતીજીને રીસાએ પતે તેમ નહતું. તે તો માત્ર ઉદાસ ચહેરે બેઠેલાં હતાં ત્યારે મહાદેવજીએ પૂછ્યું, દેવી કોઇ દિવસ નહિ અને આજે તમારા મુખ ઉપર હું આટલી બધી ઉદાસી કેમ જોઉં છું.

**પાર્વતી**—સ્વામિનાથ, આપને મારે એક પ્રાર્થના કરવાની છે, તે એ કે આપ અત્રિ ઋષિનાં પત્ની અનસૂયા પાસે સાધુવેશે ભિક્ષા માગવા જાઓ. અને તે ભિક્ષા પણ તેઓ નવસ્ત્રાં થઇને આપે એવી માગણી કરો, કેમકે તે પોતાને અમારા કરતાંપતિપરાયણ રહી ધર્મ પાળવામાં વધારે ઉત્તમ છું એમ સમજી અમને હલકાં પાડવા માટે સાવિત્રી, લક્ષ્મી અને મારા નામનાં ત્રણ ઘાસનાં પૂતળાં પોતાને ડાબે પગે બાંધી અતિશય ગુમાન રાખે છે.

પાર્વતીજીનાં અતિ નમ્ર વાક્યો સાંભળી મહાદેવજી પ્રસન્ન થયા, અને આટલી નાની સરખી પાર્વતીજીની માગણી સ્વીકારવી તે તેમને ઉચિત લાગી અને અનસૂયાના આશ્રમ પ્રત્યે સાધુવેશે ભિક્ષા માગવા જવા તૈયાર થયા.

વિષ્ણુ પરમાત્માએ સતિ અનસૂયાના પતિપરાયણ ધર્મની કસોટી કરવા માંડી. અત્રિ ઋષિના આશ્રમની આજુબાજુ એવી કૃતિ કરી દીધી, કે જાણે મહાન દુકાળ પડયો હોય તેમ તળાવ, નદીઓ, કૂવા વગેરે જળાશયોનું પાણી શોષી લીધું. ઋષિજીની ઝુંપડીમાં કમંડળમાં જે જળ હતું તેની પણ એ સ્થિતિ કરી, એવામાં મુનિ ધ્યાનમાંથી જાગૃત થયા, અને ધ્યાનમાંથી જાગૃત થતાં અનસૂયા પાસે પાણી માગ્યું

અનસૂયા કમંડળમાં જુએ છે, તો તેમાં પાણી બીલકુલ મળે નહિ, તેથી પાસે વહેતી નદીમાં કમંડળ લઇ જળ ભરવા ગયાં, તો નદીનું પાણી તદ્દન સુકાઇ ગયેલું અને તેમાં માત્રજ રેતી જોવામાં આવી આગળ પાછળનાં તમામ જળાશયો-તળાવ-કુવા વગેરેમાં ફરી વળ્યાં, પણ પાણીનું ટીંપુ સરખું પ્રાપ્ત થયું નહિ. સતિ નિરાશ થયાં અને હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યાં. પાણી વિના પાછાં જાય તો પતિની આજ્ઞાનો ભંગ થાય તે સતિ સાંખી શક્યાં નહિ, તેથી ગંગાજીની પ્રાર્થના કરવા લાગ્યાં, કે

**मालिनिव्रत.**

**अहींरीपू पति कान्ता, तात संबद्ध कान्ता ।**
**हरतनयनिहन्त्रु, प्राणदात्रुध्वजस्य ॥**
**सखा सुत सुत कान्ता, तात संपुज्य कान्ता ।**
**पित्रु शीर सिपतंति, जान्हवी सः पुनातू ॥**

અહીં એટલે, સર્પ-ના, રીપુ-શત્રુ, ગરૂડ, ગરૂડના પતિ વિષ્ણુ-વિષ્ણુની પત્ની લક્ષ્મી, લક્ષ્મીના પીતા સમુદ્ર, તેને બાંધનાર, શ્રીરામચંદ્રજી તેમની પત્નીનું હરણ કરનાર રાવણ, રાવણના પુત્ર મેઘનાદને હણનાર લક્ષ્મણજી, ને મુર્છા-માંથી બચાવનાર હનૂમાન, જેની ધ્વજામાં છે. એવા અર્જુન, ના સખા શ્રીકૃષ્ણ, તેમના પુત્ર પ્રધુમન, ને પ્રધુમનનો પુત્ર અનિરૂદ્ધની પત્ની ઓખા-બાઇ, ઓખાના પીતા બાણાસુર જેને ભજે છે તે મહાદેવજી, નાં પત્ની પાર્વતી, પાર્વતીના પીતા હિમાચળના મુસ્તકમાંથી વહી રહેલાં ગંગા તમે મારૂં રક્ષણ કરો અને મને જોઇએ એટલું જળ આપો.

**રાગ માઢ તથા ગઝલ.**

આજે આવી ઉગારજે, મારી વહાલી ગંગે માત;
વહેલી વહેલી કર વાહરરે,...... મારી.
પતિતપાવની નામ તમારૂં, જગવંદનીય છો માત;
પાપો પ્રજાળી ઇચ્છા પુરે, ભક્તોની સાક્ષાતરે....... મારી.
સંકટ વેળા સહુના મનના, આવી પુરો કોડ;
તો તમ પુત્રી પર મહેર કરો, મા નથી કરી મેં તો હોડરે.... મારી.

આ પ્રમાણે પ્રાર્થના કરતાં કરતાં સતિ આગળ વધતાં જાય છે. સતિની પ્રાર્થનાથી ગંગાજી પ્રસન્ન થયાં, અને સ્ત્રી રૂપે પ્રગટ થઇ સતિ અનસૂયાને ઊભાં રાખવા કહે છે. સતિનું ચિત્ત માત્ર ગંગાજીની પ્રાર્થનામાં અને પતિની આજ્ઞામાં રોકાયેલું હોવાથી સ્ત્રીરૂપે આવેલાં અને પાછળ સાદ પાડતાં ગંગાજીને કોઇ ઋષિપત્ની મને નકામી ખોટી કરવા સાદ પાડે છે એમ સમજી

કંઇ પણ ધ્યાનમાં લેતાં નથી, માત્ર એટલોજ જવાબ આપ્યો, કે હમણાં મારાથી તમારી સાથે વાત કરી શકાય તેમ નથી. હું પાણી ભરવા માટે જાઉં છું માટે મને રોકો નહિ, સ્ત્રીરૂપે પ્રગટ થયેલાં ગંગાજીએ જવાબ આપ્યો, કે બેન આ ઠેકાણે બધે દુકાળ પડેલો છે એટલે તમે ગમે ત્યાં ધસમસ્યાં દોડો છો પણ પાણી મળવાનું નથી. આ વાક્યો સાંભળતાંજ સતિ નિરાશ થયાં અને બેભાન થઇ જમીનપર પડયાં.

અહા ! માતા અનસૂયાને પતિ પ્રત્યે કેવો પ્રેમ? કે ખુદ ગંગા પ્રગટ થયાં છતાં, તેમનો અનાદર કરી, આગળ વધતા હતા. પણ પતિત-પાવની ગંગાજીના શબ્દો સાંભળી, સતી જળ નહી મળે એમ સમજી ભૂમીપર પડી ગયાં. આવી સતિઓ આધુનિક સમયમાં (ઘેર ઘેર જોવામાં આવે છે.) કેવી, કે પતિ સવારમાં ઊઠી મીલમાં નોકરી કરવા જાય. તે આખો દિવસ મ્હેનત કરી થાકેલો સાયંકાળે ઘેર આવે, અને ક્ષુધા લાગવાથી ઊતાવળો, ઊતાવળો ભોજન કરવા બેશી જાય પણ પોતાની ભૂલ્ય માત્ર એટલીજ થઇ હોય, કે પાણીનો લોટો ભરી શકાઓ ન હોય, અને ચાર પાંચ ગ્રાસ (કવળ) જમ્યા પછી, પાણી પીવાની આતસ થાય તેથી મહાદેવી પાસે જળનો લોટો માગે, કે અલ્યા જરા સાંભળો છો કે? ભવિષ્યકાળની વાત રાખી બોલે. ત્યાં તો દેવી છણકો કરે. કેમ શું છે? એટલોજ છણકો સાંભળી, બીચારો ઠંડા બરફ જેવો થઇ જાય.

પરંતુ લાચાર બનીને બોલવું તો પડેજ. જેથી પતી કહેશે, કે મને જરા પાણીનો લોટો ભરી આપશો, કે ભરી આપો એવી ફરજ તો પાડી શકાયજ કેમ. એટલામાં તો, દેવીના મુખમાંથી અમૃત ધારાઓ શરૂ થાય. શું તમારા હાથ ભાંગી ગયા છે. તમારાથી પાણી પણ ભરીને બેશા શકાતું નથી. બળ્યો અમારો અવતાર, કે તમારા જેવા અભાગી પતીને પનારે પડી કાંઇ પણ સુખ પામીજ નહી. તમારે માટે અમારે દળવું પડે, રસોઇ કરવી પડે, પાણી ભરવું પડે, વાસણો માંજવા પડે, ઘરમાંથી કચરો કાઢવો પડે, એવાં ઘણાએ કામ અમારે કરવાં પડે છે! અને તમારી તો એવી કોમળ તબીયત, કે ખાવા બેસતી વખતે પાણી પણ ભરી શકાય નહી. અહોહોહો ? શો મીજાજ આવી ગયો છેને.

જે સ્ત્રીઓ ઉપર કહ્યા પ્રમાણે પતીનું અપમાન કરે છે. તેઓ શું નથી જાણતી, કે અમારા માટે અમારો ધણી, જહાનના જોખમે મહેનત મજુરી કરી, કોઇની ખુશામત કરે છે. અને માથા ઉપર બોજા ઉઠાવે છે, એવી રીતે નોકરીઓ કરે. અથવા વ્યાપાર કરી આપણાં ઉદરો ભરે,

છતાં અધમ અબળાઓ પતીનું અપમાન કરી, કટુ શબ્દો ઉચરે તે સ્ત્રીઓ પોતાના અંગ પર જેટલા વાળ ઉગેલા છે, એટલા વર્ષો સુધી રૌ. રૌ નર્કની અધિકારી બને છે. એવી અધમતા છોડી દઇ પતિ આજ્ઞા માનવી.

સતીના સતીત્વ ભાવથી ગંગાજીએ પાસે આવી ઓળખાણ આપી, કે પુત્રી અનસૂયા તું કોઈ વાતે ગભરાઈશ નહી, ચાલ હું તને જોઇએ એટલું જળ આપું, ગંગાના શબ્દોથી સતિ સત્વર જાન્હવિને સાથે લઇ આવ્યાં અને આશ્રમ પાસે પ્રગટ થવાનું કહ્યું. તેની સાથે જ પતીત પાવની ગંગા પ્રગટયાં, પ્રગટ થયા પછી અનસૂયાએ જળનું કમંડલું, ભર્યું, સતીના હાથનો જળને સ્પર્ષ થતાંમાંજ ગંગા, ધનશ્યામ હતાં તે ઉજ્જવળ બની ગયાં. તેથી સતીને શંકા ઉત્પન્ન થતાં પુછ્યું. માજી મેં આપને પ્રથમ કાળાં જોયાં હતાં ને મારો હાથ અડયા પછી સફેત જોઉં છું એનું કારણ શું.

ગંગા—પુત્રી મારૂં નામ પતીત પાવની છે, તો જે પાપી માણસો આવે છે તેનું પાપ ગ્રહણ કરી લેવાથી હું કાળી દેખાતી હતી, પરંતુ આજે તારા જેવી પતી પરાયણ સતીના હાથનો સ્પર્ષ થતાં, તે પાપો બળીને ભષ્મ થઇ જવાથી તું મને ઉજવળ જોઇ શકે છે.

ગંગા જેવાં પવિત્રને, પવિત્ર કરનાર. પતિભક્તિવાળી બ્હેનો પવિત્ર બનાવી શકે છે. સતિ પોતાના પતિ પાસે જળ લઇ આવ્યાં, કે તુર્તજ ઋષિએ મુખ પ્રક્ષાલન કર્યું. ત્યારબાદ અનસૂયા આજુબાજુથી, પાકાં વનફળો લાવી પતિને ભોજન માટે પીરસ્યાં. તે જમી રહ્યાં બાદ સતિ જમવા બેઠાં.

સતિએ પોતાના પતિ પહેલાં કેમ જમી લીધું નહીં!

હમેશાં દરેક બ્હેનોને, પતિ એ પ્રભુ છે. તો પતિને જમાડયા સીવાય જમવુંજ નહીં જોઇએ. પરંતુ અમારાં બ્હેનોને આધુનિક સમયમાં એવો નિયમ છે, કે પતિ ભલે નોકરી ઊપર ગયો હોય, અથવા દુકાને ગયો હોય, તેથી પતિને આવતાં થોડી વાર થઈ હોય તો **દેવી કહેશે**, કે મુવો મારો રડયો ક્યાંઈ જઇને ચોટયો હશે. મને તો લાય લાગી છે તે હોલાવવા દે. એ જ્યારે ઘેર ટળશે ત્યારે ખાશે. આજકાલ પતિસેવા એવા ભાવથી થાય છે, એવો ભાવ રાખનાર સ્ત્રી આ જન્મમાં અનેક દુઃખો ભોગવી મર્ણુ પછી બીજા જન્મે લગ્ન થયું, કે તુર્તજ વિધવા થાય છે.

અનસૂયા માતાનું અનુકરણુ કરી જે બ્હેનો પતિસેવા કરશે તે, આ સંસારાબ્ધી સહજમાં તરશે. પતિને જમાડીને સતિ, પર્ણુકુટીમાં કામકાજે વળગ્યાં; કે સાત્વિકઋષિ ધ્યાનમાં બેઠા. તેવામાં ત્રણે દેવોએ એક સાથે આવી અવાજ કર્યો.

## દાસપરે દયા લાવોરે—ના જેવો.

આપો ભીક્ષા ભાવેરે, માત અનસૂયા—આપો.
આવ્યા આશ્રમ તમારે, સુણી કીરતી ઋષિની ભારે;
હવે કરો નહીં ક્ષણ પણ વારેરે. માત.
ત્રણ દીનથી છીએ ગભરાઆ. ભૂખના દુઃખે સુકાઇ કાયા;
શ્રદ્ધાળુ તમ સમ નહીં જાયારે. માત.

ત્રણે દેવોએ આવીને એકી અવાજે ઉચ્ચાર કર્યો. તેની સાથે અનસૂયા માતાએ પર્ણકુટીમાં રાખેલાં પરીપકવ ફળો, પોતાના ખોબામાં લાવી, ત્રણેને આપવા માંડયા, ત્યારે તે વખતે એક દેવે કહ્યું, કે—

દેવો— દોહરા.

માત અનસૂયાદેવી, આપો ભીક્ષા આ કેવી;
નગ્ન તને છે લેવી, ખુશી હોય તો દેવી.
નહીતો ના કહી દેવી, કહો ઇચ્છા હોય જેવી;
આવ્યા સદ્‌ગુરૂ સેવી, આજ્ઞા છે અમને એવી. (ગુરૂનિ)

માજી અમે ત્રણે એક ગુરૂના શિષ્યો છીએ. અમારે પ્રાણાંન્ત સુધી એવો નિશ્ચય છે, કે દીવસમાં એકજ ઘેર ભીક્ષા માગવી. અને ભીક્ષા આપનાર પુરૂષ અથવા સ્ત્રી હોય, તે નગ્ન તને ભીક્ષા આપે, તો અમારે લેવી જો તમારી ઇચ્છા હોય તો આપો નહી તો ના કહીદો અમો ત્રણેને આજે ત્રણ દીવસના ઉપવાસ થયા છે, વળી વિશેષમાં આજે તમે ના કહેશો તો ચોથા દીવસનો ઉપવાસ કરી લેશું.

ત્રણે દેવો નિચી દ્રષ્ટી રાખી ઉભા રહીને ઉપર પ્રમાણે શબ્દો કહેતા હતા. તેથી અનસૂયા વિચારમાં પડી ગયાં, કે મને પોતાના સુખે મા કહે છે અને માગણી કેવી અયોગ્ય કરે છે. ભીક્ષા આપવી, કે કેમ. એવો મનમાં વીચાર આવતાં પર્ણકુટીમાં જઇ ઉદાસ થઇ ગયેલાં અનસૂયા મન સાથે કહેવા લાગ્યા, કે—આ આવી પડેલું વિપત્તિરૂપ વાદળ મારા ઉપરથી કોણ દુર કરશે. કોને પુછવા જઇશ તો મને જવાબ મળશે, ઇત્યાદી વીચારો કરતાં હતાં. ત્યાં પોતાને યાદ આવ્યું, કે હમેશાં સ્ત્રીઓને પતિ, એ પ્રભુ છે, તો આવેલું સંકટ દુર કરવા માટે મારા સ્વામી પ્રત્યેજ પ્રાર્થના કરવાથી જરૂર તેમાંથી મુક્ત થવાશે. એમ વિચારી, સ્વસ્વામી પાસે આવીને પુર્ણભાવે સ્તવ્યા. તેથી ઋષિએ સ્પષ્ટ સમજાવ્યું, કે સતી સતપાત્રે દાન કરવાને માટે ભુલશો નહી. આ આવેલા ત્રણે અતિથી, કોઇ સાધારણ વ્યક્તિ

નથી, પણ સૃષ્ટીના નિયંતા ત્રણ દેવ છે, તમારા સતિત્વનિ કસોટી કરવા આવ્યા છે, માટે માગે તેવી રીતે ભીક્ષા આપો. ઉપર પ્રમાણે પતિથી હકીકત જાણી સતિ સત્વર બહાર આવ્યાં. અને ત્રણે દેવોને આસન આપી કહ્યું, કે આપ બીરાજો, હાલજ હું ભીક્ષા આપી તમારી ક્ષુધા નિવારણ કરૂંછું.

એવું કહીને માતા અંદર આવ્યાં. અને પ્રેમભાવથી ધ્યાનસ્થ પતિનું પુજન કર્યું. પુજન કરી, ફરી ત્રણે દેવો સ્હામે આવ્યાં. ને વિચાર્યું, કે સાત, કે આઠ માસના બાળક પાસે માતા ગમે એવી સ્થીતિમાં ઉભી રહે, તો, તે, બાળકને વિકાર થતો નથી, એમ સમજી ત્રણે દેવોને સત્યતાના અમાપ, માપ, ને માપવા, આવેલા જગ બાપને, કહેવા લાગ્યાં.

### રાગ–જાગો જનુનિ જાયારે૰ ના જેવો.

માતા કહીને માગીરે, તમે ભીક્ષા મારી પાસ;<br>
ત્રણે દેખાવો ત્યાગીરે.......................તમે.<br>
સત્ય પ્રતાપ છે કેવો, જરૂર જાણવા જેવો;<br>
તે તમને બતાવી દેવોરે.......................તમે.<br>
પતિ ચર્ણોદક પીધું, બીજું અંજળી જળ લીધું;<br>
દેવોપર છાંટી દીધુંરે.......................તમે.<br>
બાળ બનાવી માતા, મનમાં બહુએ હરખાતાં;<br>
શ્રી હરીએ કરી મુજ શાતારે.................તમે.

અનસૂયા માતાએ જળની અંજળી છાંટી, ત્રણેને છ. છ. માસના બાળક બનાવી દીધા. જો કે ત્રણે દેવો અનસૂયાને નગ્ન કરવા આવ્યા હતા. પરંતુ ન્યાય એવો છે, કે

### દોહાર.

જેવું ઇચ્છે અવરનું, એવું આપનુ થાય;<br>
નહી માનોતો કરી જુવો, જેથી તુર્ત જણાય.

બીજાને માટે ખાડો ખોદ્યો હોય તો, તે ખાડામાં આપણે પોતેજ પડવું પડે છે. તેમજ આ ત્રણે દેવોની સ્થીતિ થઇ, કે પોતેજ નગ્ન થઇ પડયા તે ત્રણે બાળકોને તેડી લઇ, માતા પર્ણકુટીમાં આવ્યાં, અને વસ્ત્રો દુર કરી પાકાં ફળો ભીક્ષા માટે મુખ આગળ ધર્યાં. પણ ત્રણમાંથી એકે દેવે ફળ ખાધું નહી, કારણ કે છ માસનું બાળક સ્તનપાન સિવાય એટલે કે ધાવ્યા સીવાય કાંઇ પણ ખાઇ શકેજ નહી. ત્યારે હવે શું કરવું. ભીક્ષા ક્યાંથી આપવી. મારે તો પ્રજા છે નહી. ઇત્યાદી વીચારો કરતાં કરતાં

થાકી ગયાં, બાળકોની ક્ષુધાનું દુઃખ તેઓ સહન કરી શક્યાં નહિ, ત્યારે આર્ત નાદથી પ્રભુની પ્રાર્થના કરી, કે હે પ્રભો, મેં મારૂં પતિવ્રત પણું બરાબર પાળ્યું હોય તો આજ ક્ષણે મારા સ્તનમાંથી દૂધની ધારા વહેવી જોઇએ, જેથી આ ત્રણે બાળકોનું પોષણ હું સારી રીતે કરી શકું

અનસૂયા માતાની પ્રાર્થના પુર્ણ થતાં સ્તનમાંથી દુધની ધારાઓ થવા લાગી, એથી હર્ષઘેલાં બનેલાં અનસૂયા ત્રણે દેવો પાસે આવીને એક એક બાળકને પોતાની ગોદમાં મોદથી લીધા, અને માગણી પ્રમાણે ભીક્ષા આપી. તે પછી ત્રણે દેવોને પોઢાડવા માટે પારણું બાંધવા વિચાર કર્યો, પણ ત્રણને માટે જુદાં સાધનો નહી હોવાથી એકજ પારણું બાંધ્યું, મનમાં માતાએ વિચાર્યું, કે ત્રણે સંપીને ભીક્ષા લેવા આવ્યા હતા, માટે સંપ ઘણો સારો દેખાય છે, તો એકજ પારણામાં આનંદથી પોઢશે, એમ વિચારી એક આંબાની ડાળી સાથે વલ્કલ વસ્ત્રના ચાર છેડા બાંધી, ખોઇ બનાવી, તેમાં એકને આ બાજુ અને બીજા બે દેવોને બીજી બાજુ, એમ પોઢાડી હાલરડાં ગાવા લાગ્યાં.

**પારણું-બાળકને હાલરડું વ્હાલું-ના જેવો-તા. ખીમટો.**

હાલરડે હીંચોને વહાલા, પારણીએ પોઢોને વહાલા-(૨)
ભૂલ્ય થઇ ભારી તમારી, મારી ઇચ્છા ન લગાર;
એરે કજાની મજારે માંણતા, સજા થઇ પારાવારે...પાર.
સત્ય પ્રતાપની માપણી માપવા, ધાયા ધરીને ધીર;
આંખો વીંચી ઝટ ઉંઘો બાલુડા, રડો નહી મારા વીર...પાર.
અજર અમર આપ કહાવો, લ્હાવો આપી ભાવો;
સુઇ જાઓ શાણા જાણ્યા તમોને, હવે સતી વિજય વરતાવો...પાર.

અનસૂયા માતાને આવો બ્રહ્માનંદ પ્રાપ્ત થઇ રહ્યો હતો, જેને પોતાના શરીરને માટે પણ ભાન હતું નહી એવાં પ્રેમ મગ્ન બન્યાં હતાં. તેવામાં, અચાનક અત્રીઋષિ ધ્યાનમાંથી જાગ્રત થયા. એટલે સતિ, સતિ, કહીને એક બે અવાજ કર્યા. પરંતુ તે અવાજ સાંભળ્યા નહી જેથી ઋષિ, પર્ણકુટીમાંથી જોવા લાગ્યા, તો સતિને રમત કરતાં જોયાંતેથી ઉતાવળો ઘાંટો પાડયો, એટલે સતિ એકદમ ચમક્યાંઅને ઉઠી પતિ પાસે આવ્યાં. ચર્ણમાં મસ્તક નમાવી હાથ જોડી ઉભાં રહ્યાં, અને બોલ્યાં, કે શી આજ્ઞા છે ?

**અત્રી**—દેવી, આમ નાની છોકરીઓની માફક પારણું બાંધી નાની

નાની ઢીંગલીઓ સુવાડી રમત શું કરો છો? હજુ સુધી તમારો બાળપણનો ખ્યાલ ગયો નથી, કે શું?

**અનસૂયા**—પ્રાણવલ્લભ, આપની કિંકરી આપના કહેવા પ્રમાણે ગમત્ કરવા અર્થે પારણું બાંધે તેવી નથી. પણ જેને મેળવવાને તમે રાત્રી દીવસ ધ્યાન ધરોછો, તે ત્રણે દેવો આપની કૃપાથી બાળક સ્વરૂપે અહીં બીરાજે છે.

સતિની હકીકત સાંભળી અત્રીઋષીને અકથ્ય આનંદ પ્રાપ્ત થયો. તેથી જે ઠેકાણે પારણું બાંધ્યું હતું. ત્યાં આવી અકેક બાળકને ઉઠાવી હૃદય સાથે દબાવી મુસ્તક સુંધી ઘણાજ હર્ષની સાથે રમાડી રહ્યા હતા તેવે.

**નારદ**—ભજગોવિંદં ભજગોવિંદં ગોવિંદં ભજ મુઢમતે.

આ પ્રમાણે નારદજી ભજન કરતા કરતા સ્વર્ગમાં આવ્યા. નારદને જોઇ લક્ષ્મીજી પૂછવા લાગ્યાં.

**લક્ષ્મી**—હે પુત્ર નારદ! હાલ તમો ક્યાંથી આવો છો?

**નારદ**—માતા, મારૂં શું ઠેકાણું? આપણે તો રખડતા રામ છીએ, મોજ પડે ત્યાં ફરતા ફરીએ. પણ માજી? આજે આપ આટલાં બધાં ઉદાસ કેમ જણાઓ છો?

**લક્ષ્મી**—તમારા કહેવા પ્રમાણે વિષ્ણું પરમાત્માને અનસૂયા પાસે ભીક્ષા લેવા મોકલ્યા છે, પણ હજુ સુધી આવ્યા નથી તેની ચીંતા થાય છે.

**નારદ**—માતા, માતા, તમે તો તદ્દન ભોળાં છો? જે અનસૂયાએ તમારા નામનાં ઘાસનાં પુતળાં પગે બાંધ્યાં છે, તે જેવી તેવી નહિ હોય. એણે તો તમારા પતિને જળની અંજળી છાંટી બાળક બનાવી દીધાં છે.

**લક્ષ્મી**—નારદ, એમ બને નહિ. જેની પાસે આખી જગતના પ્રાણી માત્રો પુતળા રૂપ છે, તેવોને અનસૂયા પુતળારૂપ બનાવી શકે એ હું કબુલ કરી શક્તિ નથી.

**નારદ**—માજી, મારૂં હળતું લોહી હવાલદારનું, એટલે તમો ક્યાંથી કબુલ કરો? પણ, આપ મારી સાથે પધારો તો પ્રતિતી કરાવી આપું.

ઉપર પ્રમાણે કહીને ત્રણે દેવીઓને સાથે લેઇ અત્રિ, આશ્રમે આવ્યા. એ વખતે અનસૂયા પર્ણકુટીમાં ગયાં હતાં, તેવામાં, ત્રણે દેવીઓ પારણા

પાસે આવી ઉભાં રહ્યાં. તેમને જોઇ દેવોને હસવું આવ્યું. એ બનાવથી ત્રણે મહાદેવીઓ ઘણાજ ઉંડા વિચારમાં પડી ગયાં, અને નારદને પૂછ્યું, ભાઇ, આ છ, છ, માસના બાળક અમને જોઇને હસે છે. તેનું કારણ શું હશે?

**નારદ**—માજી, એ હું શું જાણું, કે તેઓ શા કારણથી હસે છે?

આ પ્રમાણે વાત ચાલતી હતી એવામાં, સામેથી અનસૂયાને આવતાં જોયાં. જોઇને નારદજીને પૂછ્યું, કે તમો કહેતા હતા, કે તમારા નામનાં ઘાસનાં પુતળાં પગે બાંધેલાં છે. તે પુતળાં પગે કેમ દેખાતાં નથી?

**નારદ**—માજી? પગે બાંધેલાં પુતળાં તો કદાચ છોડી નાખ્યાં હશે, પરંતુ આ પારણામાં પોઢેલાં ત્રણ પુતળાં, તેનું અવલોકન કરી લ્યોને? ઘાસનાં પુતળાંમાં શું જોવાનું છે?

**સાવિત્રી**—ત્રણેનું એકજ સ્વરૂપ જોવામાં આવે છે. માટે હવે કરવું શું ?રસ્તો તો બતાવો?

**નારદ**—એનો રસ્તો મને કાંઇ સૂઝતો નથી, પણ મારી અલ્પમતિથી એવું અનુમાન કરી શકાય છે, કે તમો ત્રણે, તમારી સાસુના ચરણમાં જઇ નમો, તેથીજ તેમને ગમો, અને, તોજ તમારા પતિને મેળવી શકશો.

**પાર્વતી**—નષ્ટ, નારદ, કોણ અનસૂયા અમારી સાસુ? જેને અમો હલકી પાડવા ધારીએ છીએ, તેનેજ તું નમવાનું કહે છે?

**નારદ**—માતા, વગર વાંકે રાંક ઉપર આંક કરી, દબાવવાની કાં તૈયારી કરો છો? હુંતો, તમારા હિતની વાત કહું છું, જો પતિ મેળવવા હોય તો, જઇ નમો?

નારદજીનાં ઉપર પ્રમાણેના શબ્દો સાંભળી ત્રણે દેવીઓનું ગુમાન ઉતરી ગયું, અને નિરાભીમાની બની, સામેથી આવતાં હતાં, એ અનસૂયાના ચરણમાં નમવા ગયાં, તેવે સતીએ, હાથથી અટકાયત કરી ઉભાં રાખ્યાં. દેવીઓ? આપ કોણ છો? અત્રે અહીં પ્રધારવાનું પ્રયોજન શું છે?

**દેવીઓ**—આપની પાસે અમો ત્રણે. આ પારણામાં પોઢેલા અમારા ત્રણે પતિની ભિક્ષા માગીએ છીએ.

**અનસૂયા**—જો પારણામાં પોઢેલા તમારાજ પતિ હોય તો, ઓળખીને લઇ લ્યો.

**દેવીઓ**—એમ અમારાથી ઓળખી શકાય તેમ નથી, તમોએ

જેવી રીતે તેમને બાળક બનાવ્યા, તેવી રીતે પ્રગટ કરો, જેથી અમો ઓળખી લેઇએ.

એ વખતે ઉપર પ્રમાણે વાતચિત્ થતી હતી તે બનાવ પર્ણકુટીમાંથી અત્રિઋષી જોતા હતા તે હકીકત સાંભળી અત્રિઋષીએ, મન સાથે વિચાર્યું કે, એમાં કંઇ તકરારની બાબત નથી એમ સમજી બહાર આવ્યા તે વખત સતીએ, પોતાના પતીને, તમામ વાત વિદીત કરી, અને દેવીઓની ઓળખાણ આપી. અને પ્રભુને પ્રગટ કરવા અર્થે પ્રાર્થના કરવા લાગ્યાં.

## ભૈરવી તા–લાવણી.

ભૂધર ભાવે ભેટયા અમને, ઘણું બતાવ્યું વહાલ;
અગમ્ય અગોચર આપ કહાવો, છતાં કર્યાં નિહાલ. ( દર્શન આપી )
સત્ય સ્વરૂપ છે શ્યામ તમારૂં, કૃતાર્થ થયા અમે હાલ;
ત્રીદેવ, દેવી આજે સેવી, એ તક આપી ગોપાલ.
અમી દષ્ટિની કરો વૃષ્ટિ–શરણુંગત્ છીએ પ્રતિપાલ;
વજેશંકર કહે કરી કરૂણા–પ્રગટ થાઓને હાલ.

સતી, પતી, બેઉ મળી, પૂર્ણભાવથી, ઉપર પ્રમાણે શબ્દો કહી રહ્યા હતા તે પ્રાર્થના સાંભળીને ત્રણે દેવો પ્રગટ થયા અને વરંબ્રુહિ, વરંબ્રુહિ, એટલે વરદાન માગો એવું કહી રહ્યા જેથી સતી પ્રભુ પ્રત્યે કહેવા લાગ્યાં કે, હે પ્રભુ ? આપ પ્રસન્ન થઇ વરપ્રદાન આપો છો તો, એ માગું છું કે તમારા જેવાજ મારા ઉદરથી ત્રણ પુત્રો પ્રગટ થાય, સતીનું વચન સાંભળી ત્રણે દેવોએ તથાસ્તુ કહ્યું.

વિષ્ણુ ભગવાનના વચનથી ઉત્પન્ન થએલા દત્તાત્રય, કે જેણે ચોવીસ ગુરૂ કર્યા. વળી બ્રહ્માના વચનથી ઉત્પન્ન થએલા એવા જે ચંદ્રમા નામના મુની, કે જેની રામાયણની અંદર હકીકત આવે છે, અને મહાદેવજીના વચનથી પ્રગટ થએલા એવા જે દુર્વાસાઋષી, કે જે મહાન ક્રોધી હતા.

આ ત્રણે દેવોના અંશથી ઉત્પન્ન થએલા, એવા જે મહાન પ્રતાપી અનસૂયા માતાના પુત્રોની "વાત" જગવિખ્યાત છે.

આ અવનીને વિષે અવતરેલા અનસૂયાએ બધી સતીઓમાં પોતે માતૃપદ મેળવ્યું, એ પ્રતાપ પતી સેવાનોજ છે, તો, આધુનિક સમયમાં અનેક અબળાઓએ અવળે રસ્તે ન દોરાતાં પતી પરાયણ રહેવું, અને

પતીની આજ્ઞા માન્ય કરી રહેનારી સન્નારીઓ આ સંસારાબ્ધી સહેજે તરશે એમાંકાંઇપણ સંદેહ નથી માટેજ.

અ-સાખી.

અકૃત્યોથી અલગ રહીને, કરોનીજ પતીની સેવા;
અનન્ય ભાવે જીવન ગાળો-થાઓ સતીના જેવા;
મેવા પામો અપાર-સુખે તરશો આ સંસાર-મેવા.

ગીતી.

આનંદ ઘન ભજો ભાવે, આવે ન યમદુત નિજ દ્વારે;
વિજયશંકર કહે વહાલે, જય જય રણુછોડ બોલો એકવારે.

